श्रीगौरवग्रन्थमाला पुष्प १.

# गीतापरिचय.

गीता मे हृदयं पार्थ ! गीता मे ज्ञानमुत्तमम् ।

श्रीकृष्णः

પ્રકાશક

રઘુનાથ ગણેશ એન્ડ કંપની,

મુંબઈ.

॥ नमः गोपालकृष्णाय ॥

ગુર્જર ગૌરવ ગ્રંથમાલા—પુષ્પ ૧ લું.

# ગીતા પરિચય.

गीता मे हृदयं पार्थ ! गीता मे ज्ञानमुत्तमम्

( श्रीमद्भगवद्गीता )

અનાથાશ્રમ નાસિકની સહાયતા માટે

શ્રીયુક્ત–બાબુ રામદયાલ મજમુદાર,

એમ એ. કૃત.

પ્રકાશકઃ

રઘુનાથ ગણેશની કંપની

હરકુંવર બિલ્ડિંગ, કંધાર રોડ,—મુંબઈ નં. ૨.

સંવત ૧૯૭૨. પ્રથમાવૃત્તિ. પ્રતિ ૧૦૦૦.

કીમત ૧–૮ ૦.

# निवेदन.

ગુજરાતી ભાષામાં ઘણાં સારાં પુસ્તકો છે અને લખાતાં જાય છે, પણ હજુ બંગાળી અને મરાઠી ભાષા પ્રમાણે તેનું સાહિત્ય સર્વ વિષયોનું અધિક હોય તેમ જોવામાં આવતું નથી. ગુજરાતી પ્રજામાં ધાર્મિક શ્રદ્ધા ઘણી છે, પણ તે શ્રદ્ધાને પોષણ કરવાને બદલે તેને નાશ કરવાનો પ્રયત્ન વધારે પ્રમાણમાં થતો જોવામાં આવે છે. એ ખરેખર ખેદની વાત છે.

ગુજરાતી ભાષામાં ધાર્મિક પુસ્તકોનો વધારો થાય તેવી ગોઠવણ ગુજરાતી ભાષાના વિદ્વાનોએ કરવી જોઇએ. મારો ગુજરાતી ભાઇઓ સાથે લગભગ ૨૦-૨૫ વર્ષથી સબંધ છે. મને જોઇએ તેવું ગુજરાતી ભાષાનું જ્ઞાન નથી, છતાં ગુજરાતી લેખકોની સહાયતા લઇને પણ તે ભાષામાં સારાં ધાર્મિક પુસ્તકો પ્રકટ કરવાનો મારો વિચાર છે. આજે ગુજરાતી ભાઇઓને મારૂં પહેલું પુસ્તક અર્પણ કરતાં મને ઘણો હર્ષ થાય છે. જો મારા ગુજરાતી ભાઇઓ મને આ કાર્યમાં યોગ્ય ઉત્તેજન આપશે તો એક પછી એક પુસ્તક પ્રકટ કરતી રહીશ. આ પુસ્તકને છપાવવાના કાર્યમાં જેમની મદદ મળી છે તેમનું મુબારક નામ તેમનાં પરિચય ચિત્ર સમેત અહિં આપવામાં આવે છે. આ શિવાય આ કાર્યમાં મને જેમની જેમની સહાયતા મળી છે તેમનો તથા ગીતાપરિચયના મૂળ લેખક બંગાલના સુપ્રસિદ્ધ વિદ્વાન્ શ્રીમાન્ રામદયાલ મજમુદાર એમ. એ. નો અંતઃકરણથી ઉપકાર માનું છું.

આ પુસ્તક છપાતું હતું તે વખતે હું ઘણીજ બીમાર પડી ગઇ હતી તેને લીધે તથા બીજા શહેરમાં છપાવવાને લીધે કેટલીક ભૂલો રહિ ગઇ છે, તેને માટે હું ઘણી દિલગીર છું.

સમય નહિ હોવાથી શુદ્ધાશુદ્ધ પત્ર પણ આપી શકી નથી, તેથી આવતી આવૃત્તિમાં તે સર્વ ભૂલો સુધારી દઇશ.

કાશીબાઈ રેંદાલકર.

---

# વિશેષ પ્રાર્થના.

दातव्यमिति यद्दानं दियतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ॥

દેશમાં દિવસે દિવસે દુર્ભિક્ષ અને મહામારી વગેરેને લીધે સારા સારા કુટુમ્બોના બાળકો પણ અકસ્માત્ અનાથ બની બેસે છે. આવા અનાથ બાળકોની રક્ષા કરવી એ દરેક સદ્દગૃહસ્થોનો પરમધર્મ છે. સાત્વિક દાનની અજ્ઞાનતાને લીધે દેશમાં જે દાન થાય છે તેનો મ્હોટો ભાગ બીજેજ રસ્તે ખરચાય છે અને દાનના ખરા હકદારોને તે દાનનો લાભ મળતો નથી તેને લીધે આપણા હિન્દુઓના ઉચ્ચ કુટુમ્બોના બાળકો વિધર્મીઓના ફંદામાં ફસી હિન્દુ ધર્મના રક્ષણને બદલે તેના નાશનો યત્ન કરે છે; તેથી સમસ્ત ધર્મ-બંધુઓને અમારી પ્રાર્થના છે કે તેમણે આ શ્રીરણછોડજી અનાથ બાળાશ્રમને યથાશકિત એકકાલીન, વાર્ષિક માસિક, વગેરે દાન કરી, કરાવી પોતાના દેશ અને ધર્મની રક્ષા કરવાના આ મહાનુષ્ઠાનમાં બનતો ભાગ લેવો. આ આશ્રમ શ્રીનાસિક ક્ષેત્રમાં આવેલું છે માટે ત્યાંની યાત્રાએ જનારા દરેક ગૃહસ્થે આશ્રમનું જાતે અવલોકન કરી યોગ્ય સહાયતા કરવા ભૂલવું નહિ. આ આશ્રમનો સઘળો ખર્ચ પરમેશ્વરની કૃપા અને આપના જેવા ઉદાર સજ્જનોની સહાયતાથી નભે છે. માટે તેને તન, મન અને ધનથી બનતી સહાયતા કરવા દરેક સજ્જનોએ તૈયાર થવું એવી અમારી પ્રાર્થના છે.

વ્યવસ્થાપક "અનાથાશ્રમ"

મુ. નાસિક.




આ પુસ્તક પ્રકાશિત થવાનું સંપૂર્ણ માન ધર્મનિષ્ઠ, પરમ ઉદાર શ્રીમાન શેઠ છબીલદાસ લક્ષ્મીદાસ જે. પી. ને ઘટે છે, તેમણે પોતાનાં માતૃતુલ્ય કાકીશ્રી. ગં. સ્વ. માણકબાઈની સ્મૃતિરક્ષા માટે અને તેમનાં શ્રેયાર્થે આ પુસ્તક છાપવાના કામમાં દ્રવ્ય સંબંધી સારી સહાયતા આપી છે. આ શેઠસાહેબની ઉદાર સહાયતાથીજ આ પુસ્તક છપાવાને લીધે તેમને જેટલો ધન્યવાદ આપવામાં આવે તેટલો થોડો છે.

કાશીબાઇ રેંદાળકર.

# આવશ્યક નિવેદન.

અમારી સૂચના પ્રમાણે આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કરવાની રજા તેના મૂળ લેખક શ્રીમાન્ રામદયાલુ મજુમુદારે નિઃસ્વાર્થ-ભાવથી આપી છે, અને તેનું ભાષાંતર પંડિત માધવ શર્મા પાસે કરાવીને અમે આ પુસ્તક પ્રકટ કર્યું છે. આ પુસ્તક સંબંધી સર્વ અધિકાર અમારો પોતાનો છે, પરંતુ આ આવૃત્તિનું ખરચ કાઢતાં જે આવદાની રહેસે તે અનાથાશ્રમની સહાયતામાં આપવામાં આવશે.

કાશીબાઇ રેંદાળકર.

---

## ગુર્જર ગૌરવ ગ્રન્થમાળા

### પ્રથમ વર્ષમાં નિકળનારાં પુસ્તકો.

| | નામ. | કિમત. |
|---|---|---|
| ૧ | ગીતાપરિચય ... ... ... ... | ૧—૮—૦ |
| ૨ | ભક્ત ચરિત્ર ... ... ... ... | ૧—૦—૦ |
| ૩ | માતૃજીવન અને બાલ રક્ષણ ... ... | ૧—૦—૦ |
| ૪ | શ્રીકૃષ્ણ ચરિત્ર ... ... ... ... | ૦—૮—૦ |
| ૫ | રાણી ભવાની ... ... ... ... | ૧—૮—૦ |
| ૬ | સમર્થ રામદાસ ચરિત્ર ... ... ... | ૧—૦—૦ |
| ૭ | રમાનું આદર્શ જીવન ... ... ... | ૧—૦—૦ |

સૂચના—એક રૂપૈયો પ્રવેશ ફી ભરીને ગ્રાહક થનારાને ૨૫ ટકા કમિશન કાપી આપવામાં આવશે.

---

## શ્રીમદ્ ભગવદ્ગીતા.

### પ્રથમ અને દ્વિતીય અધ્યાય.

ગીતાપરિચયના લેખકે ગીતાની એક વિસ્તૃત વ્યાખ્યા લખી છે, જેની જાહેરખબર આ પુસ્તકના અંતમાં આપવામાં આવી છે, તેના પ્રથમ અને દ્વિતીય અધ્યાયનું ભાષાંતર તૈયાર છે, અને થોડા સમયમાં બહાર પડશે. પ્રથમથી ગ્રાહક થનાર પાસેથી મૂલ્ય ૨—૦—૦

# શ્રીમતી માણેકબાઈ (કબુબાઈ)નું જીવન વૃત્તાન્ત.

આ પરમ પુણ્યશાળી બાઇ કલીયુગનાં સાક્ષાત્ દેવી સ્વરૂપ થઇ ગયાં છે. તેમનો જન્મ મુંબઇમાં ભાટીયાજ્ઞાતિકુળદીપક શેઠ જમનાદાસ દેવીદાસનાં સૌભાગ્યવતી પતિવ્રતા ભાર્યા બાઇ શ્રી ગોકીબાઇની પવિત્ર કુખે સંવત્ ૧૯૨૭ ના આસો સુદ ૧૫ ના શુભ દિવસે થયો હતો. તેમના પિતાશ્રી ધનાઢ્ય, સ્વધર્માભિમાની, સમર્થ, કાર્યકુશળ અને વ્યવહારપરાયણ વ્યાપારી વર્ગના હતા, અને માતુશ્રી ગોકીબાઇ ખરેખર જાણે શ્રીગોકુળમાં જન્મ પામેલાં ન હોય! તેમ શ્રીકૃષ્ણ પ્રેમાનુરાગીણી, ધર્માવતારિણી, નીતિનિપૂણ, સદ્‌ગુણી, પરોપકારવૃત્તિવાળાં અને પતિપરાયણ સાધ્વી સ્ત્રી હતાં. પ્રકૃતિ નિયમાનુસાર જેમ જમીન અને બીજ બન્નેના ગુણો ફળમાં આવે, તેમ આ ધર્મપરાયણબાઈ માતા પિતાના તમામ સદ્‌ગુણોથી અલંકૃત જન્મ્યાં હતાં. આ બાઇના જન્મ સમયે મુંબઈ શહેરમાં સ્ત્રી કેળવણીની માત્ર શરૂઆત જ હતી. ઘણાંખરાં માબાપો પોતાની પુત્રીઓમાં ઉત્તમ બુદ્ધિ વિગેરે સુલક્ષણ જણાતાં છતાં, તેમને કેળવણી આપી સદ્‌ગુણી બનાવવામાં બેદરકાર રહે છે, તેમ આ બાઇના સંબંધમાં થયું નહોતું. માતાપિતાને આ પ્રથમ સંતાન તરફ અપૂર્વ પ્રેમ હતો. અને તેથી બાલ્યવસ્થાથીજ ચતુર, બુદ્ધિમાન અને હોશિઆર જણાતી પોતાની લાડકી પુત્રી, શ્રેષ્ઠ અને સુખી જીવન શી રીતે ગાળે તે વિષે હમેશ કાળજી રાખવી તેજ તેમની મોટામાં મોટી ફરજ છે એમ સમજી આ બાઇને ધર્મ અને નીતિની કેળવણી આપી ઉત્તમ લક્ષણવાળી બનાવવા તન, મન અને ધનથી સતત્ પ્રયત્ન કરતાં હતાં. શુકલપક્ષના ચંદ્રની માફક તેમની બાલ્યાવસ્થાથીજ સદ્‌ગુણોનો વિકાસ વૃદ્ધિ પામતો ગયો. અને ગુજરાતી તથા સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન શાલા, તેમજ ખાનગી નીતિનિપૂણ શિક્ષકદ્વારા તેમણે સંપાદન કર્યું. જેમ જેમ વય અને જ્ઞાનની વૃદ્ધિ થતી ગઈ, તેમ તેમ સદ્‌ગુણ મનોહર કાન્તિ અને શ્રીપ્રભુ પ્રીતિમાં પણ વધારો થતો ગયો. પોતાના પરિશ્રમનું પૂર્ણ ફળ મળેલું જોઇને તે બન્નેના આનંદનો અવધિ થયો. આ બાઇએ લગ્ન પહેલાંથીજ શ્રીમદ્‌ગીતાનો પાઠ કરવાનો અને શ્રીમદ્ ભાગવતનું શ્રવણ કરવાનો હમેશાં

નિયમ રાખેલો હતો, અને તે પ્રમાણે તેમનો આત્મા પરમાત્મામાં મળી ગયો, ત્યાં સુધી ચાલું રહ્યું હતું. આ પ્રમાણે ધર્મ અને નીતિની કેળવણી ઉપરાંત, ગૃહવ્યવસ્થાની કેળવણીનું માતુશ્રી ગોકીબાઇ પાસેથી યથાર્થ શિક્ષણ લગ્ન થતાં પહેલાં મળી ચુક્યું હતું, તેથી તેમનો લગ્ન સંબંધ મુંબઇના શ્રીમાન્ વ્યાપારી વર્ગના શેઠ ભીમજી રવજીના પુત્ર લાલજી શેઠની સાથે થયો. ત્યારથીજ તે બાઇએ પોતાને મળેલી ઉત્તમ કેળવણીનો પ્રભાવ શ્વસુર પક્ષમાં પાડવા માંડયો, અને ટુંક સમયમાં શ્વસુર પક્ષના તમામ વડીલોનાં પ્રીતિપાત્ર બન્યાં. પતિ તેજ પરમેશ્વર એ મહાન્ સૂત્રને શુદ્ધ ભાવનાથી અનુસરી, પતિની હમેશાં પ્રાતઃકાળમાં પૂજા કરી, તેમનો જમણા પગનો અંગુઠો ધોઇ તેનું જળપાન હમેશાં કરવાનો નિયમ રાખી, તેમની તમામ આજ્ઞાઓ શિરસા વંદ્ય ગણી સતિ સાવિત્રીની માફક પતિભક્તિનું તાદૃશ્ય અનુકરણ કરતાં હતાં. તેમના પતિ શેઠ લાલજીભાઈ પોતાને આવી લાયક, સદ્‌ગુણી અને પતિવ્રતા સ્ત્રી મળવાથી પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા, તથા ધર્મ અને વ્યવહારમાં હમેશાં સહચારી બનાવી મંત્રી તુલ્ય સલાહ લેવા લાગ્યા, તેમજ તેમને કોઇ રીતે માઠું લાગવાનો પ્રસંગ ન આવે તે પ્રમાણે તેમની પવિત્ર સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરતા, અને તેમના સદ્‌ગુણશાળી વર્તનમાં, હમેશાં સહાય્યકાર બનતા. આ પ્રમાણે તે દંપતિના સુખનો પારજ ન હતો. તે પ્રમાણે સર્વ સૌભાગ્ય, પરમાત્મા તુલ્ય પતિની સેવા, તેમજ નિરાધારને આશ્રય આપવામાં પોતાનું ધાર્મિક જીવન ગાળી સુખી રહેતાં, પરંતુ દુર્દૈવવશાત્ શેઠ શ્રી લાલજીનો સંવત ૧૯૬૬ માં સ્વર્ગવાસ થયો, અને બાઇશ્રીને ૪૯ વર્ષની ઉમ્મરે વૈધવ્ય પ્રાપ્ત થયું. તેજ વખતથી તેમણે સર્વ વૈભવનો ત્યાગ કરી શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં અને ભૂમિપર શયન કરવા લાગ્યાં તેમ જીંદગી ટકી રહે તેટલો એકજ વખત, બહુ સાદો અને સ્વલ્પાહાર કરવાનું શરૂ કીધું, અને સ્વામીની પુજાને બદલે તેમની મૂર્તિની તેજ ભાવનાથી, પૂજા, તેમ જ પરમાત્માની ભક્તિ કરી વૈધવ્યનાં ત્રણ વર્ષ તિવ્ર વૈરાગ્યમાં ગાળી સંવત્ ૧૯૬૯ ના મહા વદ ૭ ના દિવસે શ્રી પરમાત્માના રૂપમાં બાઇશ્રીનો પવિત્ર આત્મા મળી ગયો.

ગર્ભ શ્રીમ·ત્તમાં જન્મ પામેલાં તથા ઉછરેલાં હોવા છતાં, આ બાઈ જેવાં નીતિ, વૈરાગ્ય, પતિભક્તિ, પ્રભુ પ્રીતિવાળાં હતાં, તેવાંજ તેઓ પરોપકારી અને સ્ત્રીકેળવણીના ઉદ્ધારક હતાં. જીંદગી પર્યંત અનાથાશ્રમ

અને કન્યા કેળવણીમાં વખતો વખત સારી મદદ કરતાં. તેમજ વળી મહીલા સમાજમાં શુદ્ધ અંતઃકરણ પૂર્વક ઉત્સાહથી પ્રસંગોપાત નીતિયુક્ત વ્યાખ્યાનો કરી, સ્ત્રીજાતિને ઉચ્ચતર સ્થિતિએ લઈ જવામાં, પોતાથી બનતો પ્રયત્ન કર્યાં કરતાં. તે ઉપરાંત પોતાના પતિના સ્મરણાર્થે તેમની ઇચ્છાને માન આપી તેમના જેઠ—સ્વ. શેઠ લખમીદાસ ભીમજીએ રૂ. ૧૦૦૦૦૦ અંકે એક લાખની મોટી રકમ સ્વ. શેઠ ગો. તે. ચેરીટીમાં આપી છે. આ ઉપરાંત ભારત વર્ષના લગભગ બધાં તીર્થસ્થાનોની યાત્રા કરી, પવિત્ર ધર્મગુરૂઓ અને સત્ પુરૂષોનાં દર્શન કરી, તથા તેમના સદુપદેશ ગૃહણ કરી, પુષ્કળ ગરીબોને યથાશક્તિ દાન આપ્યાં હતાં.

આ બાઇને કંઈ પણ સંતતિ નહોતી છતાં તે બાબતમાં તેઓ બીલકુલ અસંતુષ્ટ નહોતાં. પોતાના જેઠના પુત્રો અને પુત્રીઓને પોતાનાં સંતાન તુલ્ય ગણી તેમનું યોગ્ય લાલન-પાલન કરતાં અને તઓ પણ તેવાજ પ્રેમથી તેમને માતા તુલ્ય ગણી તેમની આજ્ઞામાં રહેતા. તેમને કેળવણી માટે બહુ લાગણી હોવાથી તેમના ભત્રીજાઓએ રૂ. ૨૦૦૦ મુંબઇના ભાટીઆ બાળરક્ષક વિદ્યાલયમાં આપ્યા છે ને તેના વ્યાજમાંથી વિદ્યાર્થીઓને ચોપડીઓ અપાય છે.

વળી તેઓમાંના તેમના ભત્રિજાઓ નામે શ્રીમાન્ શેઠ છબીલદાસ લખમીદાસ કે જેઓ સાધન સંપન્ન અને વિનયી તેમજ જે. પી. ની માનવંતી પદ્વિ ધરાવે છે તેમણે તથા શેઠ નારાણદાસ લખમીદાસે શ્રીમદ્ ભગવદ્ગીતાની, આ બાઇની પૂર્ણ ભાવનાની નિશાની તરીકે, તેમના સ્મરણાર્થે, આ ગીતાપરિચય પુસ્તકની એક હજાર નકલો છપાવવાનું તમામ ખર્ચ આપ્યું છે.

જેવી રીતે આ બાઇના શ્વસુર પક્ષમાં આવા નીતિવાન, સમૃદ્ધિવાન ને શ્રેષ્ઠ કુટુંબીઓ છે, તેજ પ્રમાણે પિતૃપક્ષમાં પણ તેવાજ નીતિવાન, સમૃદ્ધિવાન ને શ્રેષ્ઠ તેમના ભાઈ શ્રીમાન્ શેઠ વલ્લભદાસ જમનાદાસ અને તેમના પુત્રો છે. તેઓ સર્વેનો પણ આ બાઈ પ્રતિ અપૂર્વ ભાવ હતો. આ બન્ને કુટુંબોને ઉત્તમ સુખ સંપત્તિ મળે અને પુત્ર પરિવાર સાથે તેમની ચઢતી કળા થાય, એવી શ્રી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

આ ટુંક જીવનચરિત્ર વાંચી અન્ય સર્વ બ્હેનો તેનું યથાર્થ અનુકરણ કરે, એવી તેઓને અમારી નમ્ર વિનંતી છે. આ બાઈ કેવાં સુશીલ અને નમ્ર હતાં એ સંબંધમાં વધારે નહિ લખતાં માત્ર તેમણે જે એકવાર વ્યાખ્યાન આપેલ તે અહિં આપ્યું છે તે ઉપરથી તેમના સદ્‌વિચારો જાણવામાં આવી જશે.

સદ્‌ગુણી બહેનો !

આજે હું અભિમાન વિશે બે બોલ બોલવાની રજા લઉં છું તે ધ્યાનથી સાંભળવાની કૃપા કરશો. બહેનો, પતિવ્રત ધર્મ પરાયણ સુંદરીઓએ અભિમાનનો સર્વથા ત્યાગ કરી પોતાના પ્રાણનાથ પતીની ચરણ રજ પોતાના મસ્તક ઉપર ધારણ કરી નિરભિમાની થઈ આ સંસારમાં પતિની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઇએ જેથી તત્કાલ સંસારરૂપી મહાસાગરમાંથી તેવી સ્ત્રીઓ સુખપૂર્વક તરી જાય છે. સદ્વિચાર સંપન્ન સ્ત્રીજાતીએ ક્યારે પણ ભૂલે ચૂકે કોઈ પણ બાબતનું અભિમાન કરવું નહીં. અભિમાનથી મહાન્ દુઃખની પ્રાપ્તિ થાય છે વિદ્વાન્ મનુષ્યો ક્યારે પણ ગર્વ કરતા નથી પણ અવિદ્વાન મનુષ્યો છે તેજ બહુ પ્રકારે ગર્વ કરે છે. જેમ જળથી સંપૂર્ણ ભરેલો ઘડો છલકાતો નથી પણ અપૂર્ણ જળથી ભરેલો ઘડો હમેશાં છલકાયા કરે છે. અભિમાનથી રાવણ, દુર્યોધન, કાળયવન, કંસ વિગેરે હજારો મહારાજાઓ નાશ પામ્યા છે. અને તેથીજ આપણા ધર્મશાસ્ત્રમાં "**अभिमानं सुरापानं**" આ વાક્ય મહર્ષિઓએ વર્ણવ્યું છે. અર્થાત્ અભિમાનની મદિરાની સાથે સરખામણી કરી છે પણ સૂક્ષ્મ સિદ્ધાંતથી આપણે અવલોકન કરશું તો અભિમાન મદિરાપાનથી પણ અધિક દુઃખદાયક છે એમ સિદ્ધ થાય છે, કારણ કે મદિરાના પાન કરનારા મનુષ્યોને મદિરાની કેફ ત્યાં સુધીજ રહે છે કે જ્યાં સુધી મદિરાનું પાચન થયું ન હોય. પરંતુ મદિરા ઉતરી જવાથી પુનઃ મનુષ્ય અભિમાન રહિત થાય છે પણ અભિમાન રૂપ મદિરાનો મદ તો ત્યાં સુધી રહેવા પામે છે કે અભિમાની મનુષ્યનું જીવન સંસારમાં કાયમ રહે છે. એટલા માટે સત્પુરૂષોએ અભિમાનને સુરાપાનથી પણ અધિક દુઃખદાયક ગણ્યું છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને પોતાના ભક્ત અર્જુન પ્રત્યે કહ્યું છે કે અભિમાન એ આસુરી સંપત્તિમાંનોજ એક મહાન્ ગુણ છે માટે તેનાથી હમેશાં દુર રહેવું જોઇએ. બહેનો !

અભિમાન સદ્‌ગુણી સ્ત્રીઓએ સર્વદા ત્યાગ કરવા લાયક છે. અભિમાન એ સર્વ પ્રકારના સદ્‌ગુણોનો નાશ કરનારો મોટામાં મોટો દુર્ગુણ છે જેમ કોઢ નામના રોગથી મનુષ્યના સર્વ શારીરિક સૌંદર્યનો નાશ થાય છે તેવીજ રીતે અભિમાનરૂપ કોઢથી મનુષ્યના સર્વે સદ્‌ગુણરૂપ સૌંદર્યનો નાશ થાય છે માટે સમજુ મનુષ્યો ક્યારે પણ અભિમાન કરતા નથી. તેમાં નીચેના ત્રણ પ્રમાણરૂપ વાક્યો પણ પુષ્ટિકારક છે કેઃ—

(૧) અગાધ જળમાં વિચરનાર મગર મચ્છને તો કાંઈ ગર્વ ઉત્પન્ન થતો નથી પણ અંગુઠોજ ડુબી શકે એટલા અલ્પ જળમાં માછલી ફુરફુર કર્યા કરે છે.

(૨) વાસુકી નાગમાં બહુ વિષ હોવા છતાં પણ તે અભિમાન પામતો નથી પરંતુ વીંછીમાં તેજ ઝેરનું માત્ર બિંદુજ હોય છે તથાપિ તે પોતાનો કાંટો ઉંચોજ રાખ્યા કરે છે.

(૩) ઉત્તમ મધુર આંબાના રસનું પાન કરનારી કોયલ ક્યારે પણ ગર્વ કરતી નથી પરંતુ કીચડના મલીન જળને પીનાર દેડકાઓ ડ્રૈં ડ્રૈં એ પ્રમાણે શબ્દોને, ઉચ્ચાર કરે છે અર્થાત્ ગારાના પાણીને પણ જીરવી શકતા નથી.

આ ત્રણ પ્રમાણભૂત વાક્યોમાંથી સારાંશ એ ઉત્પન્ન થાય છે કે જેઓ મ્હોટા અને વિચારશીલ મનુષ્યો હોય છે તેમને કદી પણ ગર્વ ઉત્પન્ન થતો નથી, પરંતુ જેઓ અપૂર્ણ, અવિદ્વાન્ અને અવિચારવાન હોય છે તેવા મનુષ્યોજ ગર્વ કરે છે. હિરણ્યકશ્યપુ જેવા મહાન્ સમર્થ પુરૂષો પણ અભિમાનથી પાયમાલ થયા ત્યારે સાધારણ મનુષ્યની તો શી વાત કરવી? વળી સાંસારીક પદાર્થો તરફ આપણે સૂક્ષ્મ દષ્ટિદ્વારા અવલોકન કરીશું તો દરેક પદાર્થ નાશવાન છે એટલા માટે અભિમાન કયા પદાર્થનું કરવું? જે પદાર્થ સંબંધી આપણે અભિમાન ધરાવીએ તે મૂળ પદાર્થજ અનિત્ય છે અર્થાત્ નાશવંત છે ત્યારે તે સંબંધી ઉદ્‌ભવિત અભિમાન નાશ રહિત કયાંથીજ હોઈ શકે? માટે મહાત્માઓ ક્યારે પણ કોઈ પદાર્થનું અભિમાન કરતા નથી, યદ્યપિ સાધારણ મનુનુષ્યને આઠ પ્રકારનું અભિમાન ઉદ્‌ભવે છે એમ પટ શાસ્ત્રોનું કથન છે તથાપિ નિત્યાનિત્યજ્ઞ વિચારશીલ સમજુ મનુષ્યો માટે તો તે કથન નથી

જ પણ અવિદ્યાગ્રસ્ત પામર જીવો માટેજ છે: યથા: દ્રવ્ય, રાજ્ય, બળ, વિદ્યા, રૂપ ગુણ, જાતિ અને આશ્રમ પરંતુ એ આઠ પદાર્થો પણ વિનાશી હોવાથીજ અનિત્ય છે. પરમેશ્વર પરમ પિતાએ જે જીવોને ધનાઢ્ય બનાવ્યા છે તે દ્રવ્યથી અભિમાની બનાવવા માટે નહીંજ પણ તે દ્રવ્ય દ્વારા ધનાઢ્ય મનુષ્યો દીન અનાથ મનુષ્યોની નિરીક્ષા કરી યથાશક્તિ આશ્રયભૂત થઈ તેમને ઉન્નતિના માર્ગોમાં લગાડવા અર્થાત્ અન્નદાન, વસ્ત્રદાન વિગેરે સમર્પિ તથા તેમને દરેક પ્રકારે સુશિક્ષણ આપી સુખી અને સંસ્કારી કરવા જોઇએ. એવીજ રીતે રાજ્ય, બળ, વિદ્યા, રૂપ, ગુણ, જાતી, આશ્રમ સંબંધી જાણવું જોઇએ. જે જીવો આ સંસારમાં પૂર્વ પુણ્યપુંજથી દરેક પ્રકારની સત્તાઓમાંથી કોઇ પણ સત્તાના અધિકારી થયા હોય તો તે સત્તાનો સદુપયોગ કરવા માટેજ ઇશ્વરે તેમને સત્તાધિશો બનાવ્યા છે, એ પ્રમાણે નિશ્ચય જાણવું જોઇએ. અત્રે પ્રસંગોપાત એ પણ આવશ્યકનું વિચારવું યોગ્ય ગણાશે કે અભિમાન એ શબ્દનો બે પ્રકારનો ઉપયોગ થઇ શકે છે. સદ્ અભિમાન અને દુર અભિમાન મેં જે અભિમાન તજવા વિશે કહ્યું તે માત્ર દુર અભિમાન અને માટે છે, પણ સદ્ અભિમાન માટે નહીંજ, કારણકે સદ્ અભિમાન તો મહાત્મા પુરૂષોને સર્વદા સ્વિકૃત છે. સ્વધર્માભિમાન, સ્વદેશાભિમાન, જ્ઞાતિ અભિમાન અને કુલાભિમાન વિના તો મનુષ્યનું જીવન નિરર્થક ગણાય છે. અને એજ ચાર અભિમાનની રક્ષા માટે શ્રી કૃષ્ણે શ્રીમદ્ ભગવદ્ગીતામાં વારંવાર અર્જુનને જાગ્રત કરેલ છે. જેમકે "**સ્વધર્મે નિધનં શ્રેયઃ પર ધર્મો ભયાવહઃ**" અર્થાત્ સ્વધર્મમાં મરણ પણ કલ્યાણ કરનાર છે પણ પરધર્મ તો ભયનેજ લાવનાર છે. જેથી આ વાક્યને સમર્થ પુરૂષોએ અંગીકૃત કર્યું છે. તેવીજ રીતે પોતાના ધર્મનું પોતાના દેશનું પોતાના કુળનું અને પોતાની જ્ઞાતિનું અભિમાન પણ સર્વથા સજ્જનોને શિરોધાર્ય છે. જેમ કે "અહો આ અમારો ભરતખંડ! પૂર્વકાળમાં અન્ય સર્વ દેશોથી વિદ્યા, કળા, હુન્નર, કૌશલ્ય અને સર્વ સદ્ગુણોમાં સર્વથી શ્રેષ્ઠ હતો. અરે! તેજ ભરતખંડની આજે આવી દુર્દશા કેમ થઇ છે? હવે પાછો આ દેશ પ્રથમની પેઠે ક્યારે ઉન્નતિને પામશે? કયા પ્રયત્ન વડે પામશે? એવા કયા દુર્ગુણોએ નિવાસ કર્યો છે કે જેથી ભવ્ય વિભુતિથી વિભુષિત આ ભારતવર્ષ હાલ ગારત થઇ રહ્યો છે? પ્રાચીનકાળમાં આ ભરતખંડની જે જાહોજલાલી હતી તે આજે કેમ દેખાતી

નથી ? ક્યાં સંતાઇ ગઇ ?" વિગેરે સ્વદેશ દાઝ રૂપ સદ્વિચારોથી સ્વદેશાભિમાન ધારણ કરી આળસ, ઇર્ષ્યા, દ્વેષ, પ્રમાદ, અસત્યવાદ, પાખંડ વગેરે દુર્ગુણો જડમૂળથી ઉખેડવા જોઇએ અને તે સ્થાને વિવિધ પ્રકારની કેળવણી, વિદ્યાભ્યાસ, ઐક્ય યોગ્ય અવસ્થા અને વીવેક વિગેરે સદ્‌ગુણો યોજી તત્સંબંધી તન મન ને ધનથી પ્રયાસ કરવો એ સર્વથા શાસ્ત્રસંમત છે. તેમજ અરે અમારો સનાતન વેદોક્ત ધર્મ જે પ્રાચીનકાળમાં સામ્રાજ્ય પદ ભોગવતો હતો તે આજે છિન્ન ભિન્ન કેમ થઇ ગયો છે ? ઔરંગઝેબ બાદશાહના વખતમાં જ્યારે આપણા સનાતન ધર્મ પરાયણ બ્રાહ્મણો, ક્ષત્રીઓ, વૈશ્યો વિગેરેના મસ્તકો કાપી નાખવામાં આવતા, જીવતા શરીર ઉપરથી ચામડી ઉખેડવામાં આવતી તથાપિ તે મહાન્ દુઃખોને સહન કરતા એટલુંજ નહીં પણ મૃત્યુ પણ સ્વિકારતા હતા પણ પોતાના સનાતન ધર્મના પવિત્ર સિદ્ધાંતોથી પતિત થયા નહતા. તેમજ ક્ષત્રી રાજાઓની રાણીઓ પોતાના ધર્મ રક્ષણાર્થે જીવતાં અગ્નિમાં પ્રવેશ કરતી હતી. અહો ! જયારે આવા દુઃખકર વખતમાં પણ આપણા ભાઇઓ તથા આપણી બહેનો સ્વધર્મ તજી અપવિત્રતાને સ્વિકારતા નહીં ત્યારે આવા સરળ સંસ્કારી સમયમાં સ્વધર્મ તજી આપણે શા માટે અપવિત્ર થઇએ ? જ્યારે આ સંસારના કોઇ પણ પદાર્થો સાથે આવવાના નથી, ફક્ત એક ધર્મજ સાથે આવનાર છે ત્યારે તેની દરકાર શા માટે ન રાખવી ? અને પુનઃ સનાતન ધર્મ સંરક્ષણાર્થે અનુપમ ઉપાયો શા માટે ન યોજવા જોઇએ ? વિગેરે અનેક પ્રકારે ધાર્મિક વિચાર કરી પોતાનું ધર્માભિમાન જાગૃત રાખવાની પણ બહુજ જરૂર છે. વળી એજ મનુષ્ય શરીરને પ્રાપ્ત થઇ પરિક્ષિત, પ્રલ્હાદ, વિભિષણ, ખટવાંગ, અંબરીષ, સુદામા જેવા મહાન્ ભગવદ્ ભક્તો થઇ ગયા છે ત્યારે તેવાજ મનુષ્યને પ્રાપ્ત થઇ આપણે "એકજ શ્વાસ પણ અમુલ્ય છે" આ વાક્યને શા માટે વિસારી દઇએ ? ખટવાંગ રાજાએ બે ઘડીમાં અવિનાશી પદ સાધ્ય કર્યું ત્યારે આપણે તેવી હજારો ઘટિકાઓને શા માટે વ્યર્થ જવા દઇએ ? વિવેક, વિચાર, વિનય સંતોષ, શીલ, સરળતા, શમ, દમ, દયા, શ્રદ્ધા, ધૈર્ય, ક્ષમા, ઇન્દ્રિયનિગ્રહ, પવિત્રતા, વિદ્યા, નિર્લોભ, નિર્વૈર, નિસ્પૃહા, અક્રોધ વિગેરે દૈવી સંપત્તિના સદ્‌ગુણો શા માટે ધારણ ન કરવાં ? આવા પ્રકારનું અભિમાન સર્વે પ્રકારે સંપાદન કરવું ઉચિત છે. અહો, આપણા જેવાજ શરીરને પ્રાપ્ત થઈ પૂર્વે કાળમાં દમયંતી, દ્રૌપદી, સાવિત્રી, સીતા, અન-

સુયા, સુલોચના તારામતી અરૂંધતી, વિગેરે પતિવ્રત પરાયણ સુંદરીઓએ પોતાના પતિના સુખે સુખી અને પોતાના પ્રાણનાથના દુઃખે દુઃખી થઇ તન મનથી પતિવ્રત ધર્મ વડે આ લોક તથા પરલોકમાં મહાન્ કીર્ત્તિ સંપાદન કરી ત્યારે આપણે પણ તે પ્રમાણે સદાચરણમાં પ્રીતિ રાખી પતિ સેવા કરી શા માટે પતિવ્રતાના પવિત્ર પદને પ્રાપ્ત ન થઇએ ? અરે જેવી તે સ્ત્રીઓ હતી તેવી આપણે પણ સ્ત્રીઓ છઇએ. તેમાં અને આપણામાં શો ભેદ? શી ન્યુનતા ? વિગરે વિચાર કરવામાં અવશ્ય અભિમાન ધારણ કરવું જોઇએ. જ્યારે પૂર્વકાળની પવિત્ર સુંદરીઓએ પોતાના પિયર અને શ્વસુર એ ઉભય પક્ષને યશસ્વી કર્યાં છે તો આપણે આપણા પિયર અને શ્વસુર પક્ષને શા માટે યશસ્વી ન કરીએ? વળી તેઓ પોતાની સદ્વિધાના પ્રભાવથી પોતાના પુત્ર પુત્રીઓને ઉત્તમ શિક્ષણ આપી પોતાની પરમ વિદ્વત્તા મહા ભારત આદિ ઇતિહાસોમાં પ્રસિદ્ધ કરી ગયેલ છે તો આપણે પણ તેમ યથાશક્તિ શા માટે ન કરવું? એટલુંજ નહીં, પરંતુ પૂર્વકાળની કર્તવ્યનિષ્ઠ કામીનીઓ પોતાના પતિની સેવાનેજ જપ, તપ, વ્રત, યમ, નિયમ, શમ, દમ, માનનારી હતી. અર્થાત્ પોતાનું સર્વસ્વ પતિ સેવાનેજ સમજતી ત્યારે આપણે એવા સત્ય સિદ્ધાંતથી વિમુખ શા માટે થઇએ ! એ પ્રમાણે સદ્ અભિમાન સદા રાખવુંજ જોઇએ. પરંતુ દુર અભિમાનથી હમેશાં દૂર રહેવું એજ સર્વ શાસ્ત્રોનો પરમોપદેશ છે. પ્રિય બહેનો ! મેં જે અભિમાન સંબંધી તમારી પાસે કહ્યું તેમાંથી સાર ગ્રહણ કરી સદ્અભિમાનમાં પ્રીતિ ધારણ કરી દુષ્ટ અભિમાનનો ત્યાગ કરશો એમ હું આશા રાખું છું."

---

श्रीकृष्णः शरणम् ।

# ગીતાપરિચય.

## પ્રકરણ ૧ લું.

### ગીતાનો આદર.



જે શ્રીમદ્ ભગવદ્ગીતાનો આદર સમ્પૂર્ણ સંસારમાં થઇ રહ્યો છે, જે શ્રીમદ્ ભગવદ્ગીતાનો અનુવાદ પૃથ્વીની સમસ્ત સભ્ય ભાષાઓમાં થઈ ચૂક્યો છે, તે શ્રીમદ્ ભગવદ્ગીતાના સંબંધમાં અત્રે કાંઇક જણાવવાની ઇચ્છા છે.

શ્રીભગવાન્ આજ્ઞા કરે છે કે **ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्** જેઓ જે પ્રયોજનથી મ્હારો આશ્રય લે છે તેઓને તેજ ફળ આપવાની હું કૃપા કરૂં છું.

સ્વાધ્યાય સમ્પન્ન મનુષ્ય જેમ જેમ ભગવાનની આજ્ઞા પાલન રૂપ સાધન દ્વારા આ વેદત્રયી, તત્વાર્થ જ્ઞાનમંજરી, મુક્તિદાયિની ગીતાના આશ્રયમાં આવતો જાય છે; તેમ તેમ તે તેના અનુગ્રહને પ્રાપ્ત કરતો જાય છે.

શ્રીમદ્ ભગવદ્ગીતાનું અધ્યયન તમો એક વાર કરી જુઓ, પછી તમે સમજી શકશો કે તેના અંદર શું શું રહેલું છે? વળી તમો સ્પષ્ટ રીત્યે સમજી શકશો કે તમોને તેના તરફથી શું શું સમજવા માટે આ-શ્વાસન મળે છે. વળી વધારે ધ્યાન આપીને અભ્યાસ કરશો તો તમોને

બીલકુલ નૂતન સૌન્દર્યનું દર્શન થશે. તમે ગીતાનો જેમ જેમ વિશેષ ભાવથી અભ્યાસ કરતા જશો, તેમ તેમ તમને તેની રમણીયતા સમજાશે. તમો અંતમાં નિશ્ચય ઉપર આવશો કે ગીતાના જ્ઞાનની સીમા-અવધિ-સમાપ્તિ નથી-તેનું જ્ઞાન અનંત છે.

શ્રીગીતા બ્રહ્મસ્વરૂપિણી છે, શ્રી ગીતાજ્ઞાનમયી છે, આર્ત, જીજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એ ચાર પ્રકારના ભક્તોમાંથી જે મનુષ્ય જેનો અનુયાયી થવા માગે છે તે તેનો અનુયાયી થઈ તેના સ્થાનને પ્રાપ્ત કરી શકે તેમ છે. અર્થાત્ મનુષ્ય ગીતામાં વર્ણવેલા આર્તભક્તનાં લક્ષણ વાંચી આર્ત, જીજ્ઞાસુનાં લક્ષણ વાંચી જીજ્ઞાસુ, અર્થાર્થીનાં લક્ષણ વાંચી અર્થાર્થી અને જ્ઞાની ભક્તનાં લક્ષણો વાંચી જ્ઞાની ભક્ત બની શકે છે.

શ્રીગીતા આનન્દમયી છે, જે મનુષ્ય સાધન દ્વારા આતુર બની તેનાં સ્વરૂપનું દર્શન કરવા ઉત્કંઠિત થાય છે; તેને તે પોતાનું સ્થૂલાવરણ દૂર કરી ધીરે ધીરે પોતાના યથાર્થ સ્વરૂપનું દર્શન:કરાવે છે.

શ્રીગીતા રંગમયી છે, જે પ્રમાણે જગતસ્વરૂપિણી વિશ્વનર્તકી માયાનું અનુસરણ કરવું કઠણ છે; તેજ પ્રમાણે ગીતાનું અનુસરણ કરવું એ પણ અત્યન્ત કઠણ છે. જેમ વિશ્વનર્તકી કોઈ સમય મનુષ્યોની મંડળીમાં નૃત્ય કરે છે અને પાછી અકસ્માત્ અદ્રશ્ય થઈ જાય છે, જેમ મેઘમંડળમાં રહેતી વિદ્યુત્ એક વાર ચમકીને પાછી અદ્રશ્ય થઈ જાય છે; તેમજ શ્રીમદ્ ભગવદ્ગીતાનો તત્વાર્થ પણ દૃષ્ટિમાં આવીને પુનઃ અન્તર્ધાન થઇ જાય છે.

જેમ જગતસ્વરૂપિણી માયાના ચાંચલ્યમાં સ્થિરતા, શાન્તતા, અને રમણીયતા વિરાજમાન છે; તેમજ શ્રીમદ્ ભગવદ્ગીતાની અંદર પણ ઉપનિષદ્ દેવી વિરાજમાન છે. અધિક ક્યાં સુધી કહેવામાં આવે, શ્રીમદ્ ભગવદ્ગીતાનું સૌન્દર્ય મહાકાશ ચિત્તાકાશ અને ચિદાકાશને વ્યાપ્ત કરી ત્રિલોકીને આશ્ચર્યચકિત કરી રહ્યું છે. જે સમકાળમાં સ્થૂલ, સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ છે, જે સમકાળમાં પરમ આશ્ચર્યમય સ્વરૂપને ધારણ કરનારી માયામાનુષી, સમસ્ત નર નારી સ્વરૂપિણી-સર્વ સ્થાવર જંગમરૂપિણી-વિશ્વરૂપિણી માયા છે, તે પુનઃ પોતાની સૃષ્ટિનો પોતાના સ્વરૂપમાં લય કરી સમસ્ત દૃશ્યમાન વિશ્વને નિઃશેષરૂપથી પાન કરીને દૃશ્ય

પ્રપંચને પોતાના આત્મામાં નિઃશેષતાથી લય કરે છે; તેના સમગ્ર સ્વરૂપનું દર્શન કરવું એ શું આપણા જેવા ક્ષીણપુણ્ય, સાધનશૂન્ય, દુર્બળ જીવોને માટે શક્ય છે?

શ્રીગીતાનું અધ્યયન એ એક જીવનને માટેજ નહિ, પણ જ્યાં સુધી જીવન્મુક્તિની પ્રાપ્તિ ન થાય; ત્યાં સુધીનું કર્તવ્ય છે. શ્રીમદ્ ભગવદ્ ગીતાનું અધ્યયન બીજી વાર કરતાં બીજા જ પ્રકારના ભાવો સમજવામાં આવે છે, પરંતુ તેમાં પ્રથમ કહ્યું છે તે પ્રમાણે ગીતાનો અનુગ્રહ એજ કારણ છે.

આ એક સામાન્ય નિયમ છે કે આપણે જો કોઇનો આશ્રય ગ્રહણ કરવો હોય તો તે આશ્રયદાતાની ઇચ્છાનુસાર વર્તવું જોઇએ. જો તે પ્રમાણે વર્તવામાં ન આવે તો તે આશ્રય ગ્રહણ એ એક પ્રકારનો વાગ્વિલાસ છે. જો શ્રીગીતાનો આશ્રય ગ્રહણ કરવો હોય તો આપણે તે શ્રીગીતાના અભિપ્રાય-સમ્મતિ-આજ્ઞા પ્રમાણે ચાલવું જોઇએ. શ્રી ભગવાન્‌ના અનુગ્રહની પ્રાપ્તિ માટે પણ તેઓની આજ્ઞા પ્રમાણે કાર્ય કરવું જોઇએ.

શ્રીભગવાન્‌ની આજ્ઞા ક્યાંથી પ્રાપ્ત થાય એમ જો કોઇ પૂછતું હોય તો તેના જવાબમાં કહિ શકાય કે તે વેદમાંથી પ્રાપ્ત થઇ શકે છે. તેમજ તે સમસ્ત અધ્યાત્મ શાસ્ત્રમાંથી પ્રાપ્ત થઇ શકે છે-તે સર્વ આજ્ઞા આ ગીતા શાસ્ત્રમાં વિશેષરૂપથી પ્રાપ્ત થઇ શકે છે.

શ્રીગીતા શાસ્ત્રમાંથી શ્રીભગવાન્‌ની આજ્ઞાનું ગ્રહણ કરી તેનું કોઇ પણ પ્રકારે પાલન કરી શકાય તેને માટે પ્રયત્ન કરો. શ્રીગીતાના અનુગ્રહથી સર્વ કાર્યની સિદ્ધિ થશે એમાં કાંઇ પણ સન્દેહ નથી.

શ્રીગીતા શાસ્ત્રને મનુષ્યના સમાન સજીવ વસ્તુ સમજીને અમોએ સમ્બોધન કરેલ છે; તેથી કેટલાક વાંચનારાઓ વિચારમાં પડી જશે કે આ તે વળી કેવા પ્રકારની ભક્તિ? એક પુસ્તક તે મનુષ્યના સમાન કેવી રીતે હોઇ શકે? પણ વિચારવાન વાંચનારાઓ આ વાતને સ્પષ્ટ સમજી શકે તેમ છે. શ્રીભગવાન્ આજ્ઞા કરે છે કે "**गीता मे हृदयं पार्थ!**" હે અર્જુન! ગીતા એ મ્હારૂં હૃદય છે. હવે જ્યારે ગીતા ભગ-

વાનનું હૃદય છે; ત્યારે ભગવાનનું હૃદય જડ નથી એમ કહેવું તેમાં અનુચિત અથવા અતિશયોક્તિ ભરેલું શું છે? મનુષ્યનાં હાથ, પગ, આંખ, કાન વગેરે અંગ પ્રત્યંગો જડ છે, આ સર્વને મનુષ્ય કહિ શકાય નહિ. જે સમસ્ત સ્થૂલ આવરણને જીવિત કરી ચૈતન્ય પુરુષ વિરાજમાન છે તેજ મનુષ્ય છે.

તે ચૈતન્ય પુરુષ આત્મા પોતાનાં જડ અંગ પ્રત્યંગોનું અવલંબન કરી પ્રકાશિત થાય છે. ગીતાના સમસ્ત અક્ષરો–વર્ણો પણ કેવળ શબ્દ નામે ઓળખાય છે. છતાં તે શબ્દસમૂહના અર્થદ્વારા જે આત્મદેવ પ્રકાશિત થાય છે તેજ ગીતા છે. તેજ સમકાળમાં અક્ષર કે અવ્યક્ત અથવા નિર્ગુણ બ્રહ્મ છે. તેજ સગુણ બ્રહ્મ અથવા વિશ્વરૂપ છે. તેજ માયા માનુષ અથવા માયામાનુષી છે. તેજ પ્રત્યેક જીવોનો આત્મા છે. જે જડ આવરણ છે તે માયા છે અને ભીતર જે હૃદય છે તે આત્મદેવ અથવા આત્માદેવી છે. આ આત્મદેવ અથવા આત્મદેવીના નામોના સમ્બન્ધમાં શાસ્ત્રમાં કહ્યું છે કે;—

गीतानामानि वक्ष्यामि, गुह्यानि शृणु पाण्डव।
कीर्तनाव सर्वपापानि, विलयं यान्ति तत्क्षणात्॥
गङ्गा गीता च सावित्री, सीता सत्या पतिव्रता।
ब्रह्मावलिर्ब्रह्मविद्या त्रिसन्ध्या मुक्तिगेहिनी॥
अर्द्धमात्रा चिदानन्दा, भवघ्नी भ्रान्तिनाशिनी।
वेदत्रयी परानन्दा तत्वार्थज्ञानमञ्जरी॥
इत्येतानि जपन्नित्यं नरो निश्चलमानसः।
ज्ञानसिद्धिं लभेन्नित्यं तथाऽन्ते परमं पदम्॥

"હે અર્જુન! ગીતાના સમસ્ત ગુહ્ય નામો હું કહું છું તેનું શ્રવણ કર! આ સર્વ નામોનું કીર્તન કરવાથી સમસ્ત પાપો તુરત નષ્ટ થઈ જાય છે. ગંગા, ગીતા, સાવિત્રી, સીતા, સત્યા, પતિવ્રતા, બ્રહ્માવલિ, બ્રહ્મવિદ્યા, ત્રિસન્ધ્યા, મુક્તિગેહિની, અર્ધમાત્રા, ચિદાનન્દા, ભવઘ્ની, ભ્રાન્તિનાશિની, વેદત્રયી, પરાનન્દા, તત્વાર્થજ્ઞાનમંજરી, વગેરે નામોનો સ્થિર

ચિત્તથી જે મનુષ્ય પ્રતિદિન જપ કરે છે, તે સદૈવ જ્ઞાનસિદ્ધિને પ્રાપ્ત કરે છે અને અન્તમાં પરમ શાન્ત, નિશ્ચલ, આનન્દસ્વરૂપ, વિશ્વતેજસ, પ્રાજ્ઞ અને આ ત્રિપાદના ઉર્ધ્વમાં રહેલ જે પરમપદ તેમાં પ્રવેશ કરીને ત્યાં સ્થિતિ મેળવે છે."

સર્વજ્ઞાન દાયિની, ધર્મમયી શ્રીગીતાના સમ્બન્ધમાં શ્રી ભગવાન્ સ્વયં આજ્ઞા કરે છે કેઃ—

**गीता मे हृदयं पार्थ ! गीता मे सारमुत्तमम् ।**
**गीता मे ज्ञानमत्युग्रं गीता मे ज्ञानमव्ययम् ॥**
**गीता मे चोत्तमस्थानं गीता मे परमं पदम् ।**
**गीता मे परमं गुह्यं गीता मे परमो गुरुः ॥**

હે અર્જુન ! ગીતા એ મ્હારૂં હૃદય છે, ગીતા એ મારો ઉત્તમ સાર છે, ગીતા એ મ્હારૂં અત્યુગ્ર, અવ્યયજ્ઞાન છે; ગીતા એ મ્હારૂં રમણીય વાસભવન–નિવાસસ્થાન છે, ગીતા એ મ્હારૂં પરમપદ છે, અધિક શું કહું ? ગીતા એ મ્હારૂં પરમ ગુહ્યતત્વ અને ગીતા એ મ્હારો પરમ ગુરૂ છે.

હવે શ્રીભગવાને ગુરૂ રૂપે સ્વીકારેલી શ્રીગીતાને ચૈતન્યમયી કહેવામાં શું વાંધો હોઇ શકે ?

**कृष्णो जानाति वै सम्यक् किञ्चित् कुन्तीसुतः फलम् ।**
**व्यासो वा व्यास पुत्रो वा याज्ञवल्क्योऽथ मैथिलः ॥**

જે ગીતાના સંબંધમાં કહેવાય છે કે ગીતાને શ્રીકૃષ્ણ જ સારી રીત્યે જાણે છે, અર્જુન કાંઇક ફળથી પરિચિત છે, વ્યાસદેવ, શુકદેવ, યોગી યાજ્ઞવલ્કય અને રાજા જનક કાંઇક જાણે છે, તે ગીતાના સંબંધમાં આ સામાન્ય–પામર જીવ શું જાણી શકે ? તો પણ કોઇ પૂર્વ સંસ્કારને લીધે આ અસાધ્ય કાર્યની સિદ્ધિને માટે પ્રયત્ન આદર્યો છે. ભગવન્ ! જીવ પોતાની ઇચ્છાથી આવું કાર્ય હાથમાં લે છે અથવા આપની ઇચ્છાથી તે આવાં કાર્યમાં પ્રવૃત્ત થાય છે, તે કોણ સમજાવી શકે તેમ છે? અથવા આ વાતને સમજવાની જરૂરત પણ શું છે ?

હે પથપ્રદર્શક ! આપની ઇચ્છા હોય તે માર્ગે અમોને લઈ જાઓ. હે આત્મદેવ ! એવી કૃપા કરો કે જેથી અમને કોઇપણ કાર્ય આપના અનુગ્રહની કામના શિવાય બીજા લાભ માટે કરવાની ઇચ્છા ન થાય. ભગવન્ ! એવી કૃપા કરો કે અમો સમસ્ત ફળ કામનાનો ત્યાગ કરી આપની આજ્ઞાનું પાલન કરતાં કરતાં આપના આશ્રયમાં સ્થાયિ રૂપે રહિ શકીએ. જન્મ મરણમાં કેવળ આપ જ આશ્રયદાતા થાઓ. હે અધમોદ્ધારણ ! હે પતિતપાવન ! હે પાપી–તાપીઓના આશ્રયદાતા ! હે દેવ ! હે પ્રભો ! અન્ય શું કહીએ અમોને આપની પ્રાર્થના કરતાં પણ આવડતી નથી; તોપણ એજ નિવેદન છે કે ભ્રમર જેમ કમલમાં રહિને શાન્તિ પામે છે, તેમ જ ત્રિવિધ તાપની જ્વાલાઓથી આકુલ વ્યાકુલ અમો સર્વદા આ જ્વાલાઓનો અનુભવ કરી દીન બની આપને આહ્‌વાન કરતાં કરતાં આપના પરમપદમાં, આપના મધુર ચરણકમળમાં સ્થાયી રૂપે સ્થાન પ્રાપ્ત કરી શકીએ. હે અવ્યક્ત સ્વરૂપ ! હે વિશ્વરૂપ, હે સ્વેચ્છાધૃત–વિગ્રહ ! આપના આ ત્રણ પ્રકારના સ્વરૂપનું દર્શન કરીએ અને આ ઉત્કંઠિત ચિતથી આપનું સ્મરણ કરી કૃતાર્થ થઇએ એવી કૃપા કરો ! હે પ્રભો ! આ દીનજનની એજ પ્રાર્થના છે.

---

## પ્રકરણ ૨ જું.

### ગીતાનું સ્થાન, કાળ અને પાત્ર.



કાવ્ય ગ્રન્થમાં સ્થાન, કાળ, અને પાત્રના સંબંધમાં પણ આલોચના કરવામાં આવે છે. ત્યારે શું ગીતા એ કાવ્ય છે ? જો કે ગીતા ધર્મશાસ્ત્ર છે, જો કે ગીતા સર્વ ઉપનિષદ્‌નો સાર છે, જો કે ગીતા સર્વ શાસ્ત્રમયી છે, તોપણ તેના પ્રથમાધ્યાયમાં કાવ્યના અનેક લક્ષણો જોવામાં આવે છે. પૂજનીય ગીતારહસ્યકાર કહે છે કેઃ “કાવ્યોમાં ભગવદ્‌ગીતા અપૂર્વ છે. સ્થાન, કાળ અને પાત્રના સંબંધમાં એવું પૂર્ણ કાવ્ય અન્ય બીજું ક્યું છે ?”

પ્રથમ સ્થાનના સમ્બન્ધમાં વિચાર કરીએ. ગીતાનું ઉત્પત્તિ સ્થાન કુરૂક્ષેત્રનું મહાસંગ્રામ ક્ષેત્ર છે. પોતાના નેત્રોથી જોઇઆવો કે એક મહાશ્મશાન તેજ કુરૂક્ષેત્ર છે! કેવું એક દુર્વિષહ વિષાદગીત તે સ્થાનમાં ગવાઈ રહ્યું છે. આજે પણ તે કુરૂક્ષેત્રની જે બાજુએ અવલોકન કરશો તે બાજુએ સર્વત્ર વિનાશનાં ચિહ્નો જોશો. પ્રાચીન વૃક્ષ અને પ્રાચીન કુંડ–તળાવ વગેરેની વાતને છોડી દો, નવીન જે કાંઈ બને છે તે પણ અખંડિત રહેતાં નથી. સમરક્ષેત્રમાં જે સમસ્ત લતાવૃક્ષાદિ ઉત્પન્ન થયાં છે તેઓને જોવાથી જણાય છે કે તે સર્વ રૂધિરથી ઉત્પન્ન થયાં છે. આજ સ્થાનમાં ભગવાન્ પરશુરામે એકવીશવાર ક્ષત્રિયોના રૂધિરથી પૃથ્વીને આર્દ્ર કરી હતી. આ રૂધિરમય પંચહ્રદમાં તેઓએ પોતાના પિતરોનું તર્પણ કર્યું હતું, અત્યારે પણ તેજ પંચહ્રદ પ્રાચીન સમયના ઇતિહાસને જણાવી રહ્યું છે, અત્યારે પણ તે સ્થાનમાં હજારો માણસો પ્રતિવર્ષ સ્નાન કરવા માટે જાય છે. આજે કાળ પુરૂષની પ્રેરણાથી અષ્ટાદશ અક્ષૌહિણી સેના કુરૂક્ષેત્રમાં એકત્ર થયેલી છે. સન્મુખમાં રણ–નદી સુશોભિત થઇ રહી છે. આ રણ નદીનું વર્ણન જુઓ કેવું સુંદર છે.

**भीष्मद्रोणतटा जयद्रथजला गान्धार निलोत्पला ।**
**शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥**
**अश्वत्थामाविकर्ण घोरमकरा दुर्योधना वर्तिनी ।**
**सोत्तीर्णा खलु पाण्डवै रणनदी कैवर्तकः केशवः ॥**

ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય રૂપ તટવાળી, જયદ્રથરૂપી જળથી ભરેલી, ગાંધાર દેશના રાજા શકુનિરૂપી કાળી શિલાવાળી, શલ્ય રાજા રૂપી ઝૂડવાળી, કૃપાચાર્ય રૂપી પ્રવાહવાળી, કર્ણરૂપી ભરતીઓટવાળી, અશ્વત્થામા અને વિકર્ણરૂપી ભયંકર મઘરમચ્છવાળી અને દુર્યોધન રૂપી ઘુમરી વાળી સંગ્રામ નદીને પાંડવો શ્રીકૃષ્ણરૂપી સુકાની દ્વારા તરી ગયા હતા.

સમદષ્ટિ ભાવથી જે ભગવત્ સાગરમાં આ રણ નદી મળેલી છે, વિશ્વરૂપ દેખાડવાના સમયે જે ભગવાને ભક્તને દેખાડેલ છે, તેજ ભગવાન્ વ્યષ્ટિભાવથી આ પાંડવતરણીના કર્ણધાર રૂપે આજે પોતાના જલમાં પોતે ક્રીડા કરવાની ઇચ્છા કરી છે. આજે જીવોને પ્રેરણા કરીને ભગ-

વાન્ કુરૂક્ષેત્રમાં લાવ્યા છે; તેથીજ અમોએ કહ્યું છે કે કુરૂક્ષેત્રના સમાન ભયંકર સમરક્ષેત્ર—યુદ્ધસ્થલ બીજું અન્ય ક્યાં છે ?

ત્યાર પછી ગીતાનો સમય ? પ્રબલ ઝટિકાના પૂર્વ મુહૂર્તમાં પ્રકૃતિ કેટલી શાંતિનો અનુભવ કરે છે ! નારાયણ વિનાશની ઇચ્છાથી એકત્ર થયેલા મનુષ્યોનું નિરીક્ષણ કરે છે. પોતાના વિકારગ્રસ્ત અંગનું પોતે છેદન કરશે; તેથી પોતાને પોતે જુએ છે. હમણાં જ રૂધિર પ્રવાહ ચાલશે, એકત્ર થયેલા મનુષ્યોનો નાશ થશે, પૃથ્વીનો પાપભાર દૂર થશે, ભારત રમણીના હાહાકારથી દીશાઓ પ્રતિધ્વનિત થશે; પરંતુ હજુ પણ પોત પોતાના સૈન્યો સહિત રાજાઓ સ્થિર છે, હજુ પણ પરસ્પર વિધ્વંસકારક બન્ને મહા સમુદ્રો સ્તંભિત છે. મહાસમુદ્રમાં એક પણ તરંગ જોવામાં આવતો નથી, વિદ્યુત—વજ્રથી પૂર્ણ થયેલા બન્ને પ્રબળ મેઘો પરસ્પર એક બીજાને જુએ છે. ગંભીર ગર્જના પૂર્વક હજુ પણ પરસ્પર એક બીજાના ઉપર ટૂટી પડ્યા નથી. દરેક શૂરવીરના હૃદયમાં અગ્નિ પ્રજવલિત થઈ છે. સ્વલ્પ સમયમાં આ સમરાગ્નિ સમસ્ત જીવોને બાળી મારશે. સ્વલ્પ સમયમાં યુદ્ધભૂમિ રક્તપૂર્ણ થશે. રક્તપૂર્ણ કુરૂક્ષેત્ર પ્રલયકાળમાંના અગ્નિના ગોળાની માફક જણાશે. આ લોકક્ષયકારી મહાયુદ્ધના પ્રારંભના થોડા સમય પૂર્વે ગીતાનો ઉપદેશ કરવામાં આવ્યો હતો. યુદ્ધક્ષેત્રમાં ગીતાનો ઉપદેશ સંભવિત છે કે નહિ ? આ વિષયનો વિચાર ગીતાના પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

હવે અમો અત્રે પાત્રના વિષયની આલોચના કરશું. આ વાતની આલોચના વિશેષરૂપથી કરવી જોઇએ; કારણ કે ગીતાના કાવ્યાંશનું મનન થવાથી—ભગવાન્ અને અર્જુનનો વ્યવહાર હૃદયમાં અંકિત થવાથી સહજમાં લય—વિપક્ષના હાથથી મુક્તિ—છૂટકારો મેળવી શકાય તેમ છે. સહજમાં ચિત્તની શુદ્ધિ પ્રાપ્ત કરી શકાય તેમ છે.

પ્રથમજ જોવામાં આવે છે કે ક્રોધમૂર્તિ રાજા દુર્યોધન પોતાનું સૈન્ય સજ્જીત કરી સૈન્ય સમેત કુરૂક્ષેત્ર તરફ તૈયારી કરીને ચાલ્યા છે સૈન્યની સંખ્યા અગીયાર અક્ષૌહિણી છે.

જૈમુનિભારતમાં અક્ષૌહિણીની એક સૂચી આપવામા આવી છે. દશ હજાર હાથી, તેમાંથી દરેકની રક્ષા માટે એકસો રથ, દરેક રથની

રક્ષા માટે એકસો ઘોડા, દરેક ઘોડાની રક્ષા માટે એકસો પદાતિ આ અક્ષૌહિણીનો સ્થૂલ હિસાબ છે. ગોસ્વામી તુલસીદાસજીએ પોતાની રામાયણમાં જે અક્ષૌહિણીની ગણના કરી છે તે સૂક્ષ્મ ગણના છે. અહિયાં તે ગણના આપવામાં આવે છે.

| સંજ્ઞા. | રથ. | હાથી. | ઘોડા. | પદાતિ. | સમષ્ટિ. |
|---|---|---|---|---|---|
| પત્તિ. | ૧ | ૧ | ૩ | ૫ | ૧૦ |
| સેનામુખ. | ૩ | ૩ | ૯ | ૧૫ | ૩૦ |
| ગુલ્મ. | ૯ | ૯ | ૨૭ | ૪૫ | ૯૦ |
| ગન. | ૨૭ | ૨૭ | ૮૧ | ૧૩૫ | ૨૭૦ |
| વાહની. | ૮૧ | ૮૧ | ૨૪૩ | ૪૦૫ | ૮૧૦ |
| પૂતના. | ૨૪૩ | ૨૪૩ | ૭૨૯ | ૧૨૧૫ | ૨૪૩૦ |
| ચમુ. | ૭૨૯ | ૭૨૯ | ૨૧૮૧ | ૩૬૪૫ | ૨૪૩૦ |
| અનીકિની. | ૨૧૮૭ | ૨૧૮૧ | ૬૫૬૧ | ૧૦૯૩૫ | ૨૧૮૭૦ |
| અક્ષૌહિણી. | ૨૧૮૭૦ | ૨૧૮૭૦ | ૬૫૬૧૦ | ૨૦૯૬૫૦ | ૧૨૮૭૦૦ |

અને જે મંડલાકાર સ્થાનમાં યુદ્ધ થતું હતું તેનું પરિમાણ પાંચ યોજન અર્થાત્ વીશ ગાઉ હતું. અત્યારે જેટલા સ્થાનને કુરૂક્ષેત્ર કહેવામાં આવે છે, તે સ્થાનમાં અઢાર અક્ષૌહિણી સેના સમાય નહિ એ વાત સત્ય છે; પણ જેઓએ મહાભારત વાંચ્યુ છે, તેઓ જાણે છે કે પંજાબ પ્રદેશના દૂર દૂરના સ્થાનોમાં આ સૈન્યની છાવણીઓ પડી હતી. અમોએ ગીતાના પૂર્વાધ્યાયમાં આ સર્વ સ્થાનનો ખુલાસો કર્યો છે. વળી પણ એક વાત કહેવાની છે કે સમસ્ત સૈન્ય એક સમયમાં યુદ્ધ કરતું ન્હોતું, જુદા જુદા સેનાપતિઓ પોત પોતાનું સૈન્ય લઇ જુદા જુદા સમયમાં યુદ્ધભૂમિમા આવતા હતા. મહાભારતમાં આ વાત સ્પષ્ટ જણાતી છે.

અસ્તુ–અગિયાર અક્ષૌહિણી સેનાને લઇને દુર્યોધને કુરૂક્ષેત્રના દક્ષિણ-પશ્ચિમ વિભાગમાં સેનાઓ ગોઠવી અને પાંડવો ઉત્તર–પૂર્વ તરફ સાત અક્ષૌહિણી સેના લઇને યુદ્ધ કરવા માટે તૈયાર થયા.

પ્રથમ મનમાં ગીતાના આ દૃશ્યને અંકિત કરો, શરીર રોમાંચિત થશે. સમીપમાં વિસ્તારવાળુ કુરૂક્ષેત્ર દેખાય છે. આ વિશાળ કુરૂક્ષેત્રમાં અસંખ્ય કૌરવોનું સૈન્ય યુદ્ધને માટે સુસાર્જીત થઈ રહ્યું છે. ક્યાંય પણ ખાલી સ્થાન નથી. દ્વાપર યુગના પ્રાયઃ સમસ્ત રાજાઓ અત્રે એકત્ર થયેલા જોવામાં આવે છે. સંજય પોતાના નેત્રથી જે કાંઇ જોઈ આવેલ છે, તેમજ દિવ્ય નેત્રથી જે કાંઈ જોયું હતું, તેજ સમાચાર ધૃતરાષ્ટ્રને સંભળાવે છે. સંજય કહે છે કે હે રાજન્! આ જુઓ! આસમુદ્રાન્ત પૃથ્વીના અધીશ્વર હોવા છતાં અત્યંત માની રાજા દુર્યોધન રાજાના વેષને ધારણ કરી આચાર્યની પાસે પગે ચાલીને જાય છે. શીઘ્રતાથી ચાલવાને લીધે વિવિધ પ્રકારના રત્નોથી જડેલ મુકુટ રાજા દુર્યોધનના મસ્તક ઉપર કંપાયમાન થઇ રહ્યું છે. તે આજે પાંડવોનું સૈન્ય જોઇને પોતાની મર્યાદાને ભૂલેલ છે, સેનાપતિને ન બોલાવતાં પોતે જ ગુરૂ પાસે દોડી જાય છે. આ જુઓ! રાજનીતિ કુશળ મહારાજા પોતાના ભયને ગુપ્ત રાખી સંક્ષેપમાં પણ અધિક અર્થસૂચક વાકયથી આચાર્યને આંગળી ઉંચી કરીને પાંડવોનું સૈન્ય દેખાડે છે. કહે છે કે હે ગુરૂદેવ! આ જુઓ! આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદપુત્ર રચિત પાંડવસેના કેવી રીતે સુસજ્જિત થઈ રહી છે. ગુરૂને ક્રોધ ઉત્પન્ન કરાવવો એજ દુર્યોધનનો ઉદ્દેશ છે. ધૃષ્ટદ્યુમ્ન શિષ્ય હોવા છતાં ગુરૂના વધનો ઉપાય તેણે ચતુરતાથી જાણી લીધેલ છે. અત્યારે સેનાપતિનું પદ ગ્રહણ કરી ગુરૂનો સંહાર કરવા માટે તે આવેલ છે. વળી પણ જુઓ! આ સૈન્યમાં શૂરવીર બાણ ફેંકવામાં કુશળ, યુદ્ધમાં ભીમાર્જુન સમાન મહારથી યુયુધાન, વિરાટ, દ્રુપદ, ધૃષ્ટકેતુ, ચેકીતાન, કાશીરાજ, વીર્યવાન, પુરૂજિત, કુન્તીભોજ, નરશ્રેષ્ટ શૈબ્ય, પરમ પરાક્રમી યુધામન્યુ, વીર્યવાન ઉત્તમૌજા, સુભદ્રાપુત્ર અભિમન્યુ, અને દ્રૌપદીના પુત્રો આ સર્વે મહારથી છે. શસ્ત્ર શાસ્ત્રમાં પ્રવીણ મહારથી, એકલો દશહજાર ધનુષ્યધારીઓની સાથે યુદ્ધ કરવામાં સમર્થ થાય છે. તે શિવાય સેંકડો અતિરથ, લાખો રથી અને અર્ધરથી ઉપસ્થિત થયા છે.

પાંડવોના સૈન્યને દેખાડતાં દેખાડતાં દુર્યોધનના મનમાં ભયનો સંચાર થયો છે; વિશેષ ભયનું કારણ પોતાનો અન્યાય છે. રાજા દુર્યોધન

પોતાના અન્તઃકરણના ભયને ઢાંકી પોતાના મનનું શાન્ત્વન કરવાને માટે તે સમયે પોતાના પક્ષના પ્રધાન પ્રધાન સેનાધ્યક્ષોના નામો લેવા લાગ્યો. દુર્યોધન કહે છે. મ્હારા પક્ષમાં આપ, ભીષ્મ, કર્ણ, યુદ્ધવિજયી કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, શોમદત્તના પુત્ર ભૂરિશ્રવા, અને રાજા જયદથ, વળી પણ બીજા અનેક શૂરવીરો મ્હારે માટે પ્રાણ અર્પણ કરવા તૈયાર થયા છે. તે સર્વે અસ્ત્રશસ્ત્રને ધારણ કરનાર અને યુદ્ધવિશારદ છે. આપણું સૈન્ય ભીષ્મ દ્વારા રક્ષિત અને અપર્યાપ્ત છે. આપ સર્વે પોત પોતાના વિભાગ અનુસાર વ્યૂહ રચના કરીને ભીષ્મની સર્વ પ્રકારે રક્ષા કરો; જેથી ભીષ્મ શત્રુની સાથે યુદ્ધ કરતા હોય તે સમયે બીજી તરફથી કોઈ શત્રુ તેમના ઉપર આક્રમણ કરી શકે નહિ.

દુર્યોધને અનેક વાતો કહી; પરંતુ આચાર્યે કાંઇપણ ઉત્તર આપ્યો નહિ. દૂરથી પિતામહ ભિષ્મ દુર્યોધન તરફ ધ્યાન રાખતા હતા, તેમણે દુર્યોધનના મનની સ્થિતિ સમજી લીધી. ભીષ્મપિતામહ બહુદર્શી અને પ્રવીણ છે. ભિષ્મપિતામહ દ્રોણાચાર્ય કરતાં પોતાના માણસ છે. ભયભીત થયેલ દુર્યોધનના ઉત્સાહને વધારવા માટે તેઓએ શંખધ્વનિ કર્યો. તે સમયે સેંકડો શંખ, ભેરી, પણવ, આનક, અને ગોમૂખ ઇત્યાદિ રણવાદ્ય એક સાથે વાગી ઉઠયાં. તેના મહાન્ શબ્દથી આકાશ અને રણભૂમિ વ્યાપ્ત થઇ ગયાં. પ્રિય વાંચનારાઓ ! તમે પુસ્તકને બંધ કરી એકવાર આ દૃશ્યનું હૃદયમાં સ્મરણ કરો.

વળી એકવાર નેત્ર ઉઘાડીને જુઓ ! આ કેવું સુન્દર દૃશ્ય છે? શ્વેત ઘોડાથી જોડેલા રથમાં વિરાજમાન કૃષ્ણ અને અર્જુન પોત પોતાના શંખને વગાડી રહ્યા છે. શ્રીકૃષ્ણના પાંચજન્ય શંખની સાથે પાંચ પાંડવના શંખનો શબ્દ થયો. દ્રુપદાદિ રાજાઓએ પૃથક્ પૃથક્ શંખધ્વનિ કર્યો. તે અત્યન્ત ભયંકર શંખધ્વનિએ પૃથ્વી અને આકાશને ગુંજીત કરી કૌરવોનાં હૃદયને વિદીર્ણ કરી દીધાં.

ધીરે ધીરે રણવાદ્યનો ધ્વનિ મન્દ થયો અને તે સૈન્ય સમૂહ નહિ વરસેલા વાદળાઓના સમાન, અને તરંગ રહિત સમુદ્રના સમાન ગંભીર બન્યું. ગીતાના દ્વિતીય દૃશ્યમાં સ્વતંત્ર અભિનયનો અનુભવ કરો. ભયંકર શંખધ્વનિ સાંભળીને કોઈ પણ રણસંગ્રામમાંથી ચલાયમાન થયું

નહિ. સામે દઢતાપૂર્વક ઉભા રહ્યા. રણકેસરી ધનુર્ધર અર્જુન ક્રોધાયમાન થઈ રહેલ છે. વારણાવતના સમયની કુઅભિસંધિ, દ્યુત ક્રીડામાં કરેલું કપટ, દ્રૌપદીના ચિરહરણનું અસહ્ય અપમાન, અજ્ઞાનવાસનું ભયંકર દુઃખ આ સર્વ વાતોનું સ્મરણ થવાથી અર્જુનના ક્રોધની અત્યન્ત અભિવૃદ્ધિ થયેલી છે, અર્જુને ગાંડીવ ધનુષ્યને હાથમાં લીધેલ છે. હમણાં જ અસ્ત્ર ફેંકશે એવી તૈયારી થઈ ગઈ હતી, તેટલામાં તેને બીજો વિચાર આવ્યો.

**प्रवृत्ते शस्त्रसम्पाते धनुरुद्यम्य पाण्डवः ।**
**हृषिकेशं तदा वाक्यमिदमाह महीपते ॥**

અર્જુને યુદ્ધ કરવા માટે તૈયાર થયેલા રાજાઓને જોવાની ઈચ્છા કરી, હૃષિકેશ શ્રીકૃષ્ણ પ્રત્યે કહ્યું કે હે અચ્યુત ! જ્યાં સુધી હું યુદ્ધ કરવાની ઈચ્છા રાખનાર કુબુદ્ધિ દુર્યોધનના હિત ચાહનારા આ રાજાઓનું નિરીક્ષણ ન કરૂં; ત્યાં સુધી તમે બન્ને સૈન્યના મધ્યમાં રથ ઉભો રાખો. શ્રીભગવાને તેજ પ્રમાણે કર્યું.

જોત જોતામાં રથ ઊભય સેનાના મધ્યમાં લાવવામાં આવ્યો. અર્જુન જુએ છે તો આત્મીય, સ્વજન, કાકા, પિતામહ, આચાર્ય, મામા ભાઈ, પુત્ર, પૌત્ર, સખા, શ્વસુર, આ સર્વ કોઈ યુદ્ધ કરવાને માટે એકત્ર થયા છે. અકસ્માત્ તેના મનની ગતિ બદલાઈ ગઈ, ક્રોધ દૂર થયો અને ખેદ ઉત્પન્ન થયો. આ અર્જુનના ચરિત્રની સાથેજ અમોને આવશ્યક્તા છે. સત્યવાત એ છે કે અર્જુનના સમાન આપણામાં બાહુબળ નથી, અર્જુનના સમાન શૂરવીરપણું અન્ય ક્યાંય પણ જોવામાં આવતું નથી, અર્જુનના સમાન શાસ્ત્રમર્યાદા, અર્જુનના સમાન ગુરૂમર્યાદા, અર્જુનના સમાન લોકમર્યાદા બીજે ક્યાંય જોવામાં આવતી નથી; તોપણ જ્યારે જોઇએ છીએ કે આ મહાન્ ચરિત્રશાલી અર્જુન પ્રબળ ઉત્સાહથી કર્મ ક્ષેત્રમાં ઉપસ્થિત થઇ કર્તવ્યની નિષ્ઠુરતાનો અનુભવ કરીને આપણી પેઠે ચિતની દુર્બળતા દેખાડે છે, જ્યારે જોઇએ છીએ કે કર્તવ્યના મહાન્ ભારથી દબાઇને શોક મોહાચ્છન થવાથી આપણને જેમ થાય છે, તેમ અર્જુનને પણ થાય છે. તે સમયે અર્જુનને આપણે આપણા સમાન સમજી તેની સાથે સહાનુભૂતિ દર્શાવવા તૈયાર થઇએ. અત્યન્ત વ્યગ્ર થઇને સાંભળીએ, અર્જુન શું કહે છે? અર્જુન કહે છે:—

**दृष्ट्वेमान् स्वजनान् कृष्ण ! युयुत्सून समुपस्थितान् ।**
**सीदन्ति मम गात्राणि मुखञ्च परिशुष्यति ॥**
**वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ।**
**गाण्डीवं स्रंसते हस्तात् त्वक्चैव परिदह्यते ॥**

હે કૃષ્ણ! હે કેશવ! આ સર્વ આત્મીઓને યુદ્ધ કરવા આવેલા જોઇને મ્હારૂં અંગ અવસન્ન થાય છે. શરીર કંપે છે, રૂવાડાં ઉભાં થાય છે, હાથમાંથી ગાંડીવ ધનુષ નીચે પડી જાય છે, અને ચામડીમાં ચારે તરફથી દાહ થાય છે. હું દઢતાથી ઉભો રહી શકતો નથી. મારૂં મન જાણે ભમતું હોય તેમ મને લાગે છે. અને હે કેશવ! હું અશુભ સૂચવનારાં અપશુકનો જોઉં છું. અર્જુનના આ વિષાદને શાંત કરવા માટે ભગવાને બ્રાહ્મીસ્થિતિનો ઉપદેશ આપ્યો. ભગવાન્ શ્રીશંકરાચાર્ય બ્રાહ્મી સ્થિતિનો અર્થ કરે છે કે:—

**"ब्रह्मणि भवेयं स्थितिः सर्वकर्म संन्यस्य ब्रह्मरुपेणैवावस्थानमित्येतत्"**

અર્થાત્ સમસ્ત કર્મોના સન્યાસ પૂર્વક બ્રહ્મ સ્વરૂપમાં સ્થિતનું થવું એનું નામ બ્રાહ્મીસ્થિતિ છે. બ્રાહ્મીસ્થિતિ, બ્રહ્મનિર્વાણ, આત્મજ્ઞાન, ઇત્યાદિ એક જ વાત છે. બ્રાહ્મીસ્થિતિ શિવાય શોકની ચિરનિવૃત્તિ થઇ શકતી નથી. બીજા બીજા ઉપાયોથી શોક અને દુઃખની ક્ષણિક નિવૃત્તિ થઈ શકે એ વાત ખરી છે; પણ ક્ષણિક નિવૃતિને માટે બુદ્ધિમાન મનુષ્ય વ્યાકુળ થતો નથી; કારણ કે મહાન્ કર્તવ્યના પાલન કરવા કરતાં સ્વલ્પ કર્તવ્યનું સુખ અવશ્ય પ્રાપ્ત થાય છે. આત્યન્તિક નિવૃત્તિ એજ એકમાત્ર પ્રયોજન છે. સાંખ્યશાસ્ત્રમાં તે આત્યન્તિક નિવૃત્તિ જ લક્ષ્ય છે, યોગશાસ્ત્રમાં આજ આત્યન્તિક નિવૃત્તિનો ઉપાય ચિત્તવૃત્તિ નિરોધ કરી દ્રષ્ટાના સ્વરૂપમાં સ્થિતિ, વેદાન્તમાં આને માટે જ બ્રહ્મ જીજ્ઞાસા કહી છે. શ્રીભગવદ્ ગીતાના બીજા અધ્યાયમાં બ્રાહ્મીસ્થિતિનું સ્વરૂપ સમજાવ્યું છે અને બાકીના અધ્યાયોમાં આ સ્થિતિની પ્રાપ્તિ કેવી રીતે થાય તેને માટે સાધનાનો ક્રમ દેખાડયો છે. અમો અત્યન્ત સંક્ષેપમાં ગીતામાં કહેલી બ્રાહ્મી સ્થિતિ અથવા મુક્તિની આલોચના કરશું. ગીતાના પ્રથમ અધ્યાયમાં વિષાદયોગ છે અને બાકીના સમસ્ત અધ્યાયોમાં મોક્ષયોગનું વર્ણન છે.

જ્યાં અર્જુન દુઃખ પ્રકાશ કરે છે કે, આત્મીય મનુષ્યો મરશે, ત્યાં ભગવાન્ કોઇ પ્રકારની દુર્બળતાનો ઉપદેશ ન આપતાં જે સત્ય છે તે જ કહે છે. ભગવાન્ કહે છે કે હે અર્જુન! તું.પંડિતના જેવી વાત કહે છે; પણ મૂર્ખના જેવું કાર્ય કરે છે. તું નહિં શોક કરવા યોગ્ય વિષયમાં શોક કરે છે. ભીષ્મદ્રોણ વગેરેના શરીરો એ કાંઈ ભીષ્મદ્રોણ નથી. તેઓનો આત્મા એજ તેઓ છે, પણ આત્માનું મરણ નથી. આ સર્વનો આત્મા અજર અને અમર છે. તેઓ આત્મા નથી તેઓ શરીર–દેહ છે, આવો દેહાત્મબોધ તું કેમ કરે છે? તારે જાણવું જોઇએ કે આત્મા–

न जायते म्रियते वा कदाचित्,–
नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो,
न हन्यते हन्यमाने शरीरे ॥

જીવનો આત્મા શરીર નષ્ટ થવા છતાં મરતો નથી. એ આત્માને જન્મ નથી તેમ મૃત્યુ પણ નથી. બાળક સૈનિક પ્રસિદ્ધ વીર પુરૂષની પાસે શસ્ત્ર પરીક્ષા આપવા જતાં જે પ્રમાણે કુંઠિત થાય છે; બાળક વક્તા સુપ્રસિદ્ધ પંડિતોની સભામાં પ્રથમ ભાષણ આપવાની વખતે જે પ્રમાણે પરસેવાથી રેબઝેબ થઈ જાય છે, શુષ્ક મુખ બની પોતાના હૃદયમાં જે પ્રમાણે મહાન્ ઘાત–પ્રત્યાઘાતનો અનુભવ કરે છે; તે કરતાં પણ અર્જુનને અધિક ક્લેશ થાય છે. પુનઃ અર્જુન કોઈ કાયર પુરૂષ નથી તે એક વિશ્વવિજયી મહાપુરૂષ છે. કિરાતરૂપી ભગવાન્ મહાદેવજીએ આ અર્જુનના પરાક્રમથી સંતુષ્ટ થઇને કહ્યું હતુ કેઃ—

भोभो फाल्गुन! तुष्टोऽस्मि कर्मणाऽप्रतिमेन ते ।
शौर्येणानेन धृत्या च क्षत्रियो नास्ति ते समः ॥

હે અર્જુન! તમારા કાર્યથી હું અત્યન્ત સંતુષ્ટ થયો છે. ધૃતિ–ધૈર્ય અને શૌર્યમાં તમારા સમાન અન્ય કોઈ ક્ષત્રિય નથી.

જે સમયે કુરૂક્ષેત્રના યુદ્ધના થોડા સમય પૂર્વે આ અર્જુને વિરાટ રાજકુમાર ઉત્તરનું સારથી પણું કર્યું હતું, જે સમયે ઉત્તરે ભયભીત

થઈ ક્લીબ બૃહન્નલને ભય ઉત્પન્ન કરવા માટે વારંવાર કૌરવનું સૈન્ય દેખાડયું હતું, વારંવાર ભીષ્મ, દ્રોણુ, કર્ણુ, શલ્ય વગેરે કૌરવના શૂરવીરોનું. નામ લઇને કહ્યું હતું કે " તમે આ મહા પરાક્રમી બળવાન મહારથીઓની સાથે એકાકી યુદ્ધ કેવી રીત્યે કરી શકશો? તે સમયે જે અર્જુને ગર્વપૂર્વક વિરાટપુત્રને ઉત્તર આપ્યો હતો કે " હે ઉત્તર! જે સમયે દ્રૌપદી સ્વયંવરમાં લાખો રાજાઓએ મારા ઉપર આક્રમણુ કર્યું હતું; તે સમયે પણુ હું એકલો હતો તે સમયે મ્હને કોણે સહાયતા આપી હતી! જે સમયે કાલાંતક યમ સમાન અસંખ્ય મહાન્ યોદ્ધાઓની સાથે મેં યુદ્ધ કર્યું હતું; તે સમયે કોણુ મ્હારી સહાયતા કરવા આવ્યું હતું? અર્જુને આ સમયે ઉત્તરને સારથી બનાવી અનેકવાર ભીષ્મ, દ્રોણુ વગેરે મહારથીઓને પરાસ્ત કર્યા હતા; દુર્યોધન વગેરેના પ્રાણુ હરણુ કરવાને સમર્થ હોવા છતાં જેણે સંમોહન અસ્ત્રથી પોતાના શત્રુ કૌરવોને કેવળ મૂર્છિત કર્યા હતા, તેમના પ્રાણુનો સંહાર કર્યો નહિ, તેજ અર્જુન આજે કહે છેઃ—

"न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः"

હે કૃષ્ણુ! હે અચ્યુત્! હું હવે સ્થિર રહિ શકતો નથી! મ્હારૂં મસ્તક ફરે છે—મ્હારા માથામાં ચક્કર આવે છે, વળી કહે છેઃ—

न काङ्क्षे विजयं कृष्ण! न च राज्यं सुखानि च।
किं नो राज्येन गोविन्द! किं भोगैर्जीवितेन वा॥

હે કૃષ્ણુ! હું રાજ્યની ઇચ્છા રાખતો નથી તેમ મ્હને ભોગની પણુ ઇચ્છા નથી. મ્હને જીવવાનુ પણુ પ્રયોજન નથી. અર્જુન મહાપુરૂષ છે. મહાપુરૂષ પણુ સાધારણુ માણુસની પેઠે કાતર વચન બોલે છે. એમ જાણી સાધારણુ માણુસો કાંઇક શાંત થાય છે અને અર્જુનને પોતાના સમાન ધારે છે, પણુ ખરી રીત્યે અર્જુનની સાથે સાધારણુ માણુસની સમાનતા ઘટી શકે નહિ. અર્જુન મહાપુરૂષ છે અને તેઓ સાધારણુ માણુસોના પુરૂષ છે. જીવન સંગ્રામમાં ભયભીત થઇ લોકો હજારોવાર કહે છે. હવે આપણાથી કાંઈ બની શકે તેમ નથી! "મૃત્યુ થાય તો બસ છે!". પણુ અર્જુન કાંઈ "બની શકે તેમ નથી" એમ કહેતો નથી; પણુ એમ કહે છે કે " હું યુદ્ધ નહિં કરૂં, કારણુ કે યુદ્ધ કરવું એ નિષ્ઠુર

મનુષ્યનું કાર્ય છે. હું નિષ્ઠુર થવા માગતો નથી.'' ક્લેશના ભયથી અથવા પ્રાણ જવાના ભયથી અર્જુન યુદ્ધથી નિવૃત્ત થતો નથી; પણ કરૂણાથી નિવૃત્ત થાય છે બીજાઓનાં જીવન નષ્ટ થાય છે તેને માટે તે નિવૃત્ત થાય છે. હું કેવી રીત્યે ગુરૂદેવને બાણથી વિંધીશ, કેવી રીત્યે પિતામહને અસ્ત્ર લગાડીશ. આને માટે યુદ્ધ કરવા તૈયાર થતો નથી. ભીષ્મ અને દ્રોણની, વાત અર્જુને એક કરતાં અધિકવાર કહી છે, જે પિતામહના ખોળામાં બેસીને પિતાહીન બાળક પિતામહને "પિતા" કહિ સંબોધન કરતું હતું અને જે બાળકને ભીષ્મ શાસ્ત્રનેત્રથી સમજાવતા હતા, આજે જેઓને પુષ્પની માળાઓ પહેરાવવાનું મન થાય છે; તેઓનો નાશ કેવી રીત્યે કરી શકાય ? અર્જુન આ વાતને લીધેજ શોકથી દીન બન્યો છે. જે આચાર્યે અર્જુનને સર્વ કરતાં શ્રેષ્ટ બનાવવા માટે અશ્વત્થામાથી પણ અંતરાય રાખી ગુપ્ત રીત્યે અસ્ત્રશિક્ષા આપી હતી. જે આચાર્યે અર્જુનનો કોઈ પ્રતિદ્વંદી ન રહે તેને માટે એકલવ્યની પાસેથી અંગુઠો ગુરૂ દક્ષિણામાં માગી લીધો હતો; તેજ ગુરૂનો સંહાર કરવો પડશે ! અર્જુન દયાને અને કૃતજ્ઞતાને આધીન થઇને યુદ્ધથી નિવૃત્ત થવા ઇચ્છે છે. શું તમે દયાને આધીન થઇને કોઈ કર્મ કરો છો ? તમે એમ કદી વિચાર કરો છો કે આ ધન ગ્રહણ કરશું નહિ, કારણકે આપણા લેવાથી સામાવાળાના મનમાં દુઃખ થશે; તેથી તે ગ્રહણ કરવું ઉચિત નથી. લોકો આવો વિચાર કદી કરી શકે નહિ, તેથી જ કહેવામાં આવ્યું છે કે અર્જુન અને સર્વ સાધરણમાં ઘણો ભેદ છે. અર્જુનનો વિષાદ–ખેદ અસ્વાભાવિક ઉચ્ચ અભિલાષાને પૂર્ણ કરવા માટે બન્ધુવિનાશ વગેરેથી ઉત્પન્ન થયો નથી. આ વિષાદના મૂળમાં પાપ નથી; પણ કેવળ ગુરૂ અથવા આચાર્યના નાશનો ભય છે ! અસ્તુ જે કાંઈ હો આ વિશ્વ વિજયી મહાપુરુષ આજે યુદ્ધના હથિયાર ત્યાગ કરી દીનતાથી ઉભો છે. ધનુષ્યવિદ્યામાં જેની સમાનતા દેવ અને અસુર કોઇ પણ કરી શકે એમ નથી. જેણે પોતાના પરાક્રમથી ઉર્વસીને પણ તુચ્છ ગણી હતી, તે શૂરવીર આજે શસ્ત્ર પ્રહાર કરવા તૈયાર થવા છતાં શસ્ત્ર પ્રહાર કરતો નથી. તે શસ્ત્રનો પરિત્યાગ કરી દીનતાપૂર્વક હાથ જોડીને ઉભો છે. આ લોકક્ષયકર મહાસંગ્રામના પ્રારંભમાં તેનું હૃદય દયાથી પૂર્ણ થઈ રહ્યું છે. યુદ્ધ ત્યાગ કરી આજે તે ભીક્ષાવૃત્તિ ગ્રહણ કરવા તૈયાર થયેલ છે. અને સર્વલોક મહેશ્વર, ભક્તતરણીના કર્ણધાર, દીનજનના બન્ધુ, તથા મનુષ્યોના આશ્રય, વિપદ્ગ્રસ્તોના મધુસૂદન આ દીનજનના સારથી છે.

આ અર્જુનનો સારથી કોણ છે? તેનો કેટલોક પરિચય ગીતા સ્વયં આપશે; છતાં અત્રે તેની આલોચના કરવી એ અમો ઉચિત સમજીએ છીએ. ગીતાશાસ્ત્રમાં "**भगवान् उवाच**" આ વાતમાં શ્રી-કૃષ્ણનેજ લક્ષ્ય કરવામાં આવ્યા છે તેમાં કોઇને કાંઇ સંદેહ નથી. આ શ્રીકૃષ્ણજ અવતાર છે, આ શ્રીકૃષ્ણજ માયામાનુષ છે, આજ ધર્મની ગ્લાનિ અને અધર્મના અભ્યુત્થાન થવાથી અવતાર ધારણ કરી સાધુ-ઓની રક્ષા અને અસુરોનો વિનાશ કરી યુગ યુગમાં ધર્મ સંસ્થાપન કરે છે. આ વાત સ્પષ્ટ ગીતાશાસ્ત્રમાં મળી આવે છે. "**श्रीभगवानुवाच**" આ શબ્દમાં જોવામાં આવે છે કેઃ—

**अजोऽपिसन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया ॥ ( ૪–૬ )**

આ જ ભગવાન્ શ્રીકૃષ્ણ અજ એટલે જન્મરહિત, તેઓ જ વળી ભૂતપ્રાણી માત્રના ઇશ્વિર, તેઓ જ પોતાની પ્રકૃાતમાં અધિષ્ઠાન કરી પોતાની માયા દ્વારા જન્મ ગ્રહણ કરે છે.

આ શ્લોકથી સમજાય છે કે જેનો જન્મ નથી, જેઓ અવ્ય-યાત્મા, જેઓ પ્રાણીઓના ઇશ્વર; તેઓજ પોતાની પ્રકૃતિમાં અધિષ્ઠાન કરે છે અને પોતાની માયાના પ્રભાવથી શ્રીકૃષ્ણરૂપે જન્મ ગ્રહણ કરે છે.

અહિં અમો પૂછીએ છીએ કે જેનો જન્મ નથી, જે અજ છે તે શું વસ્તુ છે?

શ્રીગીતામાં જીવાત્માને પણ અજ કહેલ છે. આ જીવાત્મા પણ અવિનાશી છે, તે અવ્યય છે, શરીરના નાશની સાથે તેનો નાશ થતો નથી.

**न जायते म्रियते वा कदाचि-**
**न्नायं भूत्वा भविता वा न भूयः ।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो**
**न हन्यते हन्यमाने शरीरे ॥**

જે જીવનો આત્મા છે તે કોઈ કાળે જન્મતો નથી; તેમ મરતો પણ નથી, ઉત્પન્ન થાય છે તેમ પાછો જાય છે એમ પણ નથી. અથવા નહિ થતાં પાછો થાય છે તેમ પણ નથી. થઇને–ઉત્પન્ન થઇને તિરોભૂત થયેલાને લોકો મરી ગયો એમ કહે છે. અભૂત્વા નહિ થઇને ભવિતા-થવાને લોકો જન્મ્યો એમ કહે છે. તેથીજ કહેવામાં આવ્યું છે કે આત્માને જન્મ મરણુ નથી. તે અજ છે, તે નિત્ય છે, તે સદા એક રૂપ છે, તે શાશ્વત, સર્વદા વર્તમાન, તે પુરાણુ–પ્રથમ ઉત્પન્ન થવા છતાં નવીન, અપૂર્વ, શરીરનો નાશ કરવા છતાં તેનો નાશ થતો નથી.

જે અજ છે, જે અવ્યય છે, તેના સંબંધમાંજ ફરીને કહેવામાં આવે છે. શસ્ત્ર તેને કાપી શકતુ નથી, અગ્નિ તેને બાળી શકતો નથી, જલ તેને સોડવી શકતું નથી, વાયુ તેને સુકાવી શકતો નથી, તે અછેદ્ય, તે અદાહ્ય, તે અશોષ્ય, તે નિત્ય, તે સર્વવ્યાપી, તે સ્થિરસ્વભાવ, તે સ્થાયી, તે ઇન્દ્રિયથી અગ્રાહ્ય, સંકલ્પથી અગોચર, અને તે છ પ્રકારના વિકારથી શૂન્ય છે.

ધ્યાનમાં રાખવું કે જીવાત્માને પણ સર્વગત, સર્વવ્યાપી કહેવામાં આવેલ છે. જીવાત્મા જે પ્રમાણે અજ, અવ્યય, અવિનાશી. સર્વવ્યાપી છે; તેજ પ્રમાણે પરમાત્મા પણ છે. જો એમ ન હોય તો બન્નેને સર્વગતત્વ, અને સર્વવ્યાપિત્વ એ વિશેષણ કેમ આપવામાં આવત? જે સર્વવ્યાપી, તે એકજ છે, તે પૂર્ણુ છે. જીવાત્મા પણ પૂર્ણુ છે અને પરમાત્મા પણ પૂર્ણુ છે. ત્યારે જીવાત્મા અને પરમાત્મામાં ભેદ શું રહ્યો? મતલબ એ છે કે શ્રુતિ જીવાત્મા અને પરમાત્મામાં ભેદ બતાવતી નથી. શ્રુતિ જેમ કહે છે કે–" ઉપાધિગત ભેદ રહેવા છતાં વસ્તુ એક છે. આકાશ એક હોવા છતાં ઘટપટનો ભેદ હોવાથી એક આકાશને જ ઘટાકાશ, પટાકાશ, વગેરે અનેક નામોથી ઓળખવામાં આવે છે. તે પ્રમાણે શ્રીગીતા પણ કહે છે કે–આત્મા એક હોવા છતાં તેનેજ ક્યારેક બ્રહ્મ, કહેવામાં આવે છે, ક્યારેક ઇશ્વર અને કયારેક જીવ, આ પ્રમાણે ભિન્ન ભિન્ન નામ રૂપે ઓળખવામાં આવે છે. જેઓ ગીતાશાસ્ત્રનું સારી રીત્યે અવલોકન કરશે, તેઓ આ વાતને યથાર્થ રૂપથી સમજી શકશે. અને તેથીજ ગીતાને " **અદ્વૈતામૃતવર્ષિણી** " કહેવામાં આવેલ છે.

અહિયાં મ્હારે કહેવું જોઇએ કે–જે ભગવાન, જે શ્રીકૃષ્ણુ–અવ-

તાર, અથવા માયા માનુષ—તેજ પરમાત્મા—તેજ જીવાત્મા છે. "**भूतानामीश्वरोऽपि सन्**" આ ઉપરથી પણ સમજાય છે કે શ્રીકૃષ્ણ સમસ્ત પ્રાણીઓના ઇશ્વર છે.

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्ति मृच्छति ( ५–२९ )**

આ શ્લોકમાં માયામાનુષ શ્રીકૃષ્ણ જ કર્તા અને દેવતા રૂપે યજ્ઞ અને તપ સમૂહના ભોક્તા, સર્વ લોકના મહાન્ ઇશ્વર, સર્વ જીવના સુહત્ આ વાત વળી પણ સ્પષ્ટ કરીને કહેવામાં આવી છે. "**अहमात्मा गुडाकेश !**" દશમા અધ્યાયના ૨૦ મા શ્લોકમાં આ શ્રીકૃષ્ણજ જે આત્મા—સર્વ ભૂતોના અન્તરમાં અવસ્થિત—રહેલા પરમાત્મા તે વાત પણ કહેવામાં આવી છે. સર્વ ક્ષેત્રમાં તેઓ ક્ષેત્રજ્ઞ, સર્વ દેહોમાં તેઓજ યજ્ઞના અધિષ્ઠાતા દેવતા—યજ્ઞાદિના પ્રવર્તક અને ફલદાતા—અધિયજ્ઞ છે આ વાત પણ ગીતા કહે છે.

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना । (९–૮)**

આ માયામનુષ્ય શ્રીકૃષ્ણ જ અવ્યક્ત રૂપથી સંપૂર્ણ જગતમાં વ્યાપીને નિવાસ કરે છે, આ શ્લોકમાં કહેવામાં આવ્યું કે જેઓ અવ્યક્ત છે. નિરાકાર છે તેઓજ વ્યક્ત—અવતાર છે. વળી કહેવામાં આવે છે કે—

**विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ।**

**विष्टभ्य विशेषतः स्तम्भनं दृढं कृत्वेदं कृत्स्नं जगदेकांशेनैकावयवेनैकपादेन सर्वभूतस्वरूपेणेत्येतत् इति शंकरः ।** આ સંપૂર્ણ જગત્ હું છું—મ્હારૂં એક અંશમાત્ર છે. મેં એક પગથી સર્વ ભૂત સ્વરૂપે ધારણ કરી રાખ્યું છે. શ્રુતિ જે વિશ્વરૂપને—સગુણ બ્રહ્મને લક્ષ્ય કરી કહે છે, "**पादोऽस्य विश्वाभूतानि**" શ્રીકૃષ્ણ પોતાનો પરિચય તેજ સગુણબ્રહ્મ અથવા વિશ્વરૂપના નામથી આપે છે.

**सर्वतः पाणिपादान्तं सर्वतोऽक्षिशिरोमुखम् ।**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥**

ગીતા આ શ્લોકના ભાવમાં બતાવે છે કે શ્રુતિના " **सहस्रशीर्षा पुरुषः** " પણ તેઓ જ છે. વિશ્વરૂપના દર્શન કરવા પછી અર્જુન જ્યારે કહે છે;—

**दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन !**
**इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गताः ॥**

ત્યારે કોઇને પણ સંદેહ રહિ શકે કે જે પુરૂષ અક્ષર, અને અક્ષરથી પર પુરૂષોત્તમ, જે પુરૂષ સહસ્રશીર્ષ, સહસ્રાક્ષ, સહસ્રપાત, વિશ્વરૂપ, જે પુરુષ અવ્યક્ત, અવિનાશી, અવજ્ઞાત સ્વરૂપ, અક્ષર બ્રહ્મ, જે પુરુષ શરીર શરીરમાં અધિયજ્ઞ, અને ક્ષેત્રજ્ઞ, તે પુરૂષજ આ માયા માનુષ શ્રીકૃષ્ણ—અવતાર છે.

જે પુરૂષ પોતાની પ્રકૃતિમાં અધિષ્ઠાન કરીને પોતાની માયાથી જન્મ ગ્રહણ કરે છે; તે પુરૂષ જ કહે છે કે;—

**भूमिरापोऽनलो वायुः खं मनोबुद्धिरेवच ।**
**अहंकारं इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥**

ગન્ધતન્માત્ર, રસતન્માત્ર, સ્પર્શતન્માત્ર, શબ્દતન્માત્ર, અહંતત્વ, મહત્તત્વ, અને અવિદ્યા—મ્હારી જડ પ્રકૃતિ આ આઠ ભાગમાં હું વિભક્ત છું. આંના શિવાય બીજી પણ મ્હારી એક ચેતના પ્રકૃતિ છે. તેના દ્વારા હું જગતને ધારણ કરી રહ્યો છું. આ માયામાનુષ શ્રીકૃષ્ણજ જડ અને ચેતન પ્રકૃતિના નાયક—સ્વામી છે. જડ અને ચેતન પ્રકૃતિ સહિત તેઓને જાણવા એનું જ નામ જ્ઞાન છે. આ વાત તેઓ પોતે કહે છે.

વિષ્ણુના પરમપદ અર્થમાં સાધારણ અર્થવાદમાં એવો પણ અર્થ થાય કે વિષ્ણુ જ પરમ પદ છે. જેમ "**राहोः शिरः**" અર્થમાં રાહુજ શિર—મસ્તક એમ સમજાય છે કારણ કે મસ્તક સિવાય રાહુને બીજું કાંઈ અંગ નથી. જેમ " **सवितुर्वरेण्यं भर्गः** " ના અર્થમાં સવિતા—સૂર્યજ વરણીય ભર્ગ સમજાય છે; તેમ **असङ्गशस्त्रेण दृढेन छित्वा ततः पदं तत् परिमार्गितव्यम्** " આમાં જે તત્પદ છે, તે પરમપદજ શ્રીકૃષ્ણ છે એ વાત પણ " **तद्धामपरमं 'मम'** " તેથી સમજાય છે.

અમોએ શ્રીગીતામાંથી જ દેખાડયું છે કે જે નિર્ગુણ બ્રહ્મ છે, તેજ માયાના અવલંબનથી સગુણ બ્રહ્મ છે, તેજ વિશ્વરૂપ, તેજ આત્મા, તેજ માયામાનુષ–અવતાર છે. જે પરમાત્મા તેજ આત્મા, તેજ ભગવાન્, તેજ અવતાર છે. આ સત્ય વચન સમસ્ત શાસ્ત્રોમાં જોવામાં આવે છે. તમો જો એમ કહેતા હો કે સાકાર શ્રીકૃષ્ણુજ ઇશ્વર છે, અને નિરાકાર બ્રહ્મ એ તેની અંગજ્યોતિ છે, જો એમ કહેતા હો કે પરમાત્મા એ કદી પણ જીવાત્મા થઇ શકે નહિ, જો એમ કહેતા હો કે પરમબ્રહ્મનો કદી પણ અવતાર થઇ શકે નહિ; તો અમો કહિશું કે તમો સંપ્રદાયની રક્ષા માટે વેદને અમાન્ય કરો છો જે તમારૂં એક સ્વતંત્ર સાહસ માત્ર છે. આ સંબંધમાં, આ કરતાં અધિક કાંઇપણ લખવાની જરૂર નથી.

શું શ્રીકૃષ્ણુ ભગવાન છે? અવતારવાદ ક્યાં સુધી સંભવિત છે? શું અણિમાદિ અષ્ટસિદ્ધિ કોઇને સિદ્ધ થઇ હતી? શું જીવન્મુક્તિ મૌખિક વાત નથી? અત્યારે અધિક મનુષ્યોને આવો સંશય છે. આવો સંદેહ થાય એ સંભવિત છે. કર્મશૂન્ય જ્ઞાનની આલોચના કરવાથી જો એમ ન થાય તો આ યુગાધિપતિનો દોષ ગણાય! સંયમનો અભ્યાસ નહિ કરવાથી, યોગધારણા નહિ કરી શકવાથી, અથવા તન્મયતા, એકાગ્રતા અને ચિત્તશુદ્ધિ નહિં થવાથી દિવ્યચક્ષુ, જીવન્મુક્તિ, અવતાર, અષ્ટસિદ્ધિ ઇત્યાદિમાં વિશ્વાસ સ્થાપન કરવો અસંભવ છે.

અમોએ પૂર્વે જે લખ્યું છે તેમાં પણ સ્પષ્ટ કહેવામાં આવ્યું છે, શ્રીકૃષ્ણુ અવતાર કહેવાય કે નહિ? અહિં ફરીને એકવાર અવતારના સમ્બન્ધમાં ગીતાનો જે મત છે તે અમો કહિશું.

ગીતાના ચરિત્રમાં ત્રણ વ્યક્તિઓની પ્રધાનતા છે. (૧) સંજય, (૨) અર્જુન અને (૩) શ્રીકૃષ્ણુ. શ્રીકૃષ્ણુ સર્વત્ર પોતાનો પરમાત્મા, પરમેશ્વર, ભગવાન્, આત્મા ઇત્યાદિ નામથી પરિચય આપે છે, જે આપણે જોઇએ છીએ. અહિયાં દેખાડવામાં આવે છે કે સંજય અને અર્જુન જે નામથી શ્રીકૃષ્ણુને સંબોધન કરે છે, તે સિવાય અન્ય કોઇ નામથી મનુષ્યો ભગવાનને સંબોધન કરતા નથી. સંજય શ્રીકૃષ્ણુને હૃષિકેશ, મધુસૂદન, ભગવાન્ ગોવિન્દ, હરિ, કેશવ, કૃષ્ણુ, માધવ, યોગેશ્વર, વાસુદેવ વગેરે નામોથી કહે છે અને અર્જુન? તે શ્રીકૃષ્ણુના સખા; સખા હોઇને પણ કહે છે–અચ્યુત, કેવશ મધુસૂદન, ગોવિન્દ, જનાર્દન, માધવ, વાર્ષ્ણેય,

પુરૂષોત્તમ, પરબ્રહ્મ, પરમધામ, પરમપવિત્ર, શાશ્વત, પુરુષ, સ્વપ્રકાશ, આદિદેવ, અજ, સર્વવ્યાપક, વિભુ, ભગવાન્, ભૂતભાવન, ભૂતેશ, દેવદેવ, જગત્પતિ ઇત્યાદિ. શ્રી ભગવાનના આ સર્વે નામોમાં વિશ્વાસ કરી લોકો સંસારસાગરથી પાર ઉતરવા પ્રયત્ન કરે છે. શ્રીભગવાન્ જે જ્ઞાનનો ઉપદેશ કરે છે, શ્રીકૃષ્ણ જે તત્વનો પ્રકાશ કરે છે, તેને પ્રકાશ કરવાની કોઇ મનુષ્યમાં શક્તિ નથી. જે વિશ્વરૂપ ભગવાન્ ભક્તને દેખાડે છે, તે કોઇ મનુષ્ય દેખાડી શકે નહિ. તેઓ પોતેજ પોતાનું માહાત્મ્ય પ્રકાશ કરતાં કહે છે કે—હું જ ભગવાન્ છું. તેઓના ભક્તો તેઓને સેંકડો નામોથી બોલાવે છે, સેંકડો વાર પરમાત્મા, વિભૂ, અને આત્મા કહે છે, આ કરતાં બીજું અધિક પ્રમાણ શું હોઇ શકે કે જેના દ્વારા શ્રીકૃષ્ણનું ઇશ્વરત્વ સિદ્ધ કરવામાં આવે? જેઓ શ્રીકૃષ્ણને ભગવાન્ કહિ શકતા નથી; તેઓની પ્રકૃતિની આલોચના કરીને ભગવાન્ કહે છે કે તેઓની ગતિ શું? જો આથી લોકોને વિશ્વાસ ન આવે તો તેઓની ઇચ્છામાં આવે તે પ્રમાણે કરે. તેનાથી ભગવાન્‌ની શું હાનિ થનાર છે? તેમ તેઓના ભક્તોનું પણ શું અનીષ્ટ થનાર છે. અલ્પ વિશ્વાસી મનુષ્યો આ સર્વ સંશયોની વાત સાંભળી અલ્પ વિશ્વાસનો પણ પરિત્યાગ કરી અધોગતિને ન પામે તેને માટે લોકોને સાવધાન કરવા એ સ્વભાવસિદ્ધ છે. લોકો અવતારમાં વિશ્વાસ કરવા ઇચ્છતા નથી, પણ આર્ય ઋષિઓએ અવતારવાદને સ્વીકાર કરેલ છે તેઓએ સાધારણ મનુષ્ય કરતાં અવતારમાં શું ભેદ છે તે સમજાવેલ છે. તેઓએ કહ્યું છે કે અવતાર આત્મજ્ઞાન લઇને અવતીર્ણ થાય છે અને સાધારણ મનુષ્યો અજ્ઞાન લઇને જન્મ ગ્રહણ કરે છે. અવતારના જન્મ અને કર્મ કેટલેક અંશે સાધારણ મનુષ્યોના સમાન હોય છે અને કેટલેક અંશે અલૌકિક હોય છે. જેઓના કરકમળમાં અષ્ટસિદ્ધિ છે. અને જેઓ યોગેશ્વર છે, તેઓ ઇચ્છા કરવાથી શું દેખાડી શકે નહિ? મનુષ્ય નિયમોને આધીન છે; પણ ભગવાન્ કોઇ નિયમને આધીન નથી. જે જડ છે તે નિયમનું ઉલ્લંઘન કરી શકે નહિ, પણ જે ચૈતન્ય છે તે નિયમોને આધીન કેવી રીત્યે થઇ શકે? તેઓ પોતાના નિયમો પ્રમાણે જગતને ચલાવે છે એ વાત ખરી છે, પણ તેઓ આવશ્યકતાનુસાર પોતાના રચેલા નિયમોનું પોતે શું ઉલ્લંઘન કરી શકે નહિ? જે સ્વાધીન છે તેમાં એ શક્તિ કેમ ન રહે? જો એમ ન હોય તો પછી સ્વાધીનતાનો કાંઈ અર્થ—મતલબ જ રહેતો નથી. આનું પ્રમાણ

અવતારના કાર્યોમાં સારી રીત્યે જોવામાં આવે છે. અગ્નિ સર્વને દગ્ધ કરે છે; પણ ભગવાનની ઈચ્છાથી ભક્ત પ્રહ્લાદને તે દગ્ધ કરી શક્યો નહિ. અગ્નિની બાળવાની શક્તિનું કાર્ય ન થવું એ પ્રકૃતિના નિયમથી વિપરીત છે; પણ ભગવાનને માટે આ વાત અસંભવિત નથી. ભગવાન્ સ્વતંત્ર છે. તેમની ઈચ્છા સ્વાધીન છે. તેઓ સર્વ સમયે એક સમાન આચરણ કરે છે કે નહિ આ વાતને કોણ કહિ શકે? તેઓ કોઈ સમયે મત્સ્ય, કોઈ સમયે કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ રૂપે અવતીર્ણ થયા છે અને થશે. દુર્બળ અવિશ્વાસી, અજ્ઞાનાંધ મનુષ્યોનું હૃદય જે વાતનો વિશ્વાસ કરવા અસમર્થ છે તે સર્વને અસંભવ, પ્રક્ષિપ્ત, અથવા કાલ્પનિક આ પ્રમાણે કહેવાનો તેમને શું અધિકાર છે?

કહેવામાં આવતું હતું કે જ્યારે અર્જુન શોકમોહમાં ગ્રસ્ત થઈ યુદ્ધ કરવાથી વિરામ પામ્યો, જ્ઞાતિવિનાશ કરતાં તેને પોતાનું મૃત્યુ સો ગણું સારૂં સમજાયું. ત્યારે સાધારણ મનુષ્ય અર્જુનની પ્રશંસા જ કરશે. કાંઈ પણ તેને દોષ આપી શકશે નહિ. પણ ભગવાને અર્જુનના આ વિચારની નિન્દા કરી, અર્જુનને દુર્બળહૃદય અને સ્વધર્મત્યાગી કહ્યો; તેથી લોકો ભગવાનની નિન્દા જ કરશે. લોકોનું આ અજ્ઞાન છે. જેઓ પરમાત્માને સર્વ શક્તિમાન સ્વીકાર કરે છે, જેઓ પરમાત્માને સર્વદર્શી સમજે છે, તેઓ કુરૂક્ષેત્રનું યુદ્ધ સંસારના ઉપકાર માટે થયું હતું આ વાત નહિ સમજી શકે; છતાં સર્વદ્રષ્ટા ભગવાન્ આ વાતને સમજતા હતા, આ વાત સર્વ કોઇએ સ્વીકાર કરવી જોઇશે. લોકોના વિચાર પ્રમાણે જે કાર્ય નિષ્ઠુર છે તે ભગવાનના વિચાર પ્રમાણે નિષ્ઠુર હોઇ શકે નહિ. માણસ બે પાંચ માણસોનું ભલું ઈચ્છી શકે; પણ જેઓ ત્રિલોકીના હિતાહિતનો વિચાર કરે છે; તેઓ જ જાણે છે કે મનુષ્યનું પૂર્ણ કર્તવ્ય શું છે? માતાને પુત્ર રહિત કરવું એ સાધારણ મનુષ્યોની દૃષ્ટિથી નિષ્ઠુર માણસનું કાર્ય છે; પણ શ્રીભગવાન્ જો આ કાર્યને નિષ્ઠુરનું કાર્ય સમજતા તો શું કોઇ માતા કદિ પણ પુત્ર રહિત થતી? અર્જુન મનમાં સમજતો હતો કે જ્ઞાતિનો વધ કરવો એ અત્યન્ત નિષ્ઠુર મનુષ્યનું કાર્ય છે, પણ શ્રીભગવાન્ જુએ છે કે અત્યન્ત નિષ્ઠુર કાર્ય દ્વારા પણ આત્માનો ઉદ્ધાર કરવો આવશ્યક છે, તેઓ સમજતા હતા કે કુરૂક્ષેત્રના યુદ્ધમાં જીવોનું મંગલ જ થશે. જેઓ મંગલમય છે; તેઓજ ખરૂં મંગલ સમજી શકે છે, તેથી

તેઓના કોઇપણ કાર્યમાં અમંગલપણું રહિ શકે નહિ. તેઓ દયામય છે. ખરી દયા શું છે તે વાતને તેઓ જાણે છે. તેઓના કોઇ પણ કાર્યમાં નિર્દયતા રહિ શકે નહિ. મનુષ્ય અજ્ઞાની છે, તેથી શરીરનું અનિષ્ટ થવાથી તે સમજે છે કે આ કાર્ય અમાંગલિક છે, પણ આત્મજ્ઞાની, મંગલ અને અમંગલનો વિચાર આત્માની ઉર્ધ્વ અને અધોગતિને જોઇને કરે છે. જે આત્મા જેટલો દેહાભિમાની—જે આત્મા દેહમાં અને જગતમાં જેટલું અહં જ્ઞાન સ્થાપન કરે છે, દેહાભિમાન, સંસાર અભિમાન, જગત્ અભિમાન, જેને જેટલું અધિક તે તેટલો જ અજ્ઞાની છે—તે તેટલો જ શોક અને મોહનો દાસ છે. કેવળ અર્જુનને વિષાદગ્રસ્ત જોઇને જ શ્રીભગવાને તત્વોપદેશ કર્યો છે તેમ નથી. સમસ્ત શાસ્ત્રોમાં વિષાદગ્રસ્તના પ્રત્યે આત્મ—અનાત્મના વિચારનો પ્રથમ ઉપદેશ કરેલો છે. મોહગ્રસ્ત યુધિષ્ઠિરને પણ ભીષ્મ પિતામહે આત્માના સ્વરૂપનો વિચાર કરવા કહ્યું હતું. સાધારણ મનુષ્યના વિચારમાં વિષાદગ્રસ્તના પ્રત્યે આત્મતત્વનો ઉપદેશ એ "ભેંસ પાસે ભાગવતના" જેવું ગણાય; પણ ઋષિઓના વિચાર પ્રમાણે તે અવસ્થામાં આજ એક માત્ર ઉપદેશનો વિષય છે. તમે દુર્બળ હો અથવા સુબળ હો, તમારે માટે આદર્શ વિકૃત હોઇ શકે નહિ, શ્રીભગવાને એજ હેતુથી અર્જુનને સત્ય તત્વ જણાવી દીધું છે. આજ પરોક્ષજ્ઞાન છે. પછી જે ઉપાય દ્વારા તમોને તત્વજ્ઞાન ઉત્પન્ન થશે, તમોને અપરોક્ષાનુભૂતિ થશે; તેજ કાર્ય ક્રમશઃ તમોએ કરવું જોઇએ. મૃત સ્ત્રી અથવા મૃત પુત્ર અથવા મૃત માતાપિતાના શરીર અગ્નિમાં બાળી દેવાં એ તમારી દૃષ્ટિએ બર્બરતા; પણ જેઓ જાણે છે કે જે કાર્યદ્વારા આત્માનું વાસ્તવિક કલ્યાણ થાય છે, તેઓની દૃષ્ટિએ તેમાં કાંઇ પણ નિષ્ઠુરતા નથી જણાતી, પણ તે આવશ્યક કર્તવ્ય જણાય છે. શરીરને ક્લેશ થવો એ શું પદાર્થ છે? તે કેમ થાય છે? આ તત્વને જે જાણે છે, તેઓ શરીરના નાશને નાશ કહેતા નથી. ગીતાએ આજ તત્વ દેખાડ્યું છે. અમોએ યોગ્ય સ્થાન ઉપર ગીતાનો ઉપદેશ સમજવા પ્રયત્ન કર્યો છે. અર્જુનની અજ્ઞાનતાને જોઇને જેઓ નારાયણ છે. તેઓ વિપત્તિગ્રસ્ત મનુષ્યને મોહરહિત કરે છે. પુરાતન ઉપદેશનો કાલસંચિત મોહાંધકાર દૂર કરે છે, તે સમયના પ્રાણશૂન્ય કર્મ, ભક્તિ અને જ્ઞાનના આવરણને દૂર કરી જ્ઞાન, ઉપાસના અને કર્મને ઉજ્જવલ કરી આપે છે—સાધ્ય અને સાધનાના ઉજ્જવલ દીપકથી દશ દીશાઓને પ્રકાશિત કરી નિત્ય પરમાનન્દ રાજ્ગુહ્ય સનાતન રાજ્યના પરમ રમણીય માર્ગને ક્રમ પ્રમાણે ઉઘાડી આપે છે. તે ઉપદેશ

અત્યન્ત સુન્દર છે. તે ઉપદેષ્ટાનું રૂપ પણ અત્યન્ત સુન્દર છે. ખરેખર તે સંવાદ સાંભળવાથી હર્ષ ઉત્પન્ન થાય છે. અને એ અદ્ભુત રૂપના ચિન્તન કરવામાં વારમ્વાર આનન્દ પ્રાપ્ત થાય છે. તે રૂપના સમ્બન્ધમાં ભગવાન્ વ્યાસદેવ કહે છે કે—

નીલનીરદપ્રભ, દિવ્યાભરણભૂષિત, તેજપુંજ કલેવરવાળા પરમાત્માનું પરિધાન પીતામ્બર, માધવ, હેમમંડિત મણિના સમાન અપૂર્વ શોભાને ધારણ કરેલ છે. વક્ષસ્થલમાં કૌસ્તુભમણિને ધારણ કરેલ છે. જાણે ઉદયોન્મુખ સૂર્યમંડળમાં લાંછિત ઉદયાચલ શોભી રહ્યો છે. ત્રિલોકીના મધ્યમાં આ રૂપની તુલના થઇ શકે તેમ નથી. અને તેઓના ગુણ ? ભક્તના મુખથી તેમના ગુણનું શ્રવણ કરવું એ ઉત્તમ છે. આ રથ તેના સારથીના રૂપ અને ગુણથી ઉદ્ભાસિત થઇ રહેલ છે. ચાલો આપણે ભક્તિપૂર્વક તે સારથી અને રથી બન્નેને પ્રણામ કરીએ.

---

## પ્રકરણ ૩ જું.

### ગીતાનું વિશેષપણું.




તાનું પ્રથમ વિશેષપણું સાધ્ય વિષયમાં છે. અને બીજું વિશેષપણું સાધન વિષયમાં છે. જીવના સમ્બન્ધમાં શ્રીભગવાનની આશ્વાસન વાણી એ સાધ્ય વિષયનું વિશેષત્વ છે. પ્રથમ અત્રે સાધ્ય વિષયના વિશેષત્વની આલોચના કરવામાં આવે છે. સાધન વિષયના વિશેષત્વની પછી આલોચના કરશું.

સમસ્તશાસ્ત્રમાં શ્રીભગવાનના સ્વરૂપ–લક્ષણ, તટસ્થ–લક્ષણ, આત્મતત્વ, સૃષ્ટિતત્વ, લીલાતત્વ વગેરેનું વિવરણ જોવામાં આવે છે. સાધનક્રમની વ્યાખ્યા પણ કેટલાક શાસ્ત્રોમાં જોવામાં આવે છે. આ સર્વ ઉક્તિ ક્યાંક અવતારના મુખથી નિકળેલી છે, ક્યાંક જીવન્મુક્તના મુખથી, ક્યાંક ઋષિઓના મુખથી અને ક્યાંક ભક્તોના મુખથી નિકળેલી છે.

આત્મા શું? સંસાર આડમ્બર શા માટે? જીવને શોક અને તાપ શા માટે? કેવી રીત્યે જીવને આત્યન્તિક દુઃખની નિવૃત્તિ થાય? બીજા શબ્દોમાં કહિએ તો કેવી રીત્યે જગત્‌નો અભ્યુદય અને જીવનું નિઃશ્રેયસ થાય. આ વાતની અનેક શાસ્ત્રમાં આલોચના કરવામાં આવી છે. ગીતા શાસ્ત્રમાં પણ શ્રીભગવાને આ સર્વ વ્યાખ્યા કરી છે; પણ શ્રીભગવાન્‌ની આસ્વાસન વાણીનો અન્યાન્ય શાસ્ત્રોમાં પ્રસંગાનુસાર ઉલ્લેખ હોવા છતાં અન્ય કોઈ શાસ્ત્રમાં આવી આસ્વાસન વાણી જોવામાં આવતી નથી. ખરી વાત એ છે કે જે વેદમાં નથી, તે કોઇપણ શાસ્ત્રમાં હોઈ શકે નહિ, પણ સર્વતત્ત્વનો ઉલ્લેખ કરવા છતાં જે શાસ્ત્રમાં જે વિષયને પ્રધાનતા દેવામાં આવી હોય છે, તેજ તેનું વિશેત્વ છે.

દરેક માણસના જીવનમાં કર્મ, ભક્તિ જ્ઞાન આ સર્વનું કાર્ય જોવામાં આવવા છતાં તેઓમાં જે પ્રધાન હોય છે; તેજ તેનું વિશેષત્વ ગણાય. મહાપ્રભુ જ્યારે જે ભાવને ગ્રહણ કરે છે, ત્યારે તેજ ભાવમાં એકરૂપ થઈ જવું એજ વિશેષત્વ છે. ગીતામાં શ્રીભગવાન્ પોતે આજ્ઞા કરે છે કે હું જ બ્રહ્મ, હું જ ઇશ્વિર, હું જ મૃત્યુસંસાર સાગરથી જીવનો ઉદ્ધાર કરૂંછું. હું જ ક્રૂરને આસુરયોનિમાં નાખુંછું, હું જ દિવ્યનેત્ર આપું છું, હું જ દુરાચારીને સારો બનાવું છું. કયાંક બ્રહ્મભાવે આજ્ઞા કરે છેઃ–"**न मे द्वेष्योऽस्ति न प्रियः**" કોઈ પણા મ્હને પ્રિય કે અપ્રિય નથી. કયાંક ઇશ્વર ભાવથી આજ્ઞા કરે છેઃ–"**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः**" કયાંક આજ્ઞા કરે છે, "**प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया**" હું પોતાની પ્રકૃતિને અધિષ્ઠાન બનાવી પોતાની માયાશક્તિ દ્વારા પ્રકટ થાઉં છું. વળી કયાંક આજ્ઞા કરે છેઃ–

**भूमिरापोऽनलोवायुः खं मनोबुद्धिरेवच ।**
**अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥**
**अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।**
**जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥**

પૃથ્વી એટલે ગંધ, જલ એટલે રસ, અગ્નિ એટલે રૂપ, વાયુ એટલે સ્પર્શ, આકાશ એટલે શબ્દ, મન એટલે તેનાં કારણભૂત અહંકાર, બુદ્ધિ એટલે તેનું કારણ મહતત્ત્વ, અહંકાર કહેતાં તેનું કારણ

અવિધા, આ પ્રમાણે મ્હારી પ્રકૃતિ આઠ પ્રકારે ભેદ પામેલી છે. આ આઠ પ્રકારની પ્રકૃતિ અપરા કહેવાય છે. એટલે પર પ્રકૃતિ કરતાં ઉતરતી છે, કારણ કે તે જડ અને પરોપયોગી છે. આ પ્રકૃતિ કરતાં બીજી જીવ નામની પ્રકૃતિને તારે શ્રેષ્ઠ જાણવી; કારણ કે તે ક્ષેત્રજ્ઞરૂપ પ્રકૃતિ આ જગતને ધારણ કરે છે.

શું શરીરશૂન્ય આત્મા કદી પણ કોઇએ જોયેલ છે? તેમજ ઉપાધિશૂન્ય બ્રહ્મનું તત્ત્વ કોણ પ્રકટ કરી શકે? નિર્વિશેષ બ્રહ્મના સંબંધમાં જે પ્રમાણ મળે છે તેમાં જોવામાં આવે છે કે, **"यत्र वेदा विजानन्ति मनो यत्रापि कुण्ठितम्। न यत्र वाक् प्रभवति"** આ નિર્વિશેષ બ્રહ્મને વેદ જાણતા નથી. (વેદને ઠેકાણે ક્યાંક દેવ એવો પણ પાઠ છે) મન તેના સંબંધમાં વિચાર કરતાં કુંઠિત થઇ પાછું ફરે છે અને જ્યાં વાણી પહોંચી શક્તી નથી. તે વાણી અને મનથી અગોચર છે, અચિન્ત્ય છે, અવ્યક્ત છે અને નિર્ગુણ છે. જેઓએ નિર્વિશેષ બ્રહ્મના સંબંધમાં અધિક કહ્યું છે. તેઓએ કહ્યું છેઃ—

**यस्यामिदं कल्पितमिन्द्रजालं।**
**चराचरं भाति मनो विलासम्।**
**सच्चित् सुखैका परमात्मरूपा।**
**सा कालिकाऽहं निजबोधरूपा।**

નિર્વિશેષ બ્રહ્મને સચ્ચિદાનન્દનું વિશેષણ આપી શકાય તેમ નથી. પણ તેઓ સત્, તેઓ ચિતસ્વરૂપ, તેઓ આનન્દસ્વરૂપ, એમ કહેવામાં કાંઈ પણ વાંધો નથી, કારણ કે કોઇ કોઇનામાં ન રહેવા છતાં પોતાની પોતાનામાં જે સ્થિતિ તેજ સ્વરૂપનું લક્ષણ છે. જે નિર્વિશેષ છે, તેજ માયાના આશ્રયથી સવિશેષ થાય છે; તેથીજ શ્રુતિ એકજ સ્થાનમાં નિર્ગુણ અને સગુણ બ્રહ્મનો ઉલ્લેખ કરે છે. અસ્તુ—જે કાંઈ હો તે નિજ બોધસ્વરૂપ છે અહિં પર્યન્ત કહેવું ઉચિત છે. આજ સમકાલમાં નિર્વિશેષ રહેવા છતાં સવિશેષ બ્રહ્મજ દ્રષ્ટા, તેમાં આ અનન્ત કોટિ બ્રહ્માંડો ત્રસરેણુની માફક ઉત્પન્ન થાય છે અને લય પામે છે. તેજ સર્વ સાક્ષી અને અન્તર્યામી છે એમ કહેવામાં આવે છે. નિર્ગુણ—સગુણ બ્રહ્મથી જગત્ ઇન્દ્રજાળ ઉત્પન્ન થાય છે. જીવ પોત પોતાના કર્મફળના અનુસાર ઉર્ધ્વ અને અધોગતિને પ્રાપ્ત કરે છે. આ વાતને ગીતા પણ કહે છે,

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥**

પરમાત્મા લોકોના કર્તૃત્વકર્મ અથવા ફળના સંયોગથી સૃષ્ટિ રચતા નથી, સ્વભાવજ કર્મમાં પ્રવૃત્ત થાય છે. ગીતા આ ઉપદેશ કરે છે, છતાં સવિશેષ બ્રહ્મ પોતાની માયાથી ઇશ્વિરભાવને ધારણ કરી નામ રૂપ ગ્રહણ કરી પોતાનું તત્ત્વ, પોતાનું જન્મ, અને પોતાનું કર્મ પોતે સમજાવે છે. તેઓ પોતાના આશ્રિત જીવોને આશા આપે છે કેઃ—

**अहं तेषां समुद्धर्ता मृत्युसंसारसागरात् ।**

હું તેઓનો મૃત્યુ અને સંસારસાગરથી ઉદ્ધાર કરૂંછું. વળી આજ્ઞા કરે છે કે તું મ્હારો આશ્રય ગ્રહણ કરઃ—

**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ।**

હું તને સમસ્ત પાપોથી મુક્ત કરીશ. તું કોઈ વાતનો શોક ન કર. વળી સ્પષ્ટ કહે છે કે " તું જો સર્વથા દુરાચારી હશે, છતાં મ્હને બોલાવવાની–મ્હારૂં ભજન કરવાની શક્તિ તારામાં છે. તું અનન્યભાક્ થઇને મ્હને બોલાવ–મ્હારૂં ભજન કર. તું સારો થઈ જશે." સંસારના કાર્યો, કુટુંબપોષણ વગેરેની ચિન્તા જો મ્હારા કાર્યોમાં વિઘ્ન કરતાં હોય તો મનમાં વિચાર કર, મ્હારામાં વિશ્વાસ રાખ અને સર્વ ચિન્તાઓનો ત્યાગ કરી મ્હારૂં ભજન કરતો રહે, હું પોતે જ તારો યોગ-ક્ષેમ–નિર્વાહ ચલાવીશ. મ્હેં તારા નિર્વાહ અને રક્ષાનો ભાર મ્હારા પોતાના ઉપર રાખ્યો છે. તું નિશ્ચિન્ત થઇને મ્હારૂં ભજન કર." ભગવાનની આ આશ્વાસન વાણી બીજે ક્યાં આ પ્રમાણે પ્રબળતાથી જીવના હૃદયમાં ધ્વનિત થાય છે? અન્ય કયે સ્થળે આ પ્રમાણે પ્રબળતાથી સાંભળવામાં આવે છે? વળી ભગવાન્ આજ્ઞા કરે છે કેઃ—

**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ।**

હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે તું મ્હને અત્યન્ત પ્રિય છે, તું જરૂર મ્હને પ્રાપ્ત થશે. આવાં પ્રેમ પૂર્ણ વાક્યો અન્યત્ર ક્યાં સાંભળવામાં આવે છે?

**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व,**
**जित्वा शत्रून् भुंक्ष्व राज्यं समृद्धम् ।**
**मयैवेते निहता पूर्वमेव**
**निमित्तमात्रं भव सव्यसाचिन् ॥**

આ સવિશેષ સર્વાન્તર્યામી, સગુણ બ્રહ્મનું પોતાના મુખથી પોતાની મૂર્તિનું ગ્રહણ, પોતાના મુખથી જીવને ઉત્સાહદાન અન્યત્ર ક્યાંય પણ જોવામાં આવે છે? શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણ હાથ ફેલાવીને પોતાના ભક્તને પોતાના ખોળામાં લઇ લે છે. આસુરી–રાક્ષસી યોનિનો મનુષ્ય હોય તેને પણ નિરાશ કરતા નથી. સ્પષ્ટ કહે છે કે "**तेऽपि यान्ति परां गतिम्**" પાપી તાપીના મિત્રની જેવી વાત, કંગાલના ઠાકુરની જેવી વાત તેવી વાત અન્યત્ર ક્યાં સાંભળવામાં આવે છે? જેઓ એક તરફ પોતાનું વિશ્વરૂપ દેખાડીને ભક્તને ભય ઉત્પન્ન કરાવે છે, તેજ પુનઃ બીજી તરફથી સખા રૂપે આસ્વાસન આપી કહે છે કે "જો! હું તારો જ છું, તું મ્હને અત્યન્ત પ્રિય છે, તારા વિના જગતમાં હું એક ક્ષણમાત્ર પણ રહિ શકુ નહિ." અભિમન્યુના નાશ પછી શ્રીભગવાન્ દારૂકને કહે છે:–

**अर्जुनमिमं लोकं मुहूर्तमपि दारुक ।**
**उदीक्षितुं न शक्तोऽहं भविता नच तत्तथा ॥**
**यस्त्वं द्वेष्टि स मां द्वेष्टि यस्तमन्‍नु स मामनु ।**
**इति सङ्कल्प्यतां बुद्धया शरीरार्द्धं ममार्जुन !**

**( प्रतिज्ञापर्व ७७।३२**

પુનઃ આજ માયામાનુષ આજ્ઞા કરે છે કેઃ—

**मत्तः परतरं नान्यत् किञ्चिदस्ति धनंजय !**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥**

તેથીજ અમો કહિએ છીએ કે અન્યાન્ય સંવાદને બાદ કરીએ તોપણ આ આસ્વાસન વાણી એજ ગીતાનું વિશેષપણું છે. અમો ગીતા-

માંથી કેટલાંક આશ્વાસન વચનો અત્રે એકત્ર કરીએ છીએ જે સદૈવ વિચારવા યોગ્ય છે.

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥
ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात् पार्थ ! मय्यावेशितचेतसाम् ॥
न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे रूपमैश्वरम् ॥
अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥
तेषां सतत युक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येनमामुपयान्ति ते ॥
तेषामेवानुकम्पार्थं महमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥
अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग् व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्ति निगच्छति ।
कौन्तेय ! प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥

અમો હવે અધિક વચન ઉદ્‌ધૃત કરીશું નહિ, પણ આવી મધુર વાણી બીજે ક્યાં છે? જે સ્થાને શ્રીભગવાન્ આજ્ઞા કરે છે કે મ્હને જે અર્પણ કરશો તેને હું અંગીકાર કરીશ. પણ જે અર્પણ કરો-આપો તે ભક્તિપૂર્વક આપજો. ભક્તિ કરવાનું સામર્થ્ય પાપી, તાપી સુદુરાચારી

સર્વ કોઈને છે. જો દુરાચારી પણ ભક્ત થઇ શકે તેમ ના હોત તો શું ભગવાન્ કહેતા કે—

**अपि चेत् सुदुराचारो भजते मामनन्यभाक् ।**

દુરાચારી હોવા છતાં મ્હને એકાન્ત ચિત્તથી જે બોલાવે ઇત્યાદિ. આ ઉપરથી પણ સમજી શકાય છે કે દુરાચારી હોવા છતાં એકાગ્રચિત્તથી ભગવાનને બોલાવવાનું સામર્થ્ય હોય છે. નરને માટે અત્યન્ત વ્યાકુળ નારાયણનું આશ્વાસન વાક્ય સાંભળીને તેમની પૂજા કરવાનું મન કેને ન થાય ? નારાયણ આજ્ઞા કરે છે;—

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥**

આપણી દીનતા, આપણી નમ્ર પ્રાર્થનાને તેઓ શું સાંભળી શકે છે ? અવિશ્વાસીઓને આવો સંદેહ થાય છે. આપણે ભીખારી અને તેઓ સર્વેશ્વર છે, શું તેઓ આપણી પૂજા ગ્રહણ કરી શકે છે ? આ સંશય દુર્બળ વિશ્વાસવાળાઓનો છે. શું ભગવાનની ઉપરોક્ત આશ્વાસન વાણી વિશ્વાસના કર્ણથી સાંભળવા પછી આવો સંદેહ અથવા સંશય રહિ શકે છે ? બીજી પણ કેટલીક આસ્વાસન વાણી છે. ભક્ત બનીને નિરંતર તેઓને બોલાવવાથી તેઓ સંસારયાત્રાનો નિર્વાહ કરી દે છે અને મોક્ષ પણ આપે છે. તેમના શરણાગત થયા પછી ભક્ત અન્ય કર્મો કરવા ફાંફાં મારે તો તેને તેઓ સહન કરી શકતા નથી. તેથી કહે છે કે;—

**अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥**

ભક્તના યોગ અને ક્ષેમનો ભાર પોતે વહન કરે છે. જો હજુ પણ ભક્ત ના થઇ શકો, જો હજુ પણ "મ્હારૂં કર્મ" "મ્હારૂં કર્મ" એવું અભિમાન રાખશો તો સમજી લેવું કે આ સ્થિતિમાં તમારૂં યોગક્ષેમ તેઓ ચલાવશે નહિ. આવા કર્તાપણાના અભિમાનીઓને તેઓ કહે છે કે તમોને જ્યાં સુધી "**अहं कर्ता**" એવું જ્ઞાન છે, તમોને જ્યાં સુધી "મ્હારૂં કર્મ" એવી સમજણ છે; ત્યાં સુધી તમારાં સર્વ કર્મ મ્હને અર્પણ કરો, મ્હારી પ્રસન્નતા માટે કર્મ કરો છો એવું સ્મરણ કરી સર્વ કર્મ કરતા રહો.

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।**
**यत् तपस्यसि कौन्तेय ! तत्कुरुष्व मदर्पणम् !॥**

આહાર ભ્રમણ વગેરે લૌકિક કર્મ, યજ્ઞ, દાન, તપ વગેરે વૈદિક કર્મ–જેને તમે "તમારૂં કર્મ" માની અભિમાન કરો છો તે અમોને અર્પણ કરો. કર્મ કરવાના પ્રારંભમાંજ મનથી વિચાર કરો કે "મ્હારા આ કર્મથી આપ પ્રસન્ન થજો." આમ વિચાર કરવાથી વિહિત કર્મ સિવાય નિષિદ્ધકર્મ તમો કદી પણ કરી શકશો નહિ. ત્યારે હું તમોને એકાન્તમાં મ્હારા કર્મનો ભાર આપીશ, મ્હારી સેવાનો અધિકાર આપીશ. તે અવસ્થામાં તમોને તમારા ભોજનની ચિન્તા પણ કરવી પડશે નહિ. યોગક્ષેમ હું જ લાવી આપીશ. આવું અન્યત્ર ક્યાંય સાંભળવામાં આવેછે?

શ્રીભગવાન્‌ની આશ્વાસનવાણીના સમ્બન્ધમાં હવે બીજું શું કહિ શકાય? આ આશ્વાસનવાણીની આવશ્યક્તા કોને નથી? જેનાથી પ્રાણ જાગૃત થાય, હૃદય બળવાન થાય, બુદ્ધિ સંશયશૂન્ય થાય, મન વિષયની ચિન્તાનો પરિત્યાગ કરે, ભલા તેની કેને આવશ્યક્તા ના હોય કે જે સુપ્ત પ્રાણને જાગૃત કરે, હતાશને આશા આપે, આળસીને કર્મમાં જોડે, પાપી તાપીને કુકર્મ અને કુચિન્તાનો ત્યાગ કરાવે, શું જગતમાં એવો કોઈ સર્જ્જન પુરૂષ ઉત્પન્ન થયો છે કે જે;–

**"अहं तेषां समुद्धर्ता मृत्युसंसारसागरात्"**

આ આશ્વાસનવાણીની આવશ્યક્તાને સમજી ના શકે? આ અનાદિ મોહનિશા સુપ્ત જીવને જગતમાં અખંડરૂપે કેટલાં દુઃસ્વપ્ન આવે છે. જરા–મરણ હર્ષ–અમર્ષથી ઉત્પન્ન થનારા કેટલાંય દુઃખો દેખાડે છે. આ ત્રિતાપની દાવાનળ–જ્વાલાઓથી સંસારરૂપ અરણ્યમાં કેટલા વિવેકાન્ધ જીવો નિરંતર મોહિત થાય છે. છ પ્રકારના શત્રુરૂપ વ્યાધના પ્રહારથી દુઃખી પ્રાણીઓના કંઠમાંથી કેટલીય કાતરોક્તિ નિરંતર ઉઠે છે જેનું માપ કોણ કરી શકે તેમ છે? અત્યન્ત દુઃખી જીવને આનન્દ નિદ્રામાં નિદ્રિત કરવા શ્રીભગવાન્ શિવાય બીજું કોણ સમર્થ છે? ભગવાન્‌ની વાણી નિર્જીવ હૃદયની સંજીવની મહૌષધિ છે. ગીતાના મધુર ધ્વનિના શ્રવણથી પ્રાણ આનન્દમાં નિદ્રિત થાય છે. ગીતાના મૃદુ વેદાન્તના રસાસ્વાદમાં ચિત્તરૂપ બાળક સુન્દર ક્રીડા કરે છે. એક ભક્ત આત્મ

રસાસ્વાદી ચિત્તને લક્ષ્ય કરીને જે કહે છે તે ગીતાસુધાના પાનથી મસ્ત થયેલ સાધક ચકોરની ગદ્દગદ્દ મધુર ભાષા માત્ર છે. ભક્ત કહે છેઃ–

**यशोदागीतमधुरैर्मृदुवेदान्तभाषितैः ।**
**लालितः प्रापितो निद्रां मुकुन्द इव मोदसे ?**
**नवनीतरसग्रासचमत्कारैः स्वसम्विदाम् ।**
**अन्तराप्यायितो बालो मुकुन्द इव खेलसि ?**
**सायंकाले समाध्याख्ये स्निग्धां सर्वाङ्गसुन्दरीम् ।**
**निजशक्तिमुमां पश्यन् महेश इव नृत्यसि ?**
**दृश्यं निपीय गरलं पाचयित्वा तदात्मनि ।**
**मृत्युञ्जयपदं प्राप्तः किं नृत्यसि हरो यथा ?**

યશોદાની મધુરગીતિ–હાલરડાં સાંભળી બાલમુકુન્દની નિદ્રાની માફક ગીતાની મધુર આશ્વાસનવાણીથી વ્યાકુળ જીવને સુખનિદ્રામાં નિદ્રિત કરો. ગીતાના નવનીત રસના ગ્રાસ સમાન આત્મ–આસ્વાદનની ચમત્કારિતા અશાન્ત ચિત્ત બાળકને આપ્યાયિત કરી બાલમુકુન્દના સમાન લીલા પરાયણ કરો. વાસનાથી વ્યાકુળ જીવ ગીતાસાધનાની સિદ્ધિ પ્રાપ્ત કરી સમાધિ સાયંકાળમાં સ્નિગ્ધા સર્વાંગસુન્દરી નિજશક્તિ ઉમાના દર્શન કરતાં કરતાં મહેશ્વરના સમાન આનન્દમાં નૃત્ય કરો. અને દૃશ્ય-પ્રપંચ રૂપ વિષપાન કરી આત્મબોધમાં દૃશ્યજ્ઞાન માર્જનપૂર્વક દેવદેવના સમાન મૃત્યુંજય પદને પ્રાપ્ત કરી પરમાનન્દની પ્રાપ્તિ કરો, એજ અમારી પ્રાર્થના છે.

અહિયાં અન્ય એક વિષયનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા છે. જગતના અન્ય ભાગોમાં જે જે મહાપુરુષો ઉત્પન્ન થયા છે, તેઓએ પણ કોઈ કોઈ સમયે પોતાને ઈશ્વિર કહેલ છે; પરંતુ ગીતાના સર્વ સ્થાનોમાં શ્રીકૃષ્ણ પોતાને પુરૂષોત્તમ, પરમેશ્વર, અન્તર્યામી, ભગવાન્, આત્મા, ક્ષેત્રજ્ઞ વગેરે કહે છે. આ જ શ્રીકૃષ્ણ સાધુઓ ઉપર કૃપા કરે છે અને અસાધુઓને દંડ આપે છે. સંસારમાં જેઓ નરાધમ છે, તેઓને અશુભ યોનિમાં નાખે છે. શ્રીભગવાન્ આજ્ઞા કરે છે કેઃ–

**तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥**

નિર્ગુણ પરમાત્માએ માયાના આશ્રયથી શ્રીકૃષ્ણ સ્વરૂપ ધારણ કર્યું છે. તેઓને માટે આત્મતત્વ, પરમાત્મતત્વ, સૃષ્ટિતત્વ, અને ગુણતત્વનું પ્રકાશિત કરવું શું કઠણ છે? જેઓ અન્તર્યામી રૂપે બ્રહ્માંડના અંદર અને બહાર વિરાજમાન છે, તેઓએ જ પોતાની માયાથી શ્રીકૃષ્ણનું સ્વરૂપ ધારણ કર્યું છે. પરમાત્મા સ્વસ્વરૂપમાં અવસ્થાન કરીને મૂર્તિ ગ્રહણ પૂર્વક લીલા કરે તેમાં કાંઇપણ અસંભવિતપણું નથી. મનુષ્ય પોતાના ગુપ્ત રાખવા યોગ્ય ઘૃણિત ચરિત્રોથી સર્વદા પરિચિત હોવા છતાં તે ચરિત્રને ગુપ્ત રાખી લોકો સમક્ષ એક સારા માણસને યોગ્ય એવાં આચરણ કરે છે, વૃદ્ધ પોતાના સ્વરૂપને સદૈવ સ્મરણમાં રાખીને પણ બાળક જેવો બની બાળકની સાથે રમત કરી શકે છે, નટ અને નટી પોતાના સ્વરૂપને નહિ ભૂલવા છતાં નાટયમંદિરમાં રાજા રાણીના અભિનયથી લોકસમાજને મુગ્ધ કરી શકે છે. જ્યારે આ સર્વ અસંભવ નથી, ત્યારે બ્રહ્મભાવમાં રહેવા છતાં પરમાત્માને શ્રીકૃષ્ણ મૂર્તિમાં લીલા કરવી એ કેમ અસંભવિત થઈ શકે? વશિષ્ઠદેવ યોગવશિષ્ઠમાં કહે છેઃ—

**चित्तप्रकाशात्मिका नित्या स्वात्मन्येवावसंस्थिता,**
**इदमन्तर्जगद्धत्ते सन्निवेशं यथा शिला ॥**

પ્રકાશાત્મિકા નિત્યા ચિત્સ્વરૂપમાં અવસ્થાન કરીને પણ સ્ફટિકશિલા જે પ્રમાણે પોતાનામાં વન–નદિઓ વગેરેનું પ્રતિબિંબ ધારણ કરે છે, તે પ્રમાણે પોતાના અન્તરમાં આ જગદ્‌ભાવને ધારણ કરે છે.

**अद्वितीया दधानेदं विकारादिविवर्जितम्**
**नास्तमेति न चोदेति स्पन्दते नो न वर्द्धते ॥**

અદ્વિતીયા ચિતિ, નિર્વિકારભાવથી આ જગદ્‌ભાવને ધારણ કરવા છતાં ક્યારેય અસ્તમિત, ઉદિત, સ્પન્દિત અથવા વર્દ્ધિત થતી નથી.

**सङ्कल्पात् जीवतामेत्य, निःसङ्कल्पात्मनात्मना ।**
**चिज्जडं नो जडं भावं भावयन्ती स्वसंस्थिता ॥**

સંકલ્પબળથી આ ચિત્તિ જીવભાવને ધારણ કરવા છતાં

નિઃસંકલ્પ ભાવથી પોતાનામાં સ્થિતિપૂર્વક, આ જડ જગત્, અજડ વાસ્તવિક ભાવમાં ભાવના કરતાં સ્વસ્વરૂપમાંજ રહેલ છે.

ગીતામાં શ્રીકૃષ્ણના અવતારતત્વમાં પણ કાંઈક વિશેષપણું છે. જેઓ તેમને ઈશ્વરરૂપે સ્વિકાર કરી શકે છે, તેઓ દૈવી પ્રકૃતિવાળા અને જેઓ ન કરી શકે તેઓ મૂઢ, તેઓ રાક્ષસી અને આસુરી યોનિથી ઉત્પન્ન થયેલા છે. ગીતા કહે છેઃ—

**महात्मानस्तु मां पार्थ! दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥**

હે પાર્થ! દૈવી પ્રકૃતિયુક્ત મહાત્માઓ અનન્યચિત્ત થઇને મ્હને જગત્નું કારણ અને નિત્યસ્વરૂપ સમજીને મ્હારૂં ભજન કરે છે. અને—

**अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥**
**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।**
**राक्षसीमासुरीञ्चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥**

હું સમસ્ત ભૂતપ્રાણીઓનો પરમેશ્વર છું. મ્હારા પરમભાવને નહિં જાણીને મૂઢ લોકો મ્હને મનુષ્યનું શરીર ધારણ કરનાર કહીને અવજ્ઞા કરે છે. તેઓને વિવેક રહેતો નથી, તેથી તેઓની સમસ્ત ફળપ્રાર્થના મિથ્યા થાય છે. તેઓ ઈશ્વરથી વિમુખ હોવાને લીધે તેઓનું કર્મ પણ નિષ્ફળ, અને તેઓનું જ્ઞાન પણ કુતર્કના આશ્રયને લીધે નિષ્ફળ થાય છે. તેઓ હિંસાદિ અનેક તામસી પ્રકૃતિને પ્રાપ્ત થાય છે અને કામ, કર્મ ઇત્યાદિ અનેક રાજસી પ્રકૃતિ તેઓની બુદ્ધિનો નાશ કરે છે. તેઓના હૃદયમાં રાક્ષસની માફક અન્ય જાતિના ધર્મ, કર્મ અને આચાર વગેરે ઉપર એક પ્રકારનો વિદ્વેષ રહે છે. તેઓ શાસ્ત્ર-નિષિદ્ધ વિષયભોગથી થનારા આસુર-ભાવને પણ પ્રાપ્ત થાય છે, અને ભ્રષ્ટમાર્ગનો આશ્રય લે છે. ગીતાના આખા ૧૬મા અધ્યાયમાં આ આસુર અને રાક્ષસભાવવાળા મનુષ્યોના વ્યવહારનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેજ સ્થાનમાં કહેવામાં આવ્યું છે કે રાક્ષસી-આસુરી યોનિથી ઉત્પન્ન થયેલ મનુષ્ય અલ્પબુદ્ધિ, મલિનચિત્ત,

ઉગ્રકર્મા અને અહિતકારી બની જગતના ક્ષયને માટે ઉત્પન્ન :થાય છે. કહેવામાં આવ્યું છે,—

**प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥**

ભગવાન્ પોતાના હાથથી તેઓને દંડ આપે છે. ગીતાના અવતારવાદનું આ સર્વ વિશેષપણું છે.

સાધ્યવિષયનું વિશેષપણું બતાવવામાં આવ્યું. હવે સાધનનું વિશેષપણું કહેવામાં આવે છે. ગીતામાં કહેલ સાધનમાર્ગોનું વિશેષપણું નિષ્કામ કર્મ છે. લૌકિક અથવા વૈદિક કર્મ, આત્મસંસ્થયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ આમાંથી સાધક ગમે તેનું અવલંબન કરે, સર્વ પ્રકારની સાધનામાં નિષ્કામ કર્મનો વ્યવહાર રહેલો છે. લૌકિક અને વૈદિકકર્મના ફલની કામના ન રાખવી તેનું નામ નિષ્કામ કર્મ છે, ઉપાસના અને ભક્તિયોગમાં કેવળ ઇશ્વરની પ્રસન્નતાનીજ કામના એ નિષ્કામ કર્મ છે, જ્ઞાનયોગમાં અહંપણાનું અભિમાન દૂર કરવું એ નિષ્કામ કર્મ છે. કામનાની સ્થૂલ અવસ્થા એજ કર્મ છે. કર્મ અભ્યસ્ત થઈ ગયા પછી સ્વભાવમાં પરિણત થાય છે. આ જ સ્વભાવ અનાદિ કાળથી સંચિત—એકઠાં કરેલાં કર્મોનો સમુદાય માત્ર છે. આ જ સ્વભાવ મનુષ્યની ઇચ્છામાં અથવા અનિચ્છામાં કર્મપ્રવણ થતું નથી. કાંઇક નિમિત્ત મળતાંજ કર્મ થઈ જાય છે. જેઓ ભગવાનની પ્રીતિને માટે પુરૂષકારનું:અવલંબન કરે છે, તેઓજ પોતાના પૂર્વસંચિત કર્મોનો ક્ષય કરવા સમર્થ થાય છે. સર્વ પ્રકારે ભગવાનના આશ્રયમાં સ્થિતિ મેળવવી એ પ્રારબ્ધને ક્ષય કરનાર છે. આ અવસ્થામાં પૂર્વ કૃત કર્મો હોવા છતાં તે કર્મનો લાભ—અલાભ, જય—પરાજય, વગેરે કોઈ ફળ કામનામાં લક્ષ્ય રૂહેતો નથી. કેવળ ઇશ્વર પ્રીતિમાંજ લક્ષ્ય રહે છે. આવાં પ્રકારનાં સર્વ કર્મો નિષ્કામભાવથી બની શકે છે. શ્રીમદ્ભગવદ્ગીતાના પુસ્તકમાં આ વિષયની વિશેષ રૂપથી આલોચના કરવામાં આવેલી છે; તેથી અત્રે આ વિષયનું વિવરણ નિષ્પ્રયોજન છે. ગીતામાં જેટલાં સાધન—કર્મોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે સાધનોનો અત્રે સંક્ષેપમાં ઉલ્લેખ કરીએ છીએ. અહિયાં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે તે સાધનો સ્વાભાવિક છે કે કાલ્પનિક છે? અમો કર્મસંકેતમાં આ વિષય ઉપર વિશેષ રૂપથી આલોચના કરશું. અત્રે સંક્ષેપમાં કેવળ એટલુંજ કહિ રાખશું કે ભગવાન્ જીવને ત્રણ પ્રકારની

શક્તિ આપે છે. પ્રાણ, મન અને બુદ્ધિ. ક્રમ પ્રમાણે પ્રાણ, મન, અને બુદ્ધિને પરિચાલિત કરવાથી અમો યોગ, ભક્તિ અને જ્ઞાન આ સાધનના ત્રણ પ્રકારના ક્રમને પ્રાપ્ત કરી શકીએ છીએ. યોગસાધનનું અત્યન્ત આવશ્યક કર્મ પ્રાણાયામ છે, ભક્તિ સાધનનું પ્રધાન કાર્ય માનસપૂજા અને જ્ઞાનસાધનની ભિત્તિ આત્મવિચાર છે. પ્રાણાયામથી શરીર અને મન બળવાન બને છે, માનસપૂજાથી મન ભગવદ્ રસનો સ્વાદ લેવાને લીધે વિષયભોગનો ત્યાગ કરે છે, અને વિચારથી આત્મા અને પરમાત્માનું અદ્વિતીયપણું સમજાઈ સાધક જીવન્મુક્તિને પ્રાપ્ત કરે છે. આ ક્રમનો ગીતાના જે સ્થાનમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે અત્રે જણાવવામાં આવે છે.

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥
अन्ये त्वेवमजानन्तः श्रुत्वाऽन्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥

ઉત્તમ અધિકારી સમાધિ સાથે કરેલા ધ્યાનયોગથી શુદ્ધાન્તઃકરણ વડે બુદ્ધિમાં આત્મદર્શન કરે છે. મધ્યમ અધિકારી સાંખ્યયોગમાં અને મન્દ અધિકારી કર્મયોગમાં આત્મદર્શન કરે છે. અત્યન્ત નિકૃષ્ટ અધિકારી પૂર્વોક્ત સાધનને નહિં જાણતાં આચાર્યના ઉપદેશને શ્રવણ કરી ઉપાસના કરે છે. તેઓ શ્રદ્ધાપૂર્વક ગુરૂના ઉપદેશ પરાયણ થાય છે, તેથી તેઓ મૃત્યુમય સંસારસાગરને પાર પહુંચી શકે છે. અમો જોઇએ છીએ કે કેવળ આત્મદર્શન જ આ સ્થાન ઉપર લક્ષ્ય છે; તેથી ધ્યાનયોગ, સાંખ્યયોગ, કર્મયોગ અને ઉપાસના આ જ ક્રમ ઠીક છે.

પ્રથમ ઉપાસના—જ્ઞાની અને અજ્ઞાનીમાં સમ્પૂર્ણ ભેદ રહેવા છતાં દૂરથી તેઓનાં કર્મો એક સરખાં માલમ પડે છે. સ્થૂલદષ્ટિમાં તમોગુણ અને સત્વગુણની સમાનતા જોવામાં આવે છે. વિશ્વાસમાં અને ભક્તિમાં ભેદ છે. વિશ્વાસની ભક્તિ અને ભક્તની ભક્તિ, વિશ્વાસની ઉપાસના અને ભક્તની ઉપાસના, એક સમાન હોઈ શકે નહિ. મૂઢ વ્યક્તિ તેઓને એક સમાન સમજી મહાન્ ભ્રમમાં પડે છે. ઉપાસના, કર્મયોગ, સાંખ્યયોગ, અને ધ્યાનયોગના સમ્બન્ધમાં અમો અત્રે સંક્ષેપમાં એક બે વાતો

કહી રાખીશું. ગીતાના લક્ષ્યસંકેતમાં આ સમ્બન્ધે વિશેષરૂપથી આલોચના કરવામાં આવશે. એક સમયમાં જપ, ધ્યાન અને આત્મવિચાર થતાં નથી એ વાત સત્ય છે; પણ પ્રતિદિવસની સાધનામાં તેઓનું કાર્ય ચાલશે. આ વાતનો શાસ્ત્રમાં ઉલ્લેખ કર્યો છે.

**जपाच्छान्तः पुनर्ध्यायेत् ध्यानाच्छान्तः पुनर्जपेत् ।**
**जपध्यानपरिश्रान्त आत्मानञ्च विचारयेत् ॥**

હવે અહિયાં પ્રથમ સાધનાના સમ્બન્ધમાં કાંઇક કહેવામાં આવેછે.

## ૧ ઉપાસના.

ભગવાન્ પોતે આજ્ઞા કરે છે "**मामेकं शरणं व्रज**" મ્હારે શરણે આવ. "**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ।**" મનની નિવૃત્તિ કરી શકતો નથી, લય અને વિક્ષેપ દૂર કરી શકતો નથી, એમાં તે વળી તને ભય શું છે? તેં કેનો આશ્રય ગ્રહણ કર્યો છે? આ વાતનો વિચાર કર! હું તારાં સમસ્ત પાપોને દૂર કરી દઇશ. તું શોક કરતો નહિ. સર્વદા મ્હારૂં ધ્યાન ધર. મનને સમજાવી રાખ. જ્યારે મન અસ્થિર થાય; ત્યારે તેને આશ્રયદાતાનું સ્મરણ કરાવવું, જેથી તે નિર્ભય થઇ જશે. ચિત્ત અપ્રસન્ન થતાંજ ભગવાન્ આત્માનું સ્મરણ કરી સ્વસ્થ થવાનો અભ્યાસ કર. સ્વામીના વિરહમાં કાતર બની સ્ત્રી જો બહાર ફરતી ફરે તો તેનો વ્યભિચાર કહેવાય. આ પ્રકારનો વ્યભિચાર તમો કરતા નહિ.

ગીતાની સાધનાનો નિષ્કામકર્મથી આરંભ થયો છે. સકામ કર્મથી ગીતાનો આરંભ થયો નથી. જો કે સકામ કર્મની વાત પણ ગીતામાં જોવામાં આવે છે.

## ૨ કર્મયોગ.

જે વ્યક્તિ વિશ્વાસી છે તેજ ઉપાસક થઇ શકે છે. સાધનની પ્રથમાવસ્થામાં ઇશ્વિર સાકાર કે નિરાકાર, સગુણ કે નિર્ગુણ, કોઇપણ વિચારની આવશ્યક્તા રહેતી નથી. કેવળ વિશ્વાસ રાખવાથીજ બસ છે કે 'તેઓ મંગલમય છે. તેઓ મ્હારૂં મંગલ કરશે.' ઉપાસના વડે મનને બહાર સ્વસ્થ

કરી કર્મયોગમાં તેને અંદર સ્થિર રાખવું જોઇએ. ષટ્ચક્રમાં મનને પ્રથમ રાખવું જોઇએ. અનુક્રમે મનને કૂટસ્થમાં નિરંતર રહેવાનો અભ્યાસ થઈ જશે. આનુંજ નામ આત્મસંસ્થ યોગ છે. શું લૌકિક, શું વૈદિક, સમસ્ત કર્મ કરવાનો જ્યારે સાધકને અભ્યાસ થાય છે; ત્યારેજ આત્મસંસ્થયોગમાં આત્મરસાસ્વાદનમાં—આત્મદર્શનમાં સમર્થ થવાય છે, પણ આત્મસંસ્થયોગને પરિપક્વ કરવા માટે ભક્તિયોગનો આશ્રય લેવો જોઇએ. ભક્તિયોગમાં મનને ભગવદ્રસનો આસ્વાદ લેવરાવી શમ દમ વગેરે સાધનોથી સબળ કરી શકાય છે. અહિં કર્મયોગના બે વિભાગ કરવામાં આવ્યા. એક અષ્ટાંગયોગ અને બીજો ભક્તિયોગ.

## ૩ સાંખ્યયોગ.

કર્મ અને ભક્તિ વડે જ્યારે મન સુસ્થ થશે, ત્યારે તે ઈશ્વર રસાસ્વાદનના આનન્દને પામશે. શરીર રોગ વડે પીડિત થશે નહિ, પ્રાણ શત્રુઓથી ચંચલ થશે નહિ, તે સમયે ચિત્ત પોતેજ વિચાર કરવાને સમર્થ થશે. જેને માટે કર્મ કરવામાં આવે છે તેને જોવાની, તેને ઓળખવાની કોની ઇચ્છા ન થાય? સાંખ્યયોગમાં વિચારમાત્રનું અવલંબન છે. ઇશ્વર કોણ? કેને શરણે ગયા છીએ? તેઓ ક્યાં છે? કેવી રીત્યે તે અમારી રક્ષા કરે છે? તેઓજ ભગવાન્ આત્મા, તેઓજ અમારા અત્યંત સમીપમાં છે; ચિત્ત આ સર્વ તત્વનો વિચાર કરશે. વિચાર કરતાં કરતાં સમજશે કે તેઓ આ શરીર નથી, તેઓ મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર નથી, તેઓ કર્મેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિય નથી, છતાં તેઓ છે જરૂર. જો તેઓ ના હોત તો દેહ, જડ, જગત્ કોઇનું પણ અસ્તિત્વ ન રહે. આ પ્રમાણે "**प्रकृतेर्भिन्नमात्मानं विचारय सदाऽनघ !**" ભગવાન્ આત્મા પ્રકૃતિથી ભિન્ન, આ વાતનો વિચાર કરી ગુરૂમુખથી "**आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः**"આનો આરંભ કરવો જોઇએ.

## ૪ ધ્યાનયોગ.

ભગવાન્ આત્માની વાત સૃષ્ટિ અને સંહારક્રમથી સાંભળતાં ગુરૂમુખથી અને શાસ્ત્રમુખથી જેનું શ્રવણ કરવામાં આવ્યું. તેનુંજ એકાન્તમાં મનન થયા કરે છે. દઢરૂપે મનન થવાથી ધ્યાનયોગનો આરંભ

થાય છે અને ત્યારેજ " **तत्वमसि** " સાધના પૂર્ણ થઈ સમજવી. આનુંજ નામ આત્મદર્શન છે, આનુંજ નામ જીવન્મુક્તિ છે.

આત્મજ્ઞાન વિના મુક્તિ થતી નથી આ સમસ્ત શાસ્ત્રનો અભિપ્રાય છે. શ્રુતિ કહે છે, " **तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय** " જીવ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથીજ મૃત્યુસંસાર સાગરને ઉલ્લંઘન કરી શકે છે. આ શિવાય મુક્તિ માટે બીજો માર્ગ નથી. ભગવાન્ વશિષ્ઠદેવ આજ્ઞા કરે છે કે;—

**संसारोत्तरणे जन्तोरुपायो ज्ञानमेव हि ।**
**तपो दानं तथा तीर्थमनुपायाः प्रकीर्तिताः ॥**
**यावत्प्रबोधो विमलो नोदितस्तावदेवसः ।**
**मौर्ख्यादीनतया राम ! भक्त्या मोक्षोऽभिव्यंज्यते ॥**

" કેવળ એક જ્ઞાનજ જીવને સંસારસાગર તરવા માટે ઉપાય છે. તપસ્યા, દાન, અથવા તીર્થ આ તેના ઉપાય નથી. "જ્યાં સુધી વિમલ જ્ઞાનનો ઉદય થતો નથી, ત્યાં સુધી જ તે જીવ મુર્ખતાને વશ થઇને દીનભાવથી ભક્તિ દ્વારા મોક્ષની ઈચ્છા કરે છે, તેથીંજ સમજાય છે કે ભક્તિ એ આત્મજ્ઞાનનો ઉપાય છે એ વાત ખરી છે, પણ ભક્તિ આનન્દ સ્વરૂપમાં સ્થિતિ આપવાને અસમર્થ છે."

ભક્તિના સંબંધમાં વશિષ્ઠ દેવનો ઉક્ત મત સાંભળીને કેટલાક મનુષ્યો યોગવશિષ્ઠ અને મહારામાયણના ઉપર અભક્તિ પ્રદર્શિત કરે છે. અને શંકરાચાર્યે પણ એવો વિચાર પ્રકટ કર્યો છે જેથી ભગવાન્ શંકરાચાર્યને " પ્રચ્છન્ન બૌદ્ધ " કહેતાં પણ લોકો સંકોચ કરતા નથી. તેઓનો વિચાર છે કે ભગવાન્ વ્યાસદેવે ક્યાંય પણ એમ લખ્યું નથી કે ભક્તિથી મુક્તિ થતી નથી. વાસ્તવિક રીત્યે જોતાં એમજ જણાય છે. વ્યાસજી અધ્યાત્મરામાયણમાં કહે છેઃ—

**भक्तिर्जनित्री ज्ञानस्य, भक्तिर्मोक्षप्रदायिनी ।**

ભક્તિથીજ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને ભક્તિજ મોક્ષ આપે છે. ભગવાન્ વ્યાસદેવના આ સમસ્ત વચનોની આલોચના નહિ કરી શકવાને લીધે આ સમસ્ત સંપ્રદાયવાળાઓ સન્યાસી, યોગી અને જ્ઞાની મનુષ્યોના ઉપર અભાવ રાખે છે. જો કે વ્યાસજીએ સર્વત્ર ભક્તિની પ્રધાનતા જણાવી છે, છતાં તેઓએ યોગ, જ્ઞાન અથવા ધ્યાનના ઉપર કદી પણ દ્વેષ બતાવ્યો નથી, અને ભક્તિ માર્ગના લોકોએ યોગ, જ્ઞાન અને ધ્યાન આ સાધનાઓનું અનુસરણ કરવું નહિ એ ક્યાંય પણ કહ્યું નથી. તેઓએ જે સ્થાનમાં "ભક્તિ જ મુક્તિ" એમ કહેલ છે તે કેવા અર્થમાં કહેલ છે આ વાતને અમો તેમનાજ વચનો દ્વારા બતાવીશું, અને અમોને આશા છે કે વ્યાસજીનો સિદ્ધાન્ત સારી રીત્યે સમજવાથી ભક્તિ, જ્ઞાન અને મુક્તિ આ ક્રમના સંબંધમાં વિવાદ મટી જશે.

**विष्णोर्हि भक्तिः सुविशोधनं धिय-**
**स्ततो भवेद् ज्ञानमतीव निर्मलम् ।**
**विशुद्धतत्त्वानुभवो भवेत् ततः**
**सम्यग् विदित्वा परमं पदं व्रजेत् ॥**

અ. રા. સુન્દરકાંડ. ૮-૨૨.

ભક્તિમાં સાધક કઈ ભૂમિકામાં ઉપસ્થિત થાય છે. આ વાતને વ્યાસજીએ ઉપરના શ્લોકમાં દેખાડી છે. ભક્તિના દ્વારા ચિત્તની શુદ્ધિ થાય છે, ત્યાર પછી જ્ઞાન, ત્યાર પછી તત્વાનુભવ થવાથી પરમ પદની પ્રાપ્તિ થાય છે. તોપણ તેઓ જે " ભક્તિ જ મુક્તિ છે. " એમ કહે છે, તેનું કારણ તેમણે પોતેજ કહ્યું છે:—

**प्रथमं साधनं यस्य भवेत्तस्य क्रमेण तु ।**
**भवेत् सर्वं ततो भक्तिः मुक्तिरेव सुनिश्चितम् ॥**

અ. અ. ૧૦ । ૩૦.

ભક્તિનાં જે સમસ્ત સાધનો છે તેનો ક્રમ પ્રમાણે આરંભ કરવાથી મુક્તિની પ્રાપ્તિ થાય છે, તેથી વ્યાસજી ભક્તિને જ મુક્તિ કહે છે, વ્યાસજીના મત પ્રમાણે અષ્ટાંગયોગ અને તત્ત્વવિચાર એ પણ ભક્તિના સાધનનાં અંગ છે.

સાધન માર્ગમાં ભક્તિનું સ્થાન ક્યાં છે? આ વાતનો નિર્ણય કરવો અત્યન્ત આવશ્યક છે, તેથી અમો વ્યાસજીની બતાવેલી ભક્તિના સાધનનો ક્રમ અત્રે જણાવીએ છીએ.

तस्माद्भामिनि संक्षेपाद्वक्ष्येऽहं भक्तिसाधनं ।
सतां सङ्गतिरेवात्र साधनं प्रथमं स्मृतम् ॥ २२ ॥
द्वितीयं मत्कथालापस्तृतीयं मद्गुणेरणम् ।
व्याख्यातृत्वं मद्वचसां चतुर्थं साधनं भवेत् ॥ २३ ॥
आचार्योपासनं भद्रे मद्बुद्ध्यामायया सदा ।
पञ्चमं पुण्यशालत्वं यमादि नियमादि च ॥ २४ ॥
निष्ठा मत्पूजने नित्यं षष्ठं साधनमीरितम् ।
मम मन्त्रोपासकत्वं साङ्गं सप्तममुच्यते ॥ २५ ॥
मद्भक्तेष्वधिकापूजा सर्वभूतेषु मन्मतिः ।
बाह्यार्थेषु विरागित्वं शमादिसहितं तथा ॥ २६ ॥
अष्टमं नवमं तत्वविचारो मम भामिनि !
एवं नवविधा भक्तिसाधनं यस्य कस्य वा ॥ २७ ॥
स्त्रिया वा पुरुषस्यापि तिर्यग्योनिगतस्य वा ।
भक्तिः संजायते प्रेमलक्षणा शुभलक्षणा ॥ २८ ॥
भक्तौ सञ्जातमात्रायां मत्तत्वानुभवस्तथा ।
ममानुभवसिद्धस्य मुक्तिस्तत्रैव जन्मनि ॥ २९ ॥
स्यात् तस्मात् कारणं भक्तिर्मोक्षस्येति सुनिश्चितम् ।
प्रथमं साधनं यस्य भवेत् तस्य क्रमेण तु ॥ ३० ॥
भवेत् सर्वं ततो भक्तिर्मुक्तिरेव सुनिश्चितम् ।

અ. રા. અ. ૧૦.

પ્રેમલક્ષણા ભક્તિનો સાધનક્રમ નવ પ્રકારનો છે. ૧ સત્સંગ, ૨ મ્હારી કથાનો આલાપ, ૩ મ્હારા ગુણોનું સ્મરણ, ૪ મ્હારા વાક્યની

વ્યાખ્યા, ૫ આચાર્ય અને મ્હારામાં સમાન બુદ્ધિ રાખી આચાર્યની ઉપાસના, અને યમનિયમાદિ યોગના બહિરંગ સાધન, ૬ નિષ્ઠાપૂર્વક પૂજા, ૭ મંત્રજપ, ૮ ભક્તપૂજા, સર્વ પ્રાણીમાં ઇશ્વરનું જાણવું, વિષય વૈરાગ્ય, તથા શમ, અને ૯ તત્વવિચાર. આ સમસ્ત ભક્તિના સાધનોથી પ્રેમ ભક્તિ ઉત્પન્ન થાય છે. ભક્તિ ઉત્પન્ન થવાથી મ્હારા તત્ત્વનો અનુભવ થાય છે. મ્હારો અનુભવ એજ મુક્તિ છે. ઉપરોક્ત કારણથી જ ભક્તિને મુક્તિ કહેવામાં આવેલ છે, કેમકે સાધનમાં પ્રથમ સાધનનો આરંભ કરવાથી બીજાં સાધનો ક્રમ પ્રમાણે અવશ્ય પ્રાપ્ત થાય છે. ભગવાન્ વ્યાસદેવના આ મતની સાથે વશિષ્ઠ અને શંકરાચાર્યનો મત મળતો છે. અમો આ વાતને શ્રીમદ્‌ભાગવત ઉપરથી જ દેખાડીએ છીએ. વ્યાસજી શ્રીમદ્‌ભાગવતમાં કહે છે:—

**एवं प्रसन्नमनसो भगवद्भक्तियोगतः ।**
**भगवत्तत्त्वविज्ञानं मुक्तसङ्गस्य जायते ॥**
**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।**
**क्षीयन्ते चास्य कर्माणि दृष्ट एवात्मनीश्वरे ॥**

પ્રથમસ્કંધ. ૨ । ૨૦–૨૧.

પરમવૈષ્ણવ શ્રીધરસ્વામી આ શ્લોકની ટીકામાં લખે છે કે "**एव कारण ज्ञानानन्तरमेवेति सूचयति**" નિષ્કામ કર્મથી ભગવત્સેવા દ્વારા નૈષ્ઠિક ભક્તિ ઉત્પન્ન થાય છે. તે સમયે રજોગુણ અને તમોગુણનો ભાવ તેમજ કામ લોભ વગેરે ચિત્તના મળો દૂર થાય છે. તે સમયે ચિત્ત સત્વ ગુણમાં સ્થિત રહી પ્રસન્ન થાય છે. આ પ્રમાણે ભક્તિયોગથી ચિત્તની પ્રસન્નતા થવાને લીધે આત્મતત્વનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, આનું જ નામ મુક્તિ છે. આ પ્રમાણે આત્મદર્શન સિદ્ધ થતાંજ હૃદયની ગ્રન્થિ છૂટી જાય છે, સર્વ સંશય મટી જાય છે અને કર્મ નષ્ટ થાય છે. ટીકાકાર શ્રીધરસ્વામીએ વળી પણ આ વાતને સ્પષ્ટ કરી છે. શ્રીધર સ્વામી આજ્ઞા કરે છે "**दृष्ट एव**" શબ્દ જણાવે છે કે આત્મદર્શન થવાથી જ હૃદયની ગ્રન્થિ વગેરે દૂર થાય છે. નૈષ્ઠિક ભક્તિ વડે નહિ. અહિયાં ભક્તિયોગની નિન્દા કરવામાં આવતી નથી, પણ જેઓ મોક્ષ પ્રાપ્તિના ક્રમનો વિપર્યય કરી ઉપાયને ઉદ્દેશ રૂપે પરિણત કરી સાધનનું એક પ્રકારે ખંડન

કરે છે તેઓને કેવળ સાવધાન કરવાનો ઉદ્યોગ કરવામાં આવે છે. ભગવાન્ વ્યાસદેવ અધ્યાત્મરામાયણમાં કહે છે.

तत्वमस्यादिवाक्यैश्च, साभासस्याहमस्तथा ।
ऐक्यज्ञानं यदोत्पन्नं महावाक्येन चात्मनोः ॥
तदाऽविद्या स्वकार्यैश्च नश्यत्येव न संशयः ।
एवं विज्ञाय मद्भक्तो मद्भावायोपपद्यते ॥
मद्भक्तिविमुखानां हि शास्त्रमात्रेषु मुह्यताम् ।
न ज्ञानं न च मोक्षः स्यात् तेषां जन्मशतैरपि ॥

ભક્તિ, જ્ઞાન અને મુક્તિ આ જ ક્રમ ઠીક છે. ભક્તિ વિના જ્ઞાન પ્રાપ્તિની સંભાવના નથી, જ્ઞાન વિના મુક્તિ અથવા આનંદ સ્વરૂપમાં સ્થિતિ નથી, તેથીજ કહેવામાં આવ્યું છે.

भक्तिर्जनित्री ज्ञानस्य, भक्तिर्मोक्षप्रदायिनी ।
भक्तिहीनेन यत्किञ्चित् कृतं सर्वमसत्समम् ॥

બોધસાર નામના ગ્રન્થમાં કહેવામાં આવ્યું છે કે ઘણા પૂર્વ સમયમાં આ દેશમાં કર્મ, ભક્તિ અને જ્ઞાન, મુક્તિના આ ક્રમના સંબંધમાં વિવિધ પ્રકારના મત પ્રચલિત હતા. તેથી બોધસારકારે મુક્તિનો ક્રમ સ્પષ્ટ રીત્યે લખ્યો છે. તેઓ વશિષ્ઠ વ્યાસ વગેરે ઋષિઓનાં મતનું સમર્થન કરતાં કહે છે.

न तु ज्ञानं विना मुक्तिरस्ति युक्तिशतैरपि ।
तथा भक्तिं विना ज्ञानं नास्त्युपायशतैरपि ॥

જ્ઞાનના શિવાય સેંકડો યુક્તિઓથી મુક્તિ થનાર નથી અને ભક્તિ શિવાય સેંકડો ઉપાયોનું અવલંબન કરવા છતાં જ્ઞાનની સંભાવના નથી.

भक्तिर्ज्ञानं तथा मुक्तिरिति साधारणः क्रमः ।
ज्ञानिनस्तु वशिष्ठाद्या भक्ता वै नारदादयः ॥

પ્રથમ ભક્તિ, પછી જ્ઞાન અને તેના પછી મુક્તિ આ સાધારણ ક્રમ છે. વશિષ્ઠાદિ જ્ઞાની અને નારદાદિ ભક્ત ગણાય છે.

જેઓ કહે છે કે ભક્તિ અને જ્ઞાનમાં કાંઇ પણ ભેદ નથી, તેઓની બુદ્ધિ હજુ પરિમાર્જીત થઇ નથી એમ કહેવું જોઇએ. ત્યારે આ વાત સત્ય છે કે પરમજ્ઞાન અને પરાભક્તિમાં કાંઈ ભેદ નથી. પરમજ્ઞાન અને પરાભક્તિના સંબંધમાં અન્યત્ર વિચાર કરવામાં આવ્યો છે. અહિં મુક્તિના સંબંધમાં તન્ત્રશાસ્ત્રના કાંઇક વિચારો જણાવવામાં આવે છે.

कुर्वाणः सततं कर्म कृत्वा कष्टशतान्यपि ।
तावन्न लभते मोक्षं यावत् ज्ञानं न जायते ॥
साक्षात् मोक्षं विदुर्ज्ञानं ज्ञानं परतरं मतं ।
तस्मात्सर्वप्रयत्नेन ज्ञानं सर्वमुपासितम् ॥
ज्ञानं तत्वविचारेण निष्कामेनापि कर्मणा ॥
जायते क्षीणतमसां विदुषां निर्मलात्मनाम् ॥
पाप्मानं तरते ज्ञानं ज्ञानात् सत्यं हि लभ्यते ॥
तस्मात् सर्वप्रयत्नेन ज्ञानमेव समाचरेत् ॥
न मुक्तिर्जपनाद्धोमादुपवासशतैरपि ।
ब्रह्मैवाहमिति ज्ञात्वा मुक्तो भवति देहभृत् ॥
आत्मज्ञानमिदं देवि परं मोक्षैकसाधनं ।
जानानिहैव मुक्तः स्यात् सत्यं सत्यं न संशयः ॥

આજ પીઠમાલાતન્ત્રમાં મહાદેવજી ફરીને આજ્ઞા કરે છે.

आत्मभिन्नं पश्यतश्च कल्पकोटिशतैरपि ।
न मुक्तिर्जायते देवि ! तपो दानं व्रतादिभिः ।

જે સર્વ શાસ્ત્રનો મત છે, તેજ મત ગીતાનો પણ છે. ત્યારે જે કહેવામાં આવ્યું છે તે એજ કે ધ્યાનયોગ, કર્મયોગ અથવા ઉપાસના,

આમાંથી કોઈ એકનું અવલંબન કરવાથી મુક્તિ થાય છે, તે કેવળ આત્મજ્ઞાનની પ્રાપ્તિનો ક્રમમાત્ર છે. સાધનના ક્રમ સંબંધે યોગ્ય વિચાર કરવામાં આવ્યો છે. હવે અમો મુક્તિકોપનિષદ્‌માંથી બીજા પણ કેટલાક ઉપાયો બતાવી આ વિચારને પૂર્ણ કરશું.

राम केचिन्मुनिश्रेष्ठो मुक्तिरेकेति चाक्षिरे ।
केचित् त्वन्नामभजनात् काश्यां तारोपदेशतः ॥
केचित्तु सांख्ययोगेन भक्तियोगेन चापरे ।
अन्ये वेदान्तवाक्यार्थविचारात्परमर्षयः ॥
सलोक्यादि विभागेन चतुर्द्धामुक्तिरीरिता ॥

આ સર્વ ઉપાયથી સાલોક્ય, સારૂપ્ય, સાયુજ્ય વગેરે મુક્તિની પ્રાપ્તિ થાય છે એ વાત ખરી છે; છતાં એમ તો કહેવુંજ જોઈએ કે કૈવલ્યમુક્તિ જ્ઞાન વિના પ્રાપ્ત થતી નથી.

अतएव ब्रह्मलोकस्था अपि ब्रह्ममुखात् वेदान्तश्रवणादि कृत्वा तेन सह कैवल्यं लभन्ते, अतः सर्वेषां कैवल्यमुक्तिर्ज्ञानमात्रेणोक्ता, न कर्मसांख्ययोगोपासनादिभिरित्युपनिषत् ।

પરમાનન્દસ્વરૂપમાં અવસ્થિતિ શિવાય જીવને સર્વ દુઃખની નિવૃત્તિ થતી નથી. આ સર્વ દુઃખ નિવૃત્તિ અથવા પરમાનન્દમાં નિત્ય સ્થિતિનું નામ જ જીવન્મુક્તિ અથવા વિદેહમુક્તિ છે. યોગ, ભક્તિ અને જ્ઞાનરૂપ ઉપાય દ્વારા અનુક્રમે જીવ આ જ કૈવલ્ય મુક્તિ પ્રાપ્ત કરી શકે છે; તેથી આ સમસ્ત સાધનો ક્રમ પ્રમાણે આવશ્યક છે. શ્રુતિ કૈવલ્ય મુક્તિને માટે ઉપદેશ આપે છે.

मुमुक्षवः पुरुषाः साधनचतुष्टयसम्पन्नाः श्रद्धावन्तं सत्कुलभवं श्रोत्रियं शास्त्रवात्सल्यं गुणवन्तमकुटिलं सर्वभूतहिते रतं दयासमुद्रं सद्गुरुं विधिवदुपसङ्गम्योपहारपाणयोऽष्टोत्तरशतोपनिषदं विधिवदधीत्य श्रवणमननिदिध्यासनादि नैर-

**न्तर्येण कृत्वा प्रारब्धक्षयाद्देहत्रयभङ्गे प्राप्त्यौपाधिविनिर्मुक्त घटाकाशवत् परिपूर्णता विदेहमुक्तिः सैव कैवल्यमुक्तिरिति ॥**

જેમ સાધ્ય વિષયની વાત કહેવામાં આવી તેમ સાધનના વિષયમાં પણ કહેવામાં આવ્યું, જીવ મુક્ત થવા ઇચ્છતો નથી એમ પણ નથી. કાંઇપણ તે પ્રયત્ન કરતો નથી એમ પણ કહી શકાય તેમ નથી. ત્યારે જીવનું જ્યાં લક્ષ્ય છે ત્યાં તે કેમ જઇ શકતો નથી?

જીવના લક્ષ્યના સંબંધમાં એકવાર વિચાર કરો. જે આત્માનુભવથી સંતુષ્ટ છે, તેજ જીવન્મુક્ત છે. લોકો આ આત્માનુભવ સંતુષ્ટ કેમ થતા નથી? એક સાથે બે રસનો ભોગ થઇ શકતો નથી. જેઓ વિષયનો સ્વાદ લે છે, તેઓ આત્માસ્વાદ કેવી રીત્યે પ્રાપ્ત કરી શકે? જેઓ દેહાસ્વાદપ્રાપ્ત કરે છે, તેઓને શું આત્માસ્વાદ પ્રાપ્ત થાય છે? વળી એક સાથે બન્નેનું જ્ઞાન પણ રહિ શકે નહિ. જેને દેહજ્ઞાન પ્રબળ છે, તેઓને આત્મજ્ઞાન કેવી રીત્યે થાય છે? જેને દેહદર્શન અથવા વિષયદર્શન થાય છે, તેમને આત્મદર્શન થતું નથી. દેહ–દર્શન કરતાં કરતાં "હું દેહ" "હું દેહ" આ ઉપદેશ બળવાન હોવાથીજ મનુષ્યને સર્વ પ્રકારનાં દુઃખ ઉત્પન્ન થાય છે. દેહાભિમાનથી થનાર શોકનો ત્યાગ કરો અને આત્માનુભવમાં સંતુષ્ટ થાઓ. હું દેહ નથી, હું આનંદ સ્વરૂપ છું. આ બે વાતનો અનુભવ એજ જીવન્મુક્તિ છે.

"**ध्यानेनात्मनि**" વગેરે શ્લોકમાં જીવન્મુક્તિના સાધનોનો જે ક્રમ ગીતા દેખાડે છે, અમોએ તે વાતની આલોચના કરી. સાધનનો ક્રમ બે પ્રકારનો છે. (૧) સૃષ્ટિક્રમ, અને (૨) સંહારક્રમ. આનંદસ્વરૂપ બ્રહ્મમાંથી દુઃખી જીવ કેવી રીત્યે આવ્યો આ વાત સમજી શકવાથી જે દુઃખી જીવને નિત્યાનંદ પ્રાપ્તિનો માર્ગ ખુલ્લો થાય છે. આજ સૃષ્ટિક્રમ છે, અને જીવમાં જે સર્વ ઉપાદાન છે, તેના વિચાર વડે જ્યારે આનન્દ સ્વરૂપ આત્માની પ્રાપ્તિ થતી નથી, જ્યારે પ્રકૃતિના કોઇપણ પદાર્થને આત્મા કહી શકાતો નથી અને આત્મા છે એવા પ્રકારનો બોધ રહે છે. આત્માનો આભાસ પ્રાપ્ત થાય છે, પણ સ્પષ્ટ જાણવામાં આવી શકતો નથી. આ પ્રમાણે અભ્યાસ કરતાં કરતાં જ્યારે દશ્યજ્ઞાન નષ્ટ થાય, ત્યારેજ આત્મસ્વરૂપનું દર્શન થાય છે. આજ સંહારક્રમ છે. સૃષ્ટિક્રમને લઇને જીવન્મુક્તિનો માર્ગ પુનઃ એકવાર જણાવવામાં આવે છે.

૧. જીવન્મુક્ત જાણે છે કેઃ—

**अहं देवो न चान्योऽस्मि, ब्रह्मैवाहं न शोकभाक् ।**
**सच्चिदानन्दरूपोऽहं नित्यमुक्तस्वभाववान् ॥**

જીવન્મુક્તિની જે સ્થિતિ તેજ આનંદનું ધ્યાનયોગ છે.

૨. જેઓ "**अहं ब्रह्मास्मि**" ધારણ કરી શકે છે તેઓ **प्रकृतेर्भिन्नमात्मानं विचारय सदानघ!** આનું પણ અનુશીલન કરી શકે છે. આનું જ નામ સાંખ્યયોગ છે.

૩. જેઓ સાંખ્યયોગમાં સ્થિતિ પ્રાપ્ત કરી શકતા નથી તેઓએ ઉપાસ્ય વસ્તુમાં ચિત્તને એકાગ્ર કરવું જોઇએ. આ પ્રમાણે કરવામાં જે અસમર્થ હોય તેણે આત્મસંસ્થ થવા માટે કર્મયોગનું અવલંબન કરવું જોઇએ. પ્રાણાયામ વગેરે વૈદિક કર્મો દ્વારા ઇશ્વરની પ્રીતિ પ્રાપ્ત કરીને આત્મસંસ્થ થવું એજ કર્મયોગનો ઉદ્દેશ છે.

૪. જેઓ વૈદિક કર્મયોગમાં પણ અસમર્થ છે, તેઓ લૌકિક કર્માદિ કરશે; પણ કર્મના આદિમાં અને કર્મના અન્તમાં "તમો પ્રસન્ન થાઓ" આ ભાવને ભૂલી શકતા નથી આનું જ નામ ઉપાસના છે. સમસ્ત કાર્ય ઇશ્વરની કૃપા મેળવવા માટે કરવાં એ ઉપાસનાનો પ્રધાન ઉદ્દેશ છે.

ઉપર લખેલ સાધનના ક્રમ સંબંધે ક્યારે ક્યારેક પ્રતિદિવસ વિચાર કરવો જોઇએ. જુદા જુદા સાધનક્રમ પ્રમાણે કાર્યના અભ્યાસના સમયમાં સદૈવ અંતિમ લક્ષ્યને ધ્યાનમાં રાખવું જોઇએ, અન્યથા ઉપાયજ ઉદ્દેશ થઇ જઈ શકે છે. એટલા માટે અમો અંતિમ ઉદ્દેશના સંબંધમાં ફરી એકવાર વિચાર કરી આ પ્રકરણને પૂર્ણ કરીશું.

**अस्य देवाधिदेवस्य परस्य परमात्मनः ।**
**ज्ञानादेव परासिद्धिर्नत्वनुष्ठानदुःखतः ॥**
**नायं दूरे नाभ्यासे, नालभ्यो विषमेन च ।**
**स्वानन्दाभासरूपोऽसौ स्वदेहादेव लभ्यते ॥**

किञ्चिन्नोपकरोत्यत्र तपोदानव्रतादिकं ।
स्वभावमात्रे विश्रान्तिमृते नात्रास्ति साधनम् ॥
साधुसङ्गमसच्छास्त्र परतैवात्रकारणम् ।
साधनं बाधनं मोहजालस्य यदकृत्रिमम् ॥
अयं सदेव इत्येव सम्परिज्ञानमात्रतः ।
जन्तोर्न जायते दुःखं जीवन्मुक्तत्वमेति च ॥

આ જ દેવ દેવ પરમાત્માની સાથે એકત્વની સિદ્ધિ જ્ઞાનયોગથી જ પ્રાપ્ત થાય છે. બીજાં ક્લેશ કરનારાં અનુષ્ઠાન વગેરેથી થતી નથી. તેઓ દૂર નથી, તેઓ સુલભ નથી, તેમ દુર્લભ પણ નથી, તેઓ સ્વતઃ આનન્દાભાસરૂપ છે. પોતાના શરીરમાંથીજ તેઓ મળી શકે છે.

તપસ્યા, દાન અને વ્રત વગેરે તત્ત્વજ્ઞાન માટે ઉપયોગી નથી. સ્વસ્વરૂપમાં સ્થિતિ શિવાય બીજું તેનું કાંઇપણ સાધન નથી.

સાધુસંગ અને સત્શાસ્ત્ર આ, બે તત્વજ્ઞાનનાં કારણ છે. તેઓજ મોહજાળને નાશ કરવાના અસલ ઉપાય છે. "આજ તે દેવ છે" આ જ્ઞાન ઉત્પન્ન થતાંજ જીવને બીજું કાંઈ દુઃખ રહેતું નથી. આજ જીવન્મુક્તિ છે.

तस्माद् विचारेणात्मैवान्वेष्टव्य उपासनीयो ज्ञातव्यो यावज्जीवं पुरुषेण नेतरोदिति ।

यथासंभवया वृत्त्या, लोकशास्त्राविरुद्धया ।
सन्तोषसन्तुष्टमना, भोगगन्धं परित्यजेत् ॥

યો. ૫-૧૫.

યથા સંભવ શાસ્ત્રથી આવરોધી આજીવિકા વડે સંતુષ્ટ રહિ ભોગગંધનો ત્યાગ કરવો.

सच्छास्त्रसत्संगमजैर्विवेकै-
स्तथा विनश्यन्ति बलादविद्याः ।

यथा जलानां कतकानुषङ्गात्
तथा जनानां मतयोऽपि योगात् ॥

યો. ઉ. ૫–૨૨.

જેમ કતકફળ એટલે નિર્મલી વડે જલની મલિનતા નષ્ટ થાય છે, તેમજ યોગાભ્યાસથી બુદ્ધિની મલિનતા દૂર થાય છે અને સત્સંગ તથા સત્શાસ્ત્રથી જે વિવેક ઉત્પન્ન થાય છે, તે વડે અવિદ્યા અથવા સંસારની માયા દૂર થાય છે.

नश्यति संसृति दुःखमिदं
ते स्वात्मविचारणया कथयैव ।
नो धनदानतपःश्रुतवेदै–
स्ततकथनोदित यत्नशतेन ॥

યો. ઉ. ૯-૨૨.

આત્મજ્ઞાન અને આત્મકથા સિવાય દાન, તપ, વેદપાઠ અથવા વૈદિક કર્મના અનુષ્ઠાનથી સંસારનો ક્લેશ કદી પણ દૂર થતો નથી.

---

## પ્રકરણ ૪ થું.

### ગીતામાં શક્તિનો સંચાર



જેમ કાર્ય વડે શક્તિનો સંચાર થાય છે, તેમજ જીવંત વાક્યો વડે પણ શક્તિનો સંચાર થઈ શકે છે. અત્રે વાક્યવડે જે શક્તિ પ્રાપ્ત થાય છે તે સંબંધે કાંઈક વિચાર કરવામાં આવે છે.

જગતમાં આલસ્ય અને અનિચ્છા એ કેટલું બધું અનિષ્ટ કરે છે. શાસ્ત્રમાં ઠીક જ કહ્યું છે કે,—

**आलस्यं यदि न भवेज्जगत्यनर्थ,**
**को न स्याद् बहुलधनो बहुश्रुतो वा।**
**आलस्यादियमवनिः ससागरान्ता,**
**सम्पूर्णा नरपशुभिश्च निर्धनैश्च ॥**

જો જગતનું અનર્થ કરનાર આળસ ના હોત તો જગતમાં અધિક ધન ઉપાર્જન કોણ કરત નહિ? અને અધિક જ્ઞાન કોણ પ્રાપ્ત કરત નહિ? આ સંપૂર્ણ પૃથ્વી જે મૂર્ખ નર પશુઓ અને દરિદ્રી મનુષ્યોથી પૂર્ણ છે તેનું કારણ આલસ્ય જ છે. જો ધારે તો સહુ કોઈ આલસ્યનો ત્યાગ કરી શકે છે, ઉદ્યોગ કરવાથી સહુ કોઈ પોતાની અભીષ્ટ વસ્તુને પ્રાપ્ત કરી શકે છે.

**सर्वमेवेह हि सदा, संसारे रघुनन्दन।**
**सम्यक् प्रयुक्तां सर्वेण पौरुषात् समवाप्यते ॥**

આ સંસારમાં સારી રીતે પુરૂષાર્થ કરવાથી સહુ કોઈ સર્વ વિષયને પ્રાપ્ત કરી શકે છે. આ કથન ભગવાન્ વશિષ્ઠદેવનું છે. સત્શાસ્ત્રોમાં પુરૂષાર્થની વાત કહી છે. ગીતામાં જે ઉપદેશ આપેલ છે તે અત્યંત ઉત્તેજક છે. "**क्षुद्रं हृदय दौर्बल्य त्यक्त्वोत्तिष्ठ परंतप**" કુરૂક્ષેત્રના મહાસંગ્રામમાં વિષાદ પ્રાપ્ત અર્જુનના પ્રત્યે શ્રીભગવાનનો આ જ ઉપદેશ છે. મનુષ્ય જીવનમાં ઉત્તેજનની અત્યન્ત આવશ્યકતા છે.

જીવંત વાક્યો ક્ષણ માત્રમાં સુપ્તપ્રાણ મનુષ્યને પણ જાગૃત કરે છે. "**उत्तिष्ठत! जाग्रत!**" વગેરે વાક્યો આરંભમાં શક્તિ સંચાર કરે છે અને અંતમાં "**तत्वमस्यादि**" જીવંત મહાવાક્યો પૂર્ણશક્તિને જાગૃત કરે છે, પૂર્ણ શક્તિને શક્તિમાનમાં મેળવી જીવન્મુક્તિ આપે છે.

જીવંત વાક્યો સદૈવ ઉપકારી છે. પુનઃ જ્યારે જીવંત વાક્યો ઉપદેશના આશ્વાસન આપનાર મધુર હાસ્યની સાથે મળેલાં હોય છે. જ્યારે તે સર્વ સંતાપનાશિની શીતલ કરૂણાદષ્ટિ સાથે મળેલાં હોય છે, જ્યારે ગુરૂનો મૃદુ અને પ્રકાશમાન ઉપદેશ હૃદયની તમઃપ્રકૃતિને બાળી દે છે, જ્યારે તમઃપ્રકૃતિ રજઃપ્રકૃતિમાં પરિણત થાય છે. ત્યારે

જીવ મોહને છોડી કર્મ કરવા માટે ગર્વપૂર્વક તૈયાર થાય છે. આ અવસ્થામાં કાર્યસિદ્ધિ થવામાં અધિક વિલંબ થતો નથી. મન જાગૃત થવાથી સાત્વિક ઉપદેશ રજઃપ્રકૃતિને શુભ્રવસ્ત્ર પહેરાવી આપે છે અને રજ પણ ત્યારે ધીરે ધીરે સત્વરૂપને ધારણ કરે છે, આ અવસ્થામાં જાગૃતકર્મી શાંતભાવથી પોતાના કર્મને સમજી લે છે અને સાવધાન થઈ ધીરે ધીરે પ્રબળ પુરૂષાર્થની સાથે કર્તવ્યના ગંતવ્યમાર્ગમાં ચાલતો થાય છે. શ્રીગુરૂના સ્નેહ પૂર્ણ વચનો, તેઓનો સહાસ્ય ઉપદેશ, દુર્બળ ચિત્તને પણ બળ આપી ઉન્નતિના માર્ગ તરફ લઈ જાય છે.

પણ સાધન વિના ચિત્ત અધિક સમય સુધી ઉપર રહિ શકતું નથી. જેમ પક્ષીનું બાળક જે સમયે પ્રથમ ઉડવાનો અભ્યાસ કરે છે, તે સમયે તેને જેવી વિપત્તિ પડે છે તેવીજ સ્થિતિ ચિત્તની સમજવી. ચિત્તને સદૈવ સબળ રાખવા માટે જ કર્મનો અભ્યાસ આવશ્યક છે. અભ્યાસ વિના ગુરૂની આપેલી શક્તિ જીવિત રહેતી નથી. નિયમાનુસાર કર્મ કરતાં કરતાં ગુરૂની આપેલી શક્તિ વૃદ્ધિને પામે છે. આ અવસ્થામાં સત્સંગ અને સત્શાસ્ત્ર શક્તિના સ્થાયિપણામાં અધિક ઉપકાર કરે છે.

જે પ્રમાણે સંસાર સંગ્રામમાં સાધારણ જીવ અનેકવાર કર્તવ્યથી વિમુખ થાય છે, સ્વધર્મનો ત્યાગ કરી પરધર્મ ગ્રહણ કરવા તૈયાર થાય છે, તે પ્રમાણે અર્જુન કુરૂક્ષેત્રના સંગ્રામના આરંભમાં મોહગ્રસ્ત થયેલ છે. કર્તવ્ય પરાંગમુખ થઇને "હું યુદ્ધ નહિ કરૂં" એવો તેણે નિશ્ચય કર્યો છે. અને પરમ દયાળુ ભગવાન્ તેને ઉપદેશ આપે છે. જાગૃત કરે છે. આજ્ઞા કરે છે કે "**उत्तिष्ठ**" શરીરરૂપી રણમાં રથી–જીવાત્મા અવસન્ન થયેલ છે, નિશ્ચેષ્ટ થઈ સમસ્ત ઉદ્યમનો ત્યાગ કર્યો છે અને ભગવાન્ સારથીરૂપે રથીને (જીવરૂપ અર્જુનને) ઉપદેશ આપી ઉત્તેજીત કરે છે.

હે જીવ ! તારે પોતાનો આનંદ રાજ્યમાં ઉદ્ધાર કરવો જોઇએ. અજ્ઞાનરૂપી અસુરે તારૂં જ્ઞાનરૂપી રત્ન ચોરી લીધું છે, તું પોતાના આનંદ રાજ્યથી કાઢી મૂકવામાં આવેલો છે, ગયેલ રાજ્યને પ્રાપ્ત કરવાનો આજ સમય છે. જાગૃત થા! શા માટે મૂઢની માફક બેસી રહ્યો છે? મહાન્ કાર્યનો સમય આવી પહોંચ્યો છે. આ શું નિશ્ચેષ્ટ રહેવાનો સમય છે? ઉઠ અને તારૂં પૌરૂષ બતાવ. આલસ્ય અને અનિચ્છાને દૂર કર. અન્ય અભિલાષાનો ત્યાગ કર. અન્ય ઉન્મત્ત ચેષ્ટાને દૂર કર. આ અના-

ર્યસેવિત મોહ એ શું તારા સમાન આર્યને યોગ્ય છે? મોહગ્રસ્ત મનુષ્યને આ લોકમાં અપયશ અને પરલોકમાં અધર્મ પ્રાપ્ત થાય છે. અર્જુન! તું કાંતરતાનો ત્યાગ કર! શું તું કાતરતા કરવા યોગ્ય છે?

**क्लैब्यं मास्मगमः पार्थ नैतत् त्वयुपपद्यते ।**

તું કલીબતા એટલે નપુંસકતાનો કાયરતાનો ત્યાગ કર. તારે માટે એ કદી પણ યોગ્ય નથી.

શ્રીભગવાને જીવના કલ્યાણને માટે જે જે અંગીકાર કરેલ છે તે અમોએ તેમની આશ્વાસન-વાણીને ઉદ્‌ધૃત કરીને જણાવેલ છે. જીવને પણ શ્રીભગવાન્‌ને માટે કાંઇક કરવું જોઇએ. તેઓ જે જે આજ્ઞા કરે છે તેનું જીવે પાલન કરવું જોઇ એ નિશ્રેષ્ટ જીવના પ્રત્યે ભગવાન્‌ના આશ્વાસન વચનો શું કાર્ય કરતાં નથી?

શ્રીભગવાને પ્રથમજ અર્જુનને ઉત્સાહ આપ્યો છે. અર્જુનને યુદ્ધ કરવું જોઇશે. જીવને ભગવાન્‌ની આજ્ઞા પ્રમાણે કાર્ય-કર્મ કરવું જોઇશે. જેમ તેમ કર્મ કરી દેવાથી ચાલશે નહિ. જીવ વૈદિક અથવા લૌકિક જે કાંઈ કર્મ કરે તે નિષ્કામ હોવાં જોઇએ. ભગવાન્ અર્જુનને આજ્ઞા કરે છે કે "તું ક્ષત્રિય છે. તારૂં પ્રધાન કર્મ-કર્તવ્ય-ધર્મ યુદ્ધ છે. **यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम्** " આ યુદ્ધ પ્રાર્થના વિના ઉઘડેલા સ્વર્ગ દ્વાર સમાન છે. આ યુદ્ધ એજ તારો સ્વધર્મ છે. જે ઠીક રીતિથી કર્મ કરે છે તેને સર્વ કાંઈ સિદ્ધ થાય છે. જે બ્રાહ્મણ સ્વધર્મનિષ્ઠ છે તેના સમીપમાંજ મોક્ષ સામ્રાજ્ય રહેલું છે. રજોગુણ અને તમોગુણના ભાવને પરાસ્ત કરી સદૈવ સત્વગુણી રહેવું એ બ્રાહ્મણોનું કર્મ છે. જે કરવાનું છે તે જ્યારે સ્થિર રહે છે, ત્યારે અન્ય વિચાર કે ચિન્તા શું? કર્મ યોગ્ય છે. યોગસ્થ થઇને કર્મ કર.

**योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनंजय ।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ।**

મૃત્યુ થવાનું હોય તો ભલે થાય, કર્મ કરો, સ્વર્ગની પ્રાપ્તિ થવાની હોય તો ભલે થાય, કર્મ કરો, સુખ થવાનું હોય તો ભલે થાય કર્મ કરો,

દુઃખ આવવાનું હોય તે ભલે આવે કર્મ કરો. જય થાય તો હાનિ નથી તેમ લાભ થાય તોપણ હાનિ નથી, કર્મ કરો. આ સુખ દુઃખ, જય પરાજય, લાભ હાનિ, આદર અનાદર વગેરેનો વિચાર નહિ કરતાં ભગવાનની ઇચ્છાનુસાર ધર્મનું પાલન કરો. આવા વિચારથી જે કર્મ કરવામાં આવે છે તે યોગ કહેવાય છે. તમે કર્તવ્ય કર્મ કરતાં કોઈ પ્રકારનું આલસ્ય કરી શકશો નહિ. શીતકાળ, ગ્રીષ્મકાળ, વર્ષાકાળ અથવા અકાળનો કાંઇપિણ વિચાર કરશો નહિ. સુખ મળે અથવા દુઃખ મળે તેનો કાંઇપિણ વિચાર કરશો નહિ. કોઇપણ બાધા કે વિઘ્નની દરકાર કરશો નહિ. સ્વધર્મ પ્રમાણે કર્મ કરો. કોઈ વાતની દરકાર ન રાખતાં ભગવાનની આજ્ઞાનુસાર સ્વધર્મનું પાલન કરવું એનુંજ નામ નિષ્કામ કર્મ છે. આ પ્રમાણે નિષ્કામ કર્મ કરતાં કરતાં જ્યારે શીતોષ્ણાદિ દ્વંદ સહન કરી શકશો, જ્યારે તમે રજોગુણ અને તમોગુણનો ત્યાગ કરી સદૈવ સત્વસ્થ રહી શકશો, જ્યારે તમો જે છે તેની રક્ષામાં પણ વ્યસ્ત થશો નહિ, જે નથી તેને પ્રાપ્ત કરવા માટે પણ વ્યાકુળ થશો નહિ. તમે કોઇપિણ અવસ્થામાં, અને કોઇપિણ દેશમાં મૃત્યુની દરકાર ન રાખતાં સ્વધર્મનું પાલ કરશો, ત્યારે તમો નિષ્કામ કર્મયોગી થયા છો એમ સમજાશે. જીવનની માયા—આશાનો ત્યાગ કરી કર્મ કરવાં જોઇએ. ઉપરોક્ત ઉપદેશને ભૂલી જવાને લીધે જ મનુષ્યો દુઃખી થાય છે. અને ભગવાનની પાસે અપરાધી બને છે. નિષ્કામ કર્મ એજ ગીતાનો પ્રધાન ઉપદેશ છે.

નિષ્કામ કર્મ વડે એક સાથે બે ઉદ્દેશ પાર પડે છે. કર્મ વડે જગતનો અભ્યુદય (ઉન્નતિ) થશે, જગતરૂપી ચક્ર ઠીક રસ્તે ચાલશે અને કામના ત્યાગથી થનારી જીવન્મુક્તિના માર્ગમાં જીવ ચાલશે. નિષ્કામ કર્મનું અનુષ્ઠાન એ જગતના ધર્મ, અર્થ અને કામ આ ત્રિવર્ગની પ્રાપ્તિનો ઉત્તમ ઉપાય છે. અને જીવની સર્વ દુઃખ નિવૃત્તિનું તથા પરમાનંદ પ્રાપ્તિનું સોપાન—પગથીયું છે.

અત્રે અમો જીવના પ્રત્યે ભગવાને જે આજ્ઞા આપી છે તે વચનોને એકત્ર કરીએ છીએ. જીવ કોઈ પણ વિપત્તિમાં કેમ ન પડે પણ ભગવાનની આજ્ઞાને યાદ અપાવવાથી તેને આશ્વાસન મળે છે, જીવને શાંતિ મળે છે. ત્યારે તેને દુઃખ વધારે દુઃખ આપી શકતું નથી, વિપત્તિ વિપત્તિરૂપે રહેતી નથી. ભગવાન્ સહાયક છે એવો વિશ્વાસ બેસી જવા પછી શું કોઈ વિપત્તિ રહી શકે છે? શ્રીભગવાન્ આજ્ઞા કરે છેઃ—

**गतासूनगतासूँश्च नानुशोचन्ति पण्डिताः । २-११**
**तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति । २-१३**
**मात्रास्पर्शास्तु कौन्तेय! शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिन्नेऽनित्यास्तांस्तितिक्षस्व भारत ।**
**समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ २-१५**

શ્રીભગવાન્ આજ્ઞા કરે છે કે મૂર્ખની માફક શોક ન કરતાં ધૈર્યનું અવલંબન કરો. દુઃખ સહન કરવાનો અભ્યાસ કરો. જો સુખ અને દુઃખમાં ધૈર્ય રાખી શકશો તો અમર થઈ જશો.

મનુષ્યને જેટલાં પ્રકારનાં દુઃખો છે તે શરીરના સંબંધથી ઉત્પન્ન થયેલાં છે. આહાર, નિદ્રા, મૃત્યુ ભય-સર્વ કોઈ દેહજન્ય એટલે શરીરથી ઉત્પન્ન થયેલાં છે; પણ-

**अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।**
**अनाशिनोऽप्रमेयस्य तस्माद् युद्ध्यस्व भारत । २-१८.**

આત્માના વિષયમાં વિચાર કરવાથી સમજી શકશો કે આત્માનો નાશ થતો નથી; પણ શરીર સદૈવ નશ્વર-નાશ થનાર છે. હવે કહો કે શોક કેને માટે કરશો ?

"**नानुशोचितुमर्हसि**" ભગવાનની આ આજ્ઞા સદૈવ ધ્યાનમાં રાખવી જોઇએ. ભોજન ન મળે, નિદ્રા ન આવે, તેથી આત્માને કાંઈ હાનિ નથી. કોઈ હિંસક પ્રાણીથી આત્માને ભય નથી. કેવળ દેહને આત્મા સમજી લીધો છે તેનોજ ભય છે. જેઓને આત્મજ્ઞાન ઉત્પન્ન થયું છે તેઓ જીવન્મુક્ત છે, તેઓ નિર્ભય છે. જ્ઞાની સર્વ અવસ્થામાં નિર્ભય, ચિન્તારહિત અને દુઃખરહિત છે. ચિન્તા, દુઃખ, ભય એ સહુ અજ્ઞાનીને છે. સુખ દુઃખ વગેરે અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે.

**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि । २-२५.**

ભગવાન્ સ્વધર્મ પાલન કરવાનો ઉપદેશ આપે છે આ સ્વધર્મ વર્ણાશ્રમ ધર્મ સમજવો.

**स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि । २-३१**
**ततः स्वधर्मं कीर्तिञ्च हित्वा पापमवाप्स्यासि । २-३३**

સ્વધર્મનો ત્યાગ કરશો નહિ. કીર્તિનો પરિત્યાગ કરશો નહિ. સ્વધર્મ અને કીર્તિનો ત્યાગ જેમાં છે તેને પાપ સમજજો. પુનઃ કહેછે.

**हतो वा प्राप्स्यसि ! स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीं ।**
**तस्मादुत्तिष्ठ कौन्तेय ! युद्धाय कृतनिश्चयः ॥ २-३७**
**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ॥**
**ततो युद्धाय युज्यस्व, नैवं पापमवाप्स्यसि ॥ २-३८**

સુખ થાય અથવા દુઃખ થાય, લાભ થાય અથવા હાનિ થાય, જય થાય અથવા પરાજય થાય પણ તું મ્હારી આજ્ઞા પ્રમાણે ચાલ. જો આ કર્મ કરવાથી મૃત્યુ થશે તો સ્વર્ગની પ્રાપ્તિ થશે, જો જય પ્રાપ્ત થશે, તો પૃથ્વી મળશે, મૃત્યુ થાય તો ભલે થાય પણ કર્મ કરો. મૃત્યુના નામથી વાસ્તવિક કોઈ પદાર્થ નથી. આત્મજ્ઞાનહીનતા એજ મૃત્યુ છે.

અમો સમ્પૂર્ણ ગીતામાંથી આ વિષયના પ્રમાણોનો અત્રે સંગ્રહ કરીએ છીએ.

**योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनंजय ! २-४८**
**समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि । २-५३**
**नकर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते । ३-४**
**नियतं कुरु कर्म त्वं कर्मज्यायो ह्यकर्मणः । ३-८**
**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।**
**अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ३-१७**
**न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम् ।**
**योजयेत् सर्व कर्माणि विद्वान् युक्तः समाचरन्। ३-२६**
**मयि सर्वाणि कर्माणि सन्यस्याध्यात्मचेतसा ।**
**निराशी निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः । ३-३०**

इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत् तौ ह्यस्य परिपन्थिनौ । ३०-३४
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् । ३-४३
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत! ४-४२
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति । ५-२९
उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् । ६-५
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः । ६-१४
आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत् । ६-२५
तस्माद् योगी भवार्जुन ! ६-४६
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः । ६-४७
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ।
लभते च ततः कामान् मयैव विहितान् हि तान् । ७-२२
जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ते । ७-२९

અધિક શ્લોક ઉદ્ધૃત કરવાની આવશ્યકતા નથી. તેથી હવે બીજા એક બે પ્રધાન ઉપદેશનેજ અહિં ઉદ્ધૃત કરીશું.

१ यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत् तपस्यसि कौन्तेय, तत् कुरुष्व मदर्पणम् । ९-२७
२ मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु । ९-३४
३ मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ! ११-५५
४ मामेकं शरणं व्रज । १८-६६
५ तस्मात् त्वमुत्तिष्ठ यशो लभस्व,
जित्वा शत्रुन् भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवेते निहता पूर्वमेव,
निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ११-३३

જીવને નિરાશ થવાનું કાંઈ પણ કારણ નથી. શ્રીભગવાન્ અનંત પ્રકારે જીવને ઉત્સાહ પ્રદાન કરે છે, અત્યંત આદર પૂર્વક માર્ગ બતાવી દે છે, જે જે કરવાનું છે તે સર્વે કહિ દે છે. યુદ્ધ કર! કારણ કે આ કર્મથીજ જગતનો અભ્યુદય થશે. નિષ્કામ બનીને યુદ્ધ કર. ભગવાન્ પ્રસન્ન થશે એમ જાણીને યુદ્ધ કર. યુદ્ધ કરવાથી તું મુક્તિના માર્ગમાં ચાલીશ. જેમ કર્મ વિના જગત્ અસંભવ છે, તેમ સંકલ્પનો ક્ષય થયા વિના, કામનાનો ત્યાગ કર્યા વિના, કોટીકલ્પ વર્ષ સુધી અત્યંત ઉગ્ર તપ કરવા છતાં મુક્તિ થશે નહિ. મુક્તિના શિવાય અન્ય ઉપાયવડે પરમાનંદમાં સ્થિતિ મેળવવી અસંભવ છે. કુરૂક્ષેત્રના સંગ્રામમાં શ્રીભગવાને લાખો ક્ષત્રીયોનો નાશ કર્યો, તેથી લોકો એમ સમજતા હશે કે વર્તમાન સમયની ભારતની દુર્ગતિનું કારણ તેજ છે. પણ વિચાર કરતાં જણાય છે કે જો કુરૂક્ષેત્રના સંગ્રામમાં દુષ્ટોનો વિનાશ નહિ થતો, અને ધર્મની સ્થાપના માટે ગીતાનો પ્રચાર નહિ થતો તો અમો સત્યયુગની કદી પણ આશા કરી શકત નહિ. આ જે અત્યંત દુર્દિનમાં પણ ગીતાનો પ્રચાર શું બતાવે છે? સર્વે જાતિમાં ગીતાનો ભાવપ્રવેશ કરીને કેના આગમનના સમાચાર આપે છે તે બુદ્ધિમાન વ્યક્તિ સારી રીતે સમજી શકશે.

જીવની મોહનિદ્રાને નાશ કરવા માટે માતાના સમાન હિત કરનારી શ્રુતિ અને ગીતા શક્તિની પ્રેરણા કરે છે. શ્રુતિ કહે છેઃ—

**उत्तिष्ठत जागृत, प्राप्य वरान्निबोधत । क्षुरस्य धारा निशिता दुरत्यया, दुर्गं पथस्तत् कवयो वदन्ति ॥**

આત્મદર્શનને માટે પ્રયત્ન કરનાર મુમુક્ષુ! ઉઠ, અને વિષયનો ત્યાગ કર! તત્વજ્ઞ ગુરૂને પ્રાપ્ત કરી આત્માને જાણ. આત્મજ્ઞાન દ્વારા જાગૃત થા. અજ્ઞાનનિદ્રાનો ત્યાગ કર. તીક્ષ્ણ ક્ષુરધાર ( સજીયાની ધાર ) જેમ દુરાક્રમ્ય છે તેમ ઉક્ત જ્ઞાનના માર્ગને જ્ઞાનીઓ અત્યંત દુર્ગમ કહે છે.

અહિં પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શ્રુતિ વિષય ત્યાગ કરવાનો ઉપદેશ આપે છે અને ગીતા યુદ્ધ કરવાનો ઉપદેશ કરે છે, આ બન્ને એક વાત કેવી રીત્યે કહિ શકાય? જીવનું લક્ષ જગતની ઉન્નતિ અને જીવન્મુક્તિ છે. જે મનુષ્ય અત્યંત અજ્ઞાની છે તેની ગતિ પ્રવૃત્તિમાર્ગમાં હોય

છે. પ્રવૃત્તિ માર્ગમાં કદી પણ જગત્‌ની ઉન્નતિ અથવા જીવન્મુક્તિ થતી નથી. થાય છે કેવળ આત્મહત્યા અને જીવહત્યા. અને જેઓ જીવનનો ઉદ્દેશ સમજે છે છતાં વિષયકામનાનો ત્યાગ કરી શકતા નથી અથવા વિષયકામનાનો ત્યાગ નહિ કરતાં સીધા નિવૃત્તિ માર્ગમાં જવા ઇચ્છે છે, ભગવાન્ તેમના ભ્રમનું સંશોધન કરી ગીતામાં પ્રવૃત્તિ અને નિવૃત્તિનો માર્ગ બતાવે છે. અને જેઓને પ્રથમથીજ વિષયવાસના નથી જેને **"भूवि भोगो न रोचते"** "પૃથ્વીના ભોગો રૂચતાં નથી." કેવળ તેઓને માટેજ નિવૃત્તિમાર્ગની સાધના છે. એમ ના હોય તો જીવન્મુક્તિ થાય નહિ. ખરી વાત એ છે કે શ્રુતિ વિષયનો ત્યાગ કરવાનું કહે છે, પણ વિષય ત્યાગ સર્વ મનુષ્યને સમાન થઇ શકતો નથી. સામયિક ઉત્તેજનાથી ક્યારે કયારેક વૈરાગ્યનો ઉદય થાય છે એ વાત ખરી છે, સાધુ સંતોની વાત સાંભળી, તેનુંજ શાસ્ત્રમાં સમર્થન થતું જોઈ ક્ષણ કાળને માટે વૈરાગ્યનો ઉદય થાય છે એ વાત ખરી છે, પ્રકૃતિના તીવ્ર આઘાતથી, પ્રિયપુત્રાદિના મૃત્યુ થવાથી, થોડીવાર ચિત્ત વિષયનો ત્યાગ કરે છે એ વાત ખરી છે, પણ આનું નામ મર્કટવૈરાગ્ય છે. તેની ઉત્તેજના શિથિલ થતાંજ ભોગવાસના જાગૃત થાય છે. ગીતા આ જ પ્રવૃત્તિવાળા મનુષ્યને નિવૃત્તિમાર્ગમાં લઈ જાય છે. કહે છે કે જ્યાં સુધી ભોગવાસના છે એમ જણાય, ત્યાં સુધી કર્મ કરો. પણ તે કર્મ ઈશ્વરની પ્રીતિ માટે કરવાં જોઇએ, ફળની કામનાનો ત્યાગ કરી તે કર્મ કરવાં જોઇએ.

ગીતાનું નિષ્કામ કર્મ એ એક પ્રકારના કામત્યાગની ચતુરતા છે. વિષયકામના દૂર ન થાય, ત્યાં સુધી કદી પણ આત્મજ્ઞાન ઉત્પન્ન થાય નહિ. જ્યાં સુધી વિષય આસ્વાદનની કામના રહે છે ત્યાં સુધી કદી પણ આત્માસ્વાદનની કામના જાગૃત થતી નથી. શ્રુતિએ વિષયત્યાગ કરવો એટલોજ ઉપદેશ આપ્યો છે અને ગીતાએ તેના ત્યાગનો ઉપાય પણ બતાવ્યો છે. ફળની કામનાનો ત્યાગ કરી યુદ્ધ કરો. પ્રવૃતિ માર્ગના જીવને સીધો નિવૃત્તિમાર્ગનો ઉપદેશ ગીતા આપતી નથી. કહે છે કે પ્રવૃત્તિના કર્મનો ત્યાગ થઈ શકતો નથી. પ્રથમ કામનાનો ત્યાગ કરી કેવળ ઈશ્વરની પ્રસન્નતા માટે કર્મ કરવાનો અભ્યાસ કરો. આ નિષ્કામ કર્મથી એક સાથે બે કર્મ સિદ્ધ થશે. કર્મ કરવાથી સંસાર વ્યવહાર ચાલશે અને કામનાનો ત્યાગ કરવાથી જીવ મુક્તિના માર્ગમાં ચાલશે. અદ્‌ભુત શિક્ષા એજ નિષ્કામ કર્મયોગ છે ! યોગ, ભક્તિ અને જ્ઞાન-

ભૂમિકા કર્મ–ભૂમિકાની ઉપર છે. જીવ નિષ્કામ કર્મદ્વારા અનુક્રમે સાધન માર્ગના જેટલાં ઉપરનાં પગથીયાઓમાં ચઢી શકે છે તે વિષયનો ત્યાગ કરી શકે છે. સર્વથી ઉપરની ભૂમિકામાં પહુંચવાથી પૂર્ણરીત્યે વિષય ત્યાગ થઈ જશે. એજ આત્મજ્ઞાનનો સમય છે. એજ આત્માસ્વાદની અવસ્થા છે. ગીતા અને વેદ–શ્રુતિ એક જ વાતને કહે છે.

ગીતા નિષ્કામકર્મનો ઉપદેશ કરે છે, તે કોઈ પણ ઉત્તમ સ્થિતિનો ત્યાગ કરવાનો ઉપદેશ કરતી નથી.

સર્વ સ્થાનમાં દોષની પુનરૂક્તિ થતી નથી. જીવનમુક્તિના ક્રમ પ્રમાણે પ્રતિ દિવસ સાધન કરવું જોઇએ. જેનો પ્રતિદિવસ અભ્યાસ કરવો જોઇએ, તેની પુનરૂક્તિ આવશ્યક છે. અમો ફરીને એકવાર ક્રમનો ઉલ્લેખ કરશું. જ્યાં જવું જોઇએ, જે કરવું જોઇએ, તે વિષય ઉપર સદૈવ વિચાર કરવો જોઇએ.

જીવ! તારે જીવનમુક્તિ પ્રાપ્ત કરવી જોઇએ. માર્ગ અત્યંત દુર્ગમ છે, પણ તે ઉલ્લંઘન ન કરી શકાય તેવો નથી. સંસારસાગરથી પાર ઉતરી શકાય છે, મૃત્યુને અતિક્રમ કરી શકાય છે, પુનર્જન્મ રહિતપણું મેળવી શકાય છે, અને નિત્ય આનંદમાં, નિત્ય જ્ઞાનમાં સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે.

તમો અન્ય અભિલાષાનો ત્યાગ કરવા ઇચ્છશો તો ત્યાગ કરી શકશો. લૌકિક કર્મ કરવાં જોઈતાં હોય તો કરો, પણ સચ્ચિદાનંદની તૃપ્તિને માટે કરો. ઉપાસના, આત્મસંસ્થયોગ, ભક્તિયોગ, સાંખ્યયોગ અને ધ્યાનયોગનું અવલંબન કરો. ધ્યાનયોગ ગીતાનું સાધન છે. જેમ ભક્તિયોગ આત્મસંસ્થ થવા માટે છે, તેમજ સાંખ્યયોગ ધ્યાનયોગને માટે છે. જો તમો સમાધિ ધ્યાનયોગમાં રહિ શકો નહિ તો સાંખ્યયોગમાં નીચેની ભૂમિકામાં આવો. સાંખ્યયોગમાં વિચાર વડે આત્માને પ્રકૃતિથી ભિન્ન જાણો. પછી સમાધિ ધ્યાનમાં સ્થિતિ પ્રાપ્ત કરી શકશો. સાંખ્યયોગમાં પણ જો "**પ્રકૃતેર્ભિન્નમાત્માનમ્** વિચાર ન આવે તો ભક્તિયોગનું અવલંબન કરો. આ-ભક્તિયોગ કેવળ આત્મસંસ્થ યોગને દૃઢ કરવા માટે છે. માનસપૂજા ભક્તિયોગની અંતિમ બાબત છે. સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયકર્તાના વિશ્વ-રૂપનો વિચાર કરો, સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરનારી માયામાનુષની મૂર્તિનું ધ્યાન કરો, અર્ધનારીશ્વરના ચરિત્રનું ગાન કરો, તેના ગુણોનું

સ્મરણ કરો, રૂપનું ધ્યાન કરો, ભગવાન્ આત્મા જે તમારા પ્રાણમાં લાગેલ છે તેનું જ ધ્યાન કરતા રહો. જો એમ જોવામાં આવે કે તમોને જુદાં જુદાં રૂપમાં પણ પ્રીતિ છે તો તમે તેજ ક્ષેત્રમાં પરમભાવથી લક્ષ્ય રાખી કુલગુરૂનો આશ્રય લેજો. તેમની લીલાનું ચીન્તવન કરજો. જીવનશકિત પોતાની સહચરિયો સાથે ભગવાન્ આત્માની વાટ જુએ છે, તેનો અનુભવ કરતા રહો. ભક્તજન પ્રિયવરને સંતુષ્ટ કરવા માટે જે જે વસ્તુની જરૂરત છે, સુંદર પુષ્પશય્યા, સુંદર રત્નરચિત આસન, સ્નાનને માટે જલ, પહેરવાને માટે દિવ્ય વસ્ત્ર, પૂજાને માટે ચંદન, કસ્તુરી, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, ભોજન, નૃત્ય, ગીત આ સર્વનો મનમાં સંગ્રહ કરી તેઓને માટે ઉત્કંઠિત ચિત્તથી વાટ જુએ છે અને અનુભવ કરે છે. "તમારા શિવાય હવે રહિ શકાય તેમ નથી." આવી પ્રાર્થના કરતાં કરતાં કાતર બની જાય, ક્યારેક ભાવના કરે છે કે "જ્યારે તમો આવશો, ત્યારે હું કેવો વ્યવહાર કરીશ? કેવી રીત્યે તમારી સાથે વાતચીત કરીશ? વળી ક્યારેક અભિમાન કરીશ કે આવવામાં આટલો વિલંબ કેમ કર્યો? તમારા શિવાય મ્હારૂં બીજું કોણ છે?" આવી રીત્યે અભ્યાસ કરવો જોઇએ. તેથી આત્મસંસ્થયોગ દૃઢ થશે. આ ભક્તિયોગને પ્રાપ્ત કરી શકે નહિ, ત્યારે આત્મસંસ્થ થવાને માટે યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર વડે પ્રાણને ભગવાન્ આત્માના ઘરમાં જવા આવવાનો અભ્યાસ કરાવો, ચક્ર ચક્રમાં મનોયોગ સાથે ભ્રમણ કરતા રહો, અંતમાં આવવા જવાની ઇચ્છા રૂહેશે નહિ. ત્યારે મન આજ્ઞાચક્રમાં સ્થિર બની જ્યોતિઃસમુદ્રમાં ડૂબી રૂહેશે, પછી મન કાંઇપિણ ચિન્તા કરી શકશે નહિ, "**મનોનિવૃત્તિ**" થશે અને તમે '**પરમશાન્તિ**' ને પ્રાપ્ત થશો. તેજ સમયે આત્મસંસ્થ થઈ જશો. ગીતા કહે છેઃ—

**शनैः शनैरुपरमेद् बुद्धया धृति गृहीतया ।**
**आत्मसंस्थं मनःकृत्वा न किञ्चिदपि चिन्तयेत् ॥**

યોગના બહિરંગ સાધન દ્વારા પણ મન જો કોઈ સમય વિષયમાં ભ્રમણ કરે. "**यतो निश्चलति मनश्चंचलमस्थिरम्**" ત્યારે ભક્તિયોગ વડે તેને પુનઃઆત્મસંસ્થ કરો, તમોને સમાધિ લાગી જશે.

જ્યારે મન પ્રાણાયામ વગેરેમાં અસમર્થ થાય છે, જ્યારે લય વિક્ષેપમાં ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત અવસ્થામાં ક્લેશ પામે છે, ત્યારે તેને ઉપાસના કરવાનો ઉપદેશ કરો. વિશ્વાસપૂર્વક ઉપાસના, ભક્તિમાં માનસ્‌પૂજામાં પ્રત્યક્ષ દર્શન થાય છે. આ અવસ્થામાં મનને સદૈવ સ્મરણ કરાવવું જોઇએ કે "હે મન! તું કોને શરણે ગયો છે? શું તે વાત તને સ્મરણમાં નથી? તને કાંઈ ચિન્તા નથી, કાંઈ ભય નથી, તું સર્વ સંશયને દૂર કર. સમસ્ત ભાવના સંકલ્પ વિકલ્પાદિનો ત્યાગ કર. તારો ઉદ્દેશ અવશ્ય સિદ્ધ થશે. અત્યંત દીનતાથી પ્રત્યેક કર્મમાં તેની કૃપા માગ સમસ્ત કર્મ કર અને કર્મવડે ઉપાસના કરજે.

હવે એ સમજવામાં આવી ગયું છે કે ક્રમ પ્રમાણે ઉપાસના, યોગ, ભક્તિ, સાંખ્યજ્ઞાન, અને સમાધિ–ધ્યાન વડે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, આત્મદર્શન થાય છે અને જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે. જેઓ ભગવાન્ આત્માનું દર્શન પ્રાપ્ત કરી શકતા નથી, તેઓએ સદૈવ ધ્યાન યોગનો અભ્યાસ કરી આત્મદર્શન માટે પોતાને ઉપયોગી બનાવવું. જો ધ્યાનમાં રહિ શકાય નહિ તો ભક્તિયોગ અને અષ્ટાંગયોગની સહાયતાથી આત્મસંસ્થ થવું જોઇએ. જો તે પણ બની શકે તો ભક્તિયોગ અને અષ્ટાંગયોગની સહાયતાથી આત્મસંસ્થ થવું જોઇએ. જો એ પણ બની શકે નહિ તો ઉપાસના વડે યોગ, ભક્તિ ધ્યાનયોગ ઇત્યાદિ ક્રમ પ્રમાણે આરોહણ કરી આત્મજ્ઞાન અને આત્મદર્શન પ્રાપ્ત કરવું જોઇએ. આજ મુમુક્ષુનું કર્તવ્ય છે. આજ સનાતનધર્મ છે. વેદ–શ્રુતિના ઉપદેશ પ્રમાણે ગીતાશાસ્ત્ર પણ જીવને આ પ્રમાણે મુક્તિના પથમાં લઇ જાય છે.

ગીતા પણ કહે છે કે જીવ! તું જીવન્મુક્તિને માટે પુરૂષાર્થ કર. અર્જુન! તારી રક્ષાનો ભાર તારા આશ્રયદાતાએ સ્વીકાર કર્યો છે, તું નિશ્ચિન્ત અને નિર્ભય બની સાધન–કર્મ કરતો રહે, તું કરી શકીશ. "**जीव! उत्तिष्ठत जागृत**" આ [કાર્યને માટે ઉઠ, આનંદ ધામમાં સ્થિતિ જ તારૂં લક્ષ્ય હોવું જોઇએ.

લય અને વિક્ષેપ દુઃખ દે છે એ તારા પૂર્વ જન્મોના પાપોનું કારણ છે. પ્રિયસાધક! તેનાથી તું હતાશ થતો નહિ.

**स जन्तुरुद्यमसमुद्युक्तो न स्वकर्मणि केचन ।**

• કોઇપણ ઉદ્યોગી મનુષ્ય પોતાના કર્મમાં ઉદ્યોગનો ત્યાગ કરતો નથી. જેને કાલે કરવાનો વિચાર છે તેને આજેજ કરીશ. શાસ્ત્ર કહે છે.

**श्वः कार्यमद्य कर्तव्यं पूर्वाह्णे चापराह्णिकं ।**
**न हि प्रतीक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ॥**

જ્યાં સુધી પ્રતિદિવસના કાર્યો લયવિક્ષેપરૂપ પ્રાક્તન પૂર્વજન્મના અશુભ કર્મોનો નાશ કરી શકે નહિ, ત્યાં સુધી પુરૂષાર્થ કરવો જોઇએ.

**तावत् तावत् प्रयत्नेन यतितव्यं सुपौरुषं ।**
**प्राक्तनं पौरुषं यावदशुभं शाम्यति स्वयम् ॥**

જ્યાં સુધી ઐહિક સત્કર્મ વડે પ્રાક્તન કર્મ નષ્ટ ન થાય, ત્યાં સુધી ઐહિક સત્કર્મોમાં પ્રયત્ન કરવું જોઇએ. પ્રાક્તન દોષ ઐહિક કર્મો દ્વારા અવસ્ય નષ્ટ થાય છે. ઐહિક કર્મ દ્વારા ભાવી દોષ દૂર થાય છે એજ તેનું એક પ્રત્યક્ષ ઉદાહરણ છે.

**दोषः शाम्यत्यसंदेहं प्राक्तनोऽद्यतनैर्गुणैः ।**
**दृष्टान्तोऽत्र ह्यस्तनस्य दोषसाध्यगुणैः क्षयः ॥**

લયવિક્ષેપરૂપ પૂર્વકર્મ દોષોનો સદૈવ પુરૂષાર્થથી નાશ કરવો જોઇએ. ભગવાન્ વશિષ્ઠદેવનું આજ ઉત્સાહ આપનારૂં વચન છે. મનુષ્યમાં પુરુષાર્થ કરવાનું સામર્થ્ય છે. મનુષ્યે પોતાના પુરૂષાર્થથી આલસ્ય, અનિચ્છા, અનુદ્યમ, વગેરેનો ત્યાગ કરવો જોઇએ. બુદ્ધિ અને શાસ્ત્રની સહાયતાથી જે પુરૂષાર્થ કરવાથી કોઇપણ કાર્ય એવું નથી જે સિદ્ધ કરી શકાય નહિ.

**असदैवमधः कृत्वा नित्यमुद्रिक्तया धिया ।**
**संसारोत्तरणं भूत्यै यतेताधातुमात्मनि**

યો. વા. મુ. ૫-૧૩.

**नगन्तव्यमनुद्योगैः साम्यं पुरुषगर्दभैः ।**
**उद्योगं तु यथाशास्त्रं लोकद्वितयसिद्धये ॥**

યો. વા. મુ. ૫–૧૪.

પોતાની ઉદ્યોગશીલ બુદ્ધિવડે જે કાંઈ કરવું જોઇએ, તેની આલોચના કરો. દૈવ નમી જશે, પુરૂષાર્થ જાગ્રત થશે, ત્યારે સંસારને તરવા માટે એક તરફ મનોનિગ્રહ, ઇન્દ્રિયનિગ્રહ વગેરે કાર્યમાં લાગી જાય, બીજી તરફ શાન્ત મન અને શાન્ત ઇન્દ્રિયને પોતાના પ્રિય આત્મામાં લગાડી દો, સંસારને તરી શકશો.

પુરૂષગર્દભની માફક ઉદ્યોગહીન થતા નહિ. શાસ્ત્રાનુસાર ઉદ્યોગ એ આ લોક અને પરલોક બન્નેમાં ઉપકારી છે.

**अनर्थः प्राप्यते यत्र शास्त्रितादपि पौरुषात् ।**
**अनर्थकर्तृ बलवत् तत्र ज्ञेयं स्वपौरुषम् ।**
**परं पौरुषमाश्रित्य दन्तैर्दन्तान् विचूर्णयन् ।**
**शुभेनाशुभमुद्युक्तं प्राक्तनं पौरुषं जयेत् ।**

યથાર્થ શાસ્ત્રવિધિ પ્રમાણે કર્મ કરવાથી અનિષ્ટ નષ્ટ થાય છે. ત્યારે સમજી શકશો કે અનિષ્ટજનક પૂર્વકૃત દુષ્કર્મ તમારાં પ્રબળ છે. તે સમયે અત્યંત દ્રઢભાવથી પ્રબળ પુરુષાર્થ દેખાડશો: જીવન જવાનું હોય તો ભલે જાય, પણ હું તો શાસ્ત્રકર્મને કરીશ. નિશ્ચયપૂર્વક દાંતે દાંત ચૂર્ણ કરતાં કરતાં કર્મમાં લાગી જવું જોઇએ. આમાંજ ઐહિક પુરૂષાર્થ દ્વારા પ્રાક્તન પુરુષાર્થ અથવા જય પ્રાપ્ત થશે.

પૂર્વ કર્મો અમોને દુ:ખી કરે છે આ કથન મૂઢ મનુષ્યોનું છે. ભગવાન્ પુરૂષકારરૂપે સર્વના મધ્યમાં વિરાજમાન છે, આ વાતને અસ્વીકાર કરી ઐહિક પુરૂષાર્થનો પ્રયોગ કરવો જોઇશે. અન્યથા "પુરૂષગર્દભ" થઈ જશે મ્હારા અદૃષ્ટમાં હતું, થાય છે. એવા પ્રકારની બુદ્ધિને જોર દઈ વશ કરવી જોઇએ. આજ ભગવાન્ વશિષ્ઠદેવનો અભિપ્રાય છે. કારણ તેઓ કહે છે કે પ્રત્યક્ષ કર્મના સમીપમાં ઉપર લખેલ બુદ્ધિની પ્રબળતા નથી.

ભગવાન્ વશિષ્ઠદેવ પુરૂષકારનુંજ અવલંબન કરવા કહે છે. ગીતા પણ આ વાતને કહે છે. " **मामेकं शरणं व्रज** " આજ પ્રબળ પુરૂષાર્થ છે. સ્વભાવને વશ થઈ સંસાર વ્યવહાર કરવો એ પુરૂષાર્થ નથી, ઉન્મત્ત સાધારણ મનુષ્ય જેને દૈવ કહે છે તેજ પૂર્વજન્મનું પુરૂષાર્થ માત્ર છે.

**साधूपदिष्टमार्गेन यन्मनोङ्गविचेष्टितम् ।**
**तत्पौरुषं तत्सफलमन्यदुन्मत्तचेष्टितम् ।**

યો. વ. મુ. ૪–૧૧.

સાધુ મહાત્માઓએ બતાવેલા માર્ગ પ્રમાણે મન, વાણી અને શરીરને ચલાવવું તેનુંજ નામ વાસ્તવિક પુરૂષકાર છે, તેજ સફલ થાય છે. અન્ય પુરૂષકાર ઉન્મત્ત મનુષ્યની ચેષ્ટા સમાન છે.

**दैवं पुरुषकारेण यो निवर्तितुमिच्छति ।**
**इह वाऽमूत्र जगतिं स सम्पूर्णाभिवाञ्छितः ॥**

જે મનુષ્ય પુરૂષકાર વડે દૈવનો નાશ કરવાની ઇચ્છા કરે છે તે આ લોક અને પરલોકમાં સંપૂર્ણ અભીષ્ટને પ્રાપ્ત કરી શકે છે.

**ये समुद्योगमुत्सृज्य स्थिता दैवपरायणाः ।**
**ते धर्ममर्थं कामञ्च नाशयन्त्यात्मविद्विषः ॥**

જેઓ દૈવપરાયણ બની નિશ્ચેષ્ટ થાય છે તે આત્મ–શત્રુઓ ધર્મ, અર્થ અને કામ આ ત્રિવર્ગથી વંચિત થાય છે. આ જગતમાં જેઓ જે સ્થાને ખરા ઉચ્ચપદને પામ્યા છે તે પુરૂષાર્થના બળથીજ પામ્યા છે.

**पुरुषार्थेन देवानां गुरुरेव बृहस्पतिः ।**
**शुक्रो दैत्येन्द्रगुरुतां पुरुषार्थेन चास्थितः ॥**
**दैन्यदारिद्रदुःखार्ता अपि साधो नरोत्तमाः ।**
**पौरुषेणैव यत्नेन याता देवेन्द्रतुल्यताम् ॥**

બૃહસ્પતિ પુરૂષકાર વડે જ દેવગુરૂ થયા છે, શુક્રાચાર્ય પુરૂષકાર

બળથી દૈત્યગુરૂ થયા છે. હે સાધો ! પ્રયત્નશાલી કેટલાય મનુષ્યો દૈન્ય અને દરિદ્રતાના દુઃખમાં પીડિત થવા છતાં પુરૂષકારના બળથી ઇન્દ્ર સમાન થયા છે.

**विश्वामित्रेण मुनिना दैवमुत्सृज्य दूरतः**
**पौरुषेणैव सम्प्राप्तं ब्राह्मण्यं राम! नान्यथा ॥**
**अस्माभिरपरै राम पुरुषैर्मुनितां गतैः ।**
**पौरुषेणैव सम्प्राप्ता चिरं गगनगामिता ॥**

વિશ્વામિત્ર મુનિએ એક માત્ર પુરૂષકારના બળથી દૈવનો ત્યાગ કરી બ્રાહ્મણપણું પ્રાપ્ત કર્યું હતું, અન્ય કોઈ પ્રકારે નહિ. હું પણ પુરૂષકારના બળથી મુનિ થયો છું અને આ ત્રણ ભુવનમાં બહુ સમય પર્યન્ત આકાશમાં ગમન કરતાં શિખ્યો છું.

**उत्साद्य देवसंघातं चक्रुस्त्रिभूवनोदरे ।**
**पौरुषेणैव यत्नेन साम्राज्यं दानवेश्वराः ॥**

દૈત્યોએ પુરૂષકારના બળથી દેવોને કાઢી મેલી ત્રણે ભુવનમાં સામ્રાજ્ય પ્રાપ્ત કર્યું છે. વળી—

**आलूनशीर्णमाभोगी जगदाजह्नुराजसा ।**
**पौरुषेणैव यत्नेन दानवेभ्यः सूरेश्वराः ॥**

દેવતાઓએ પુરૂષકારના બળથી અસુરો પાસેથી વિછિન્ન વિશીર્ણ અને વિશાલ જગતને પોતાના કબજામાં કરી લીધું હતું.

પુરૂષકારનું અવલંબન કરો તેથી જીવન્મુક્તિ પ્રાપ્ત કરી શકશો, અને આ જગતની ખરી ઉન્નતિ કરી શકશો.

**यो यो यथा प्रयतते स सतत्तत् फलैकभाक् ।**
**न तु तूष्णीं स्थितेनेह केनचित् प्राप्यते फलम् ॥**

**शुभेन पुरुषार्थेन शुभमासाद्यते फलं ।**
**अशुभेनाशुभं राम ! यथेच्छसि तथा कुरु ॥**

જે મનુષ્ય જેવો પુરૂષાર્થ કરે છે, તેને તેવા ફળની પ્રાપ્તિ થાય છે. ચુપચાપ બેસી રહેવાથી શું લાભ થઈ શકે છે? શુભ પુરૂષકારથી શુભ ફળની પ્રાપ્તિ થાય છે, અશુભ પુરૂષકારથી અશુભ ફળની પ્રાપ્તિ થાય છે. હે રામ! તમે જેવી ઈચ્છા કરશો તે પ્રમાણે કરી શકશો.

દૈવ એ શું છે? આ વાતનો વિચાર નહિ કરવાને લીધે જ લોકો નાના પ્રકારની વિપત્તિમાં પડે છે. વશિષ્ઠ દેવ કહે છે:—

**पुरुषार्थात् फलप्राप्तिर्देशकालवशादिह ।**
**प्राप्ता चिरेण शीघ्रं वा यासौ दैवमिति स्मृता ॥**
**न दैवं दृश्यते दृष्टं न च लोकान्तरे स्थितम् ।**
**उक्तं देवाभिधानेन स्वर्लोके कर्मणः फलम् ॥**

દેશકાળને લીધે પુરૂષકારના બળથી શીઘ્ર થાઓ, અથવા વિલંબથી થાઓ પણ જે ફળ થાય છે તેને દૈવ, (ભાગ્ય) કહેવામાં આવે છે. દૈવ (ભાગ્ય) નેત્રથી જોવામાં આવતું નથી, તે અન્ય લોકમાં છે એમ પણ નથી, સ્વર્ગમાં જે કર્મફળનો ભોગ કરવામાં આવે છે, તેજ દૈવ શબ્દથી કહેવાય છે. વશિષ્ઠદેવનો મત એજ છે કે;—

**पुरुषो जायते लोके वर्द्धते जीर्यते पुनः**
**न तत्र दृश्यते दैवं जरा यौवनबाल्यवत् ॥**
**अर्थप्रापककार्यैकप्रयत्नपरता बुधैः ।**
**प्रोक्ता पौरुषशब्देन सर्वमासाद्यतेऽनया ।**

અહિં પુરૂષ ઉત્પન્ન થાય છે, વૃદ્ધિ પામે છે, વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય છે, પણ અહિં વૃદ્ધ, યૌવન અને બાલ્યના સમાન દૈવનું પ્રત્યક્ષપણું તો થતું નથી.

પરમાર્થ સાધક કાર્યમાં યત્નપરાયણતા એનું જ નામ પુરૂષાર્થ છે. આ પુરૂષાર્થથી સમસ્ત અભીષ્ટ સિદ્ધ થાય છે.

સંવિતસંપદ, મનઃસ્પંદ, ઇન્દ્રિયસ્પંદ, આ ત્રણ પુરૂષાર્થનાં સ્વરૂપ છે. આનાથીજ ફળનો ઉદય થાય છે. સંવિત્સંપદ એ તત્ત્વજ્ઞાનનો વિકાશ, મનઃસ્પંદ પુરૂષાર્થે સાધનની ઇચ્છા, અંગસ્પંદ, શરીર ચલાવવા માટે કર્મેન્દ્રિયની પ્રવૃત્તિ છે. તત્ત્વજ્ઞાનને માટે શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે મન અને શરીર ચલાવવાં જોઇએ. વ્યાયામ પણ શાસ્ત્ર પ્રમાણે કરવો જોઇએ. ઉપાસના પૂજા, ઇશ્વરની સેવા પોતાની ઇચ્છાનુસાર કરવાથી ચાલી શકે તેમ નથી. કારણકે પોતાના વિચારને શાસ્ત્રવિચાર તરફ લઈ જવાથી બુદ્ધિનો દોષ કપાઈ જાય છે. અન્યથા પોતાના મનમાં વિચાર કરી ગ્રન્થરચના કરવાથી કાંઈ ફળ થતું નથી. આનાથી જ જુદા જુદા મનની ઉત્પત્તિ થાય છે, જીવન્મુક્તિ તેમજ વાસ્તવિક સત્ય અને વાસ્તવિક તત્ત્વનો માર્ગ ગુપ્ત રહે છે, તેથીજ શાસ્ત્ર ઉપદેશ આપે છે કે—

संवित्स्पन्दो, मनःस्पन्द, इन्द्रियस्पन्द एवच ।
एतानि पुरुषार्थस्य रूपाण्येभ्यः फलोदयः ॥

તેને માટેજ શાસ્ત્ર કહે છેઃ—

यथा संवेदनं चेतस्तथा तत्स्पन्दमिच्छति ।
तथैव कायश्चलति तथैव फलभोक्तृता ॥

અહા ! શું સુન્દર ઉપદેશ છે ! જેમ જેમ ચિત્તમાં વિષયની સ્ફૂર્તિ થાય છે, તેમ તેમ ચિત્તનું સ્પન્દન પણ થાય છે. શરીરની ચેષ્ટા પણ તે પ્રમાણે થાય છે. અને ફલભોગ પણ તે પ્રમાણે થાય છે. ખરાબ વિચાર કરો, ચિત્ત મન્દરૂપે સ્પંદિત થશે. શરીરચેષ્ટા પણ વિકૃતભાવથી ચાલશે, અને તેનાથી રોગ શોક વગેરે આધિ વ્યાધિઓ આવશે.

आबाल्यमेतत् संसिद्धं यत्र यत्र यथा यथा।
दैवन्तु न क्वचिद्दृष्टमतो जगति पौरुषम् ॥

બાલ્યાવસ્થામાં જે જે વિષયમાં જેવો યત્ન કરવામાં આવે છે તેજ મળે છે. દૈવ ક્યાંય પણ જોવામાં આવતું નથી. કેવળ પુરૂષકારજ જોવામાં આવે છે.

જો અત્યાર સુધી કાંઇપણ ન કરી શકો તો અત્યારથી શાસ્ત્ર પ્રમાણે ચાલવાનો વાર વાર પ્રયત્ન કરો. તમારૂં ખરાબ અદૃષ્ટ દૂર થશે. અર્થાત્ પ્રથમના મંદકર્મ અને પ્રયત્ન દ્વારા જે મન્દ સ્વભાવ અથવા દુર્દૈવ અથવા કુપુરૂષકાર થયું હશે. તે અનુક્રમે દૂર થશે. પરંતુ ઉદ્યમનો કદી પણ ત્યાગ કરતા નહિ. તમારી કાર્યસિદ્ધિ થશે. એકવાર વિફલ મનોરથ થાઓ, બે વાર થાઓ, ત્રણવાર થાઓ, પણ ઉત્સાહ રહિત થશો નહિ. શાસ્ત્ર કહે છે તે ઠીક છે. શાસ્ત્ર પ્રમાણે ચાલતા રહો, જ્યાં સુધી ચાલી શકાય નહિ, ત્યાં સુધી પ્રયત્ન કરો. અવસ્ય ચાલી શકાશે. શાસ્ત્ર કહે છેઃ—

**शास्त्रतो गुरुतश्चैव स्वतश्चेति त्रिसिद्धयः ।**
**सर्वत्र पुरुषार्थस्य न दैवस्य कदाचन ॥**

શાસ્ત્રવાક્ય, ગુરૂવાક્ય અને પોતાનો અનુભવ આ ત્રણે ભેળવો પુરૂષાર્થસિદ્ધિ થશે. આમાં દૈવનું કાંઈ પ્રયોજન નથી. વશિષ્ઠદેવના આ વચનને જે જાતિ ગ્રહણ કરશે, તે જાતિ એક તરફ જીવનમુક્તિ અને બીજી તરફ જગતની ઉન્નપત્તિને સંપાદન કરશે, તેમાં કાંઇપણ સંદેહ નથી. હે પાપી દુર્બળ જીવ ! વશિષ્ઠના વચનને હૃદયમાં ધારણ કર.

**ह्यस्तनी दुष्क्रियाभ्येति शोभां सत्क्रियया यथा ।**
**अद्यैव प्राक्तनी तस्मात् यत्नात् सत्कार्यवान् भवेत् ॥**

જેમ પૂર્વતન અશુભ કાર્ય સત્કર્મ દ્વારા વિમલ થઈ શુભ રૂપ બની જાય છે, તેમજ પ્રાક્તન કર્મ પણ તે પ્રમાણે શુભ રૂપે પરિણામને પામે છે. અતએવ પ્રયત્નપૂર્વક શાસ્ત્રવાક્ય, ગુરૂવાક્ય, અને પોતાના અનુભવ પ્રમાણે કાર્ય કરતા રહો. આ ત્રણમાંથી એકનો પણ ત્યાગ કરવાથી તમારૂં અધઃપતન થશે. જો ગુરૂનું વચન શાસ્ત્રવાક્યની સાથે મળતું ન આવે તો ગુરૂ ઈશ્વરના માર્ગમાં ચાલતા નથી એમ નિશ્ચયપૂર્વક સમજજો. અને જો શાસ્ત્રમાં લખેલ શ્લોકો સદ્ગુરૂના વાક્ય સાથે મળતા ન આવે તો તે શાસ્ત્ર નથી, કેવળ મૂર્ખ માણસનું કથન કોઈ પ્રકારે શાસ્ત્રમાં પેશી ગયું છે. યોગવશિષ્ઠ, ગીતા, અધ્યાત્મરામાયણ, મહાભારત, ભાગવત, ચંડી આ સર્વ શાસ્ત્ર એક જ ઉપદેશને આપે છે. આ સમસ્ત શાસ્ત્ર કેવળ શ્રુતિવાક્યનું સમર્થન કરે છે. આમાં જ્યાં વિરોધ જણાય છે. ત્યાં

તમે આગળ પાછળ જોતા નથી તેથી તમને વિરોધ જણાય છે. આગળ પાછળના સંબંધને મેળવીને તમે જોશો તો ભગવાન્ વશિષ્ઠ, વાલ્મિકિ, વ્યાસ, શંકર વગેરે એક જ વાતને કહે છે. તેમના વાક્યમાં જે અશ્રદ્ધા રાખે છે તે જીવનું અનિષ્ટ કરે છે. તેથી સત્શાસ્ત્ર અને સદ્ગુરૂની અત્યંત આવશ્યક્તા છે. સત્શાસ્ત્રજ ઇશ્વિરનાં વચન છે અને સદ્ગુરૂજ ઇશ્વિર છે. આ ઇશ્વિરના આશ્રયને ગ્રહણ કરો. "**मामेकं शरणं व्रज**" તમો સર્વ પાપોથી મુક્ત થઈ જશો. ક્ષુદ્રબુદ્ધિ મનુષ્યજ શાસ્ત્રમાં વિરોધ જોઈ સંશય ઉત્પન્ન કરે છે, આ તેમના વિચારનો દોષ છે. વ્યાસ દેવ અને વશિષ્ઠદેવ આ પ્રમાણે દૈવ અને પુરૂષકારનું સમન્વય કરે છે. ખરૂં પુરૂષ-કાર ઇશ્વિરની પ્રાપ્તિ માટે પ્રયત્ન માત્ર છે. સંસાર વ્યવહારના પ્રયત્નને પુરૂષકાર કહી શકાય નહિ, એતો એક પ્રકારની ઉન્મત્તતા છે. પૂર્વના સંસ્કારો જીવના સ્વભાવને ઉત્પન્ન કરે છે. આ સ્વભાવજ પોતે વિષયના તરફ ચાલશે, તેને માટે કાંઈ પ્રયત્ન કરવાની જરૂર નથી. કામ, ક્રોધ, વિષયાશક્તિ આ સર્વ ઇન્દ્રિયોના કાર્ય છે, આને માટે કાંઈ પ્રયત્ન કર-વાની જરૂર નથી. તેઓ પૂર્વના કુકર્મના ફળથી પોતાનું કાર્ય સ્વયં કરે છે. જે પ્રયત્ન કેવળ ઇશ્વિર પ્રાપ્તિ માટે કરવામાં આવે છે તેનું નામ જ પુરૂષાર્થ છે. સાંસારિક પ્રયત્નજ જેમનું સર્વસ્વ છે, ઇશ્વિર પ્રાપ્તિના પ્રયત્ન સમયે જે કહે છે કે "જ્યારે સમય આવશે ત્યારે કરશું" આવો મૂઢ બુદ્ધિવાળો માણસ સ્વયં નષ્ટ થાય છે અને બીજાને પણ નાશનો ઉપદેશ આપે છે. ઇશ્વિરને બોલાવવાનું સામર્થ્ય સર્વ મનુષ્યને સમસ્ત સમય છે, આ વાત અમોએ "**अपि चेत् सुदुराचरो**" વગેરે ગીતાના શ્લોકમાં જોએલ છે. વશિષ્ઠદેવ પણ આજ્ઞા કરે છે કેઃ—

**मूढानुमानसंसिद्धं दैवं यस्यास्ति दुर्मतेः**
**दैवाद्दाहन्ति नैवेति गन्तव्यं तेन पावके ॥**

જે દુર્મતિ, મૂઢ વ્યક્તિઓ અનુમાનસિદ્ધ દૈવને માને છે, તેઓએ અગ્નિમાં પણ દૈવના બળથી દગ્ધ થવાશે નહિ એમ જાણી અગ્નિમાં પડવું જોઇએ.

**दैवमेवेह चेत्कर्तृ पुंसः किमिव चेष्टया ।**
**स्नानदानासनोच्चारान् दैवमेव करिष्यति ।**

**किम्वा शास्त्रोपदेशेन मूकोऽयं पुरुषः किल ।**
**सञ्चार्यते तु दैवेन किं कस्येहोपदिश्यते ॥**

જો આ જગત્માં દૈવનુંજ કર્તાપણું હોય તો પુરૂષને પ્રયત્ન કરવાની શું આવશ્યક્તા છે? સ્નાન, દાન, ભોજન, મલત્યાગ વગેરે દૈવ જ કેમ કરી આપતું નથી? શાસ્ત્રના ઉપદેશની શું જરૂર છે? દૈવજ સમસ્ત કાર્ય કરી આપશે, તમે નિશ્ચેષ્ટ રહો.

આ વિષયમાં અધિક લખવાની આવશ્યક્તા નથી; પણ આ વાત સત્ય છે કે સર્વ કાર્યમાં યત્નની અત્યન્ત આવશ્યક્તા હોય તો સદૈવ સર્વત્ર સર્વ પ્રકારે અભિલષિત કાર્ય સફલ થાય છે.

શુભ ઉદ્યોગનો ત્યાગ કરવો કદી પણ ઉચિત નથી. નંદી, બલિરાજા, સમ્વર્ત, વિશ્વામિત્ર, ઉપમન્યુ, શ્વેતનામના મુનિ, પતિવ્રતા સાવિત્રી, તેઓએ ઉદ્યમ વડે પોતાનું ઇચ્છીત ફળ પ્રાપ્ત કર્યું હતું. જગત્માં એવી કોઇ વ્યક્તિ જોવામાં આવતી નથી જેણે અત્યંત શુભ ઉદ્યોગ કરવા છતાં ફળ પ્રાપ્ત કર્યું હોય નહિ. અતએવ આત્મજ્ઞાનના સંબંધમાં દૃઢ ઉદ્યોગ કરવો જોઇએ. આત્મજ્ઞાન શિવાય કદાપિ કોઇ ઉપાયથી જન્મમૃત્યુના પ્રવાહનો ઉપશમ થતો નથી. અન્ય કોઇ ઉપાયથી જીવન્મુક્તિ થઇ શકતી નથી.

શાસ્ત્રમાં જે સ્થાને દૈવની વાતનો ઉલ્લેખ છે તેમ જ દૈવનું પ્રધાનપણું કહેવામાં આવ્યું છે, તે મૂઢ મનુષ્યનો બુદ્ધિગ્રાહ્ય નિશ્ચેષ્ટભાવ નથી. આનું નામ મહાનિયતિ છે. આ મહાનિયતિ એજ બ્રહ્મની ચિત્શક્તિ છે. આ સ્પન્દરૂપિણી અને અવશ્ય થનારી છે. આ મહાનિયતિ આદિ સૃષ્ટિ કાળમાં પરબ્રહ્મની સંકલ્પાત્મક વૃત્તિરૂપ ઉદ્રિક્ત થાય છે. આ મહાનિયતિના બળથી બ્રહ્મરચિત સંપૂર્ણ જગત્ તૃણના સમાન પરિવર્તનને પામે છે. આ મહાનિયતિ સર્વકાલગામી અને સમસ્ત વસ્તુમાં વ્યાપેલી છે. આની સાથે મોહનો કાંઇ સંબંધ નથી. આ વિશુદ્ધ ઇશ્વરનો સંકલ્પ છે. આ મહાનિયતિને જ્ઞાની મનુષ્યો દૈવ નામ આપે છે. આ પદાર્થ આ પ્રકારે સ્પંદિત થશે. આ રૂપ આ પ્રકારે આ સમયે ઉત્પન્ન થશે આ પ્રકારની અવશ્ય ભવિતાને દૈવ કહેવામાં આવે છે. આને જ પુરૂષસ્પંદ, નિખિલ તૃણ ગુલ્માદિ, જીવ સમુદાય, રાત્રિ દિવસ કાળ, અને ક્રિયા કહેવામાં આવે છે. આજ નિયતિના બળથી પુરૂષના અદૃષ્ટની સત્તા અને પુરૂષના અદૃષ્ટ દ્વારા આ

નિયતિની સત્તા ત્રિભુવનની અવસ્થિતિના કાળપર્યન્ત અવસ્થિત રહે છે. ત્યાર પછી મહાપ્રલયના સમયે પુરૂષનું અદષ્ટ અને આ નિયતિ એક આત્મારૂપે રહે છે. કલ્પના આરંભથી લઇને કલ્પના અન્ત સુધી પુરૂષનો ક્રિયામૂલક જેટલો વ્યવહાર ચાલી રહ્યો છે તે સર્વે નિયતિને આધીન છે. આ અવશ્યંભાવિની નિયતિ વડે જે કાંઇ થાય છે તેનું રૂદ્ર વગેરે સમર્થ પુરૂષો પણ બુદ્ધિદ્વારા ઉલ્લંઘન કરી શકતા નથી, તેથી બુદ્ધિમાન મનુષ્ય આ નિયતિનો આશ્રય લઈ પુરૂષકારનો ત્યાગ કરતા નથી, કારણ કે નિયતિ પુરૂષાર્થરૂપે કર્મને પ્રેરે છે. જ્યારે આ નિયતિ પુરૂષ પ્રયત્નમાં નહિ મળતાં કેવળ ઇશ્વરના સંકલ્પમાં મળે છે. ત્યારે તે નિયતિ કહેવાય છે, અને જ્યારે સૃષ્ટિમાં મળેલી હોય છે, ત્યારે તે પુરૂષકાર કહેવાય છે. એટલા માટે જ્યાં સુધી નિયતિ પુરૂષકારરૂપે પરીણત થતી નથી, ત્યાં સુધી કાંઇ પણ ફળ થતું નથી. પુરૂષકારમાં પરીણત થતાં જ નિયતિ સફળ થાય છે. જે વ્યક્તિ નિયતિનો આશ્રય લઇ નિષ્ક્રિયરૂપે રહે છે, તેનો પ્રાણવાયુસ્પંદ ક્યાં જશે ? અર્થાત્ ભૂખ લાગવાથી નિષ્ક્રિય થઇ અવસ્થાન કરે છે, જ્યારે કોઇ ક્ષણ કાળ પર્યન્ત જીવિત પણ રહે છે, ત્યારે તેને પણ પ્રાણવાયુ સંચાલના અનુકૂળ યત્ન અને પુરૂષાર્થ રહે છે. જ્યારે તેનો અભાવ રહે છે, ત્યારે તેનો પણ અભાવ થાય છે. નિર્વિકલ્પ સમાધિસ્થાનમાં જે વ્યક્તિ પ્રાણવાયુનો રોધ કરી ચિત્તના વિશ્રામપદમાં અવસ્થિતિ કરે છે અને તેજ સાધુ અર્થાત્ તત્વજ્ઞ જે સર્વે પુરૂષકારના ફળસ્વરૂપ મોક્ષને પ્રાપ્ત કરે છે, તેઓ પણ તેના પ્રાણરોધાદિ સ્વરૂપ પુરૂષકાર શિવાય ફલ છે એમ કેવી રીતે કહિ શકાય ? અતએવ શાસ્ત્રીય વિધિ પ્રમાણે પુરૂષકારનું અવલંબન કરવું શ્રેયસ્કર છે. જ્ઞાની પુરૂષોને નિયતિમાં કોઇ પ્રકારનું દુઃખ રહેતું નથી. તેમાં અવિદ્યાનો નાશ થાય છે. આ દુઃખરહિત નિયતિરૂપે બ્રહ્મભાવના સ્ફુરણમાં જો પરિણત થઇ જાય તો તેજ પરમશુદ્ધ પરમ પદની પ્રાપ્તિ અને પરમ ગતિને પ્રાપ્ત થાય. જે પ્રમાણે જલનું દ્રવપણું તૃણ, લતા, વૃક્ષ પ્રભૃતિરૂપે પૃથ્વીમાં ઉગે છે, તે પ્રમાણે સર્વગામી બ્રહ્મજ પ્રથમ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે નિયતિ વિભાગમાં સ્ફુરિત થાય છે. આ કઠણ તત્વની જેઓ આલોચના કરવા ઇચ્છે છે તેઓએ યોગવશિષ્ઠ ઉત્પત્તિ પ્રકરણના ૬૨મા અધ્યાયને સારી રીતે વાંચવો.

ઉપર દેખાડવામાં આવ્યું છે કે પુરૂષકારના બળથી જીવન્મુક્તિ

થાય છે. મૂર્ખ, ધારણાભ્યાસી અને યુક્તિવાળો આ પ્રમાણે ત્રણ પ્રકારના મનુષ્ય છે. તેમાં મૂર્ખોજ પુરૂષકારનો સ્વીકાર કરે છે, પણ જેઓ કેવળ મનમાં સંકલ્પ માત્ર કરીને બેસી રહે છે અને શાસ્ત્રમાં બતાવેલ કર્મવડે સાધન કરતા નથી તેઓનો વ્યવહાર ઉન્મત્ત ચેષ્ટાવત્ છે.

**चित्ते चिन्तयतामर्थं यथाशास्त्रं निजेहितैः ।**
**असंसाधयतामेव मूढानां धिग् दुरीप्सितम् ॥**

જે સર્વ મૂઢ મનુષ્ય મનમાં કોઇ પ્રકારની અભિલાષા નહિ કરતાં શાસ્ત્ર પ્રમાણે પોતાના પ્રયત્નદ્વારા તેને સિદ્ધ કરવા પ્રયત્ન કરતા નથી, તેમની દુષ્ટ ભોગલિપ્સાને ધિક્કાર છે ! આ વાત સત્ય છે કે " **याति निष्फलयत्नत्वं न कदाचन कश्चन** " શાસ્ત્રીય કર્મથી કરેલો પ્રયત્ન કદી પણ નિષ્ફળ જતો નથી, દૈવપરાયણ તે વ્યક્તિઓ દીન, હીન, પામર, અને મૂઢ છે, તેમજ જેઓ લોભપરવશ થઇ પ્રાક્તન કર્મના જય માટે યત્ન કરતા નથી. પણઃ—

**पौरुषेण कृतं कर्म दैवाद् यदाभिनश्यति ।**
**तत्र नाशयितुर्ज्ञेयं पौरुषं बलवत्तरम् ॥**

જ્યાં પુરૂષકારથી કરેલ કર્મ દૈવયોગે નિષ્ફળ થાય છે, ત્યાં સમજવું કે તેજ કર્મનાશક વ્યક્તિનો પુરૂષકાર હજુ વધારે પ્રબળ થવાની જરૂર છે.

**यद् यदभ्यस्यते लोके तन्मयेनैव भूयते ।**
**इत्याकुमार मात्रेषु दृष्टं सन्देहवर्जितम् ॥**

આ જગતમાં જેનો અભ્યાસ કરવામાં આવે તેમાં જ તન્મયતા પ્રાપ્ત કરવી જોઇએ, આ વાતને સહુ કોઇ જાણે છે તેથી તત્વજ્ઞાન નહિ થવા પર્યન્ત ગુરૂ, શાસ્ત્ર, અને અનુભવ દ્વારા નિર્ણિત કર્મનો અભ્યાસ કરવો જ જોઇએ.

જેઓ જીવનનું લક્ષ્ય જાણવા છતાં તેની પ્રાપ્તિ માટે પુરૂષાર્થ કરતા નથી, તેઓ મૂર્ખ છે.

**वरं शरावहस्तस्य चाण्डालागारवीथिषु ।**
**भिक्षार्थमटनं राम ! न मौर्ख्याहतजीवितम् ॥**

હાથમાં શરાવપાત્ર ( કોડીયું ) લઇને ચંડાળોને ત્યાં ભીખ માગવા જવું સારૂં છે, પણ મૂર્ખતાથી દૂષિત જીવન સારૂં નથી. વળી મુક્તિનો માર્ગ જાણવા છતાં:—

**सम्भोगासनमात्रेण राज्यादिषु सुखेषु ये ।**
**सन्तुष्टो दुष्टमनसो विद्धि तानन्धदर्दुरान् ॥**

જેઓ કેવળ રાજ્યાદિ સુખ સંભોગથી સંતુષ્ટ છે, તેવા દુષ્ટ અધમ મનુષ્યોને આંધળા દેડકાં જેવા સમજવા.

હવે વધારે શું કહેવામાં આવે! આત્મદર્શન કરવા તૈયાર થાઓ, આત્મજ્ઞાન પ્રાપ્ત કરી જીવન્મુક્ત થાઓ. વધારે વિલંબ કરતા નહિ. “ **उत्तिष्ठतजागृत** ”! આ વાતનું સ્મરણ રાખી જે પાપી મોક્ષની પ્રાપ્તિ માટે કર્મમાં ભય પામી ભોગરસમાં આસક્ત થાય છે, તે અધમ મનુષ્ય પોતાની માતાની વિષ્ટાના જંતુસમાન છે. તે અધમ માણસનું નામ પણ લેવું ન જોઇએ.

**एतावत्यपि ये भीताः पापा भोगरसे स्थिताः ।**
**स्वमातृविष्ठाक्रिमयः कीर्तनीया न तेऽधमाः ॥**

શાસ્ત્ર શક્તિનો ઉપદેશ આપે છે, તમોએ પોતાનું લક્ષ્ય પણ નિશ્ચિત કર્યું છે, હવે તમે પ્રબળ પુરૂષાર્થ સાથે કર્મમાં નિયુક્ત થાઓ.

ઉદ્યમને પ્રબળ રાખવા માટે પ્રતિદિન વિચાર કર. જો કે દેહ નશ્વર છે, સંસાર ભોગ કીટના વ્રણાસ્વાદના સમાન છે. લક્ષ્યને ભૂલી જઈ સ્વેચ્છાચાર પ્રમાણે કર્મ કરવાં એ એક પ્રકારની ઉન્મત્તચેષ્ટા છે. જ્યારે તમોને અન્ય કર્મ કરવાં પડે, ત્યારે પણ તમારે ધ્યાનમાં રાખવું જોઇએ કે મોક્ષની પ્રાપ્તિ કરાવનારાં કર્મો શિવાય બીજાં કર્મ મિથ્યા છે. જો અન્ય કર્મોને મિથ્યા સમજી કોઈ કર્મ થઈ જાય તો તેથી તમારાં વાસ્તવિક કર્મને હાનિ પહોંચવાની નથી.

અમે અંતમાં ઉપસંહારમાં એટલું જ કહીએ છીએ કે શ્રીભગવાન પોતે શાસ્ત્ર સાધુ તથા ગુરૂરૂપ થઇને ભરોસો આપે છે કે હે જીવ! હવે તને ભય શો છે? તું હવે નિશ્ચિન્ત થઈ આનંદધામમાં શુભયાત્રા કર! મહાન્ ઉધમ કરી આ ભવપથને અતિક્રમ કર અને શરીર તથા ભોગો તરફ કદિ ઇચ્છા કરતો નહિ. તને કોઈ જગ્યાએ કાંઇ સંદેહ પડે તો તારી અંદરના આત્મારૂપી ભગવાનને જ પૂછ, તેજ તારા પથ-પ્રદર્શક છે. ગુરૂવાક્ય અને શાસ્ત્રવાક્ય એ સઘળાં તેનાં જ વાક્યો છે. તું પ્રયત્ન કર અને નિશ્ચય આનંદધામે પહોંચીશ, આ જન્મમાં જ તું જીવન-મુક્ત થઇશ. એવો સંદેહ કદિ પણ કરતો નહિ કે આ ઘોર કલિકાલ છે તેમાં જીવનમુક્તિ કેમ પ્રાપ્ત થશે.

**सर्वमेवेह हि सदा संसारे रघुनंदन ।**
**सम्यक् प्रयुक्तात् सर्वेण पौरुषात् समवाप्यते ॥**

ટીકાકાર કહે છેઃ—"**ननु शुकादीनां शमदमादिसाधनस-म्पन्नानां श्रवणं फलितं कथमन्येषामाधुनिकानां तत् फलि-ष्यति, साधनानां दुःसम्पादत्वादित्याशंक्य पुरुषप्रयत्नस्या-साध्यं नास्तीत्याह सर्वमेवेति ।**"

ભાગવતાદિ શાસ્ત્ર તથા અધ્યાત્મરામાયણ વગેરેમાં જીવન્મુક્તિ સંબંધે કહેવામાં આવ્યું છે એ બધાં શાસ્ત્રો કલિયુગના જીવોને માટે જ બનાવેલાં છે. ગીતામાં તો સૂત્રરૂપે કહેવામાં આવ્યું છે અને બીજાં બીજાં શાસ્ત્રો તેની વ્યાખ્યારૂપે છે, એટલા માટે આપણે આટલે દૂર આવવું પડયું. ગમે ત્યાં જાઓ પણ જીવન્મુક્તિ વિના ક્યાંય પણ દુઃખથી મુક્ત થવાનું બનનાર જ નથી. જીવનમુક્તિ સંબંધે જે કાંઇ બોલવું જોઇએ તે કહી આ વિષયને પૂર્ણ કરવામાં આવે છે.

**परिष्पंदः शास्त्रविहितं कायवाक्चित्तचलनरूपं कर्म तस्य फलं चित्तशुद्धिद्वारा ज्ञानं तत्प्राप्तौ सत्यां हृदि शीतलं काम-क्रोधादि सन्तापप्रतिहतमाह्लादनं जीवन्मुक्तिसुखमुदेति"**

तदाच श्रुतिः—"स एको ब्रह्मण आनन्दः श्रोत्रियस्य चाकामहतस्येति"

स्मृतिश्च—यच्च काममुखं लोके यच्च दिव्यं महत्सुखम् ।
तृष्णाक्षय सुखस्यैते नार्हतः षोडर्शी कलामिति"

"तत्तु सर्वं पौरुषादेव भवति नान्यत इति पुरुषप्रयत्न एव निर्भयः कार्य इति भावः ॥

આ શ્લોકની વ્યાખ્યા કરતાં ટીકાકાર ઉપર કહેલી વાત કહે છે તે એજ કેઃ—

इहहीन्दोरिवोदेति शीतलाह्लादनं हृदि ।
परिस्पन्दफलप्राप्तौ पौरुषादेव नान्यतः ॥

શીતલ કામ ક્રોધાદિ સંતાપદ્વારા અપ્રતિહત જે આહ્લાદને જીવન્મુક્તિ કહેવામાં આવે છે. આ જીવનમુક્તિ માટે જીવ પ્રયત્ન નહિ કરતાં કયા ભૂતના કાર્યમાં જીવ વ્યય કરેછે ? પ્રિયપાઠક ! હવે વિલંબ નહિ કરતાં उत्तिष्ठत ! जागृत ! ઉઠ ! અને જાગૃત થા !

## પ્રકરણ ૫ મું.

### ગીતાનો સ્થૂલ પરિચય.



ભગવાન્ વ્યાસદેવે શત સહસ્ર ( ૧૦૦ + ૧૦૦૦ ) અથવા એક લાખ શ્લોકથી મહાભારતની રચના કરી છે. અદ્વૈતામૃતવર્ષિણી ગીતા મહાભારતમાં આવેલા ભીષ્મપર્વનો એક અંશ છે. ગીતા જેટલા શ્લોકમાં રચવામાં આવી છે તેની સૂચી આ પ્રમાણે છે. એક શ્લોકમાં ધૃતરાષ્ટ્રનું કથન, ૪૦ શ્લોકમાં સંજયનું કથન, ૮૪ શ્લોકમાં અર્જુનનું

કથન અને ૬૨૦ શ્લોકમાં ભગવાનનું કથન છે. આ સંબંધમાં મહાભારતમાં લખ્યું છે કેઃ—

षट्शतानि सविंशानि श्लोकानां प्राह केशवः ।
अर्जुनः सप्तपञ्चाशत् सप्तषष्टिं तु सञ्जयः ॥
धृतराष्ट्रः श्लोकमेकं गीतायामानमुच्यते ।

આ ગીતા અઢાર અધ્યાયમાં વિભક્ત છે. દરેક શ્લોકના અન્તમાં કહેવામાં આવ્યું છે કેઃ—

इति श्रीमहाभारते शतसाहस्र्यां संहितायां वैयासिक्यां भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे इत्यादि ।

ગીતાનો સ્થૂલ પરિચય ગીતાજ આપે છે. આ જ શ્રીકૃષ્ણાર્જુન સંવાદ, આ યોગશાસ્ત્ર, આ બ્રહ્મવિદ્યા, અને આ ઉપનિષદ્ છે.

૨ ગીતા શ્રીકૃષ્ણાર્જુન સંવાદ છે. ગીતાના બાકીના કેટલાક શ્લોકમાં સંજય આજ શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદના સંબંધમાં કહે છેઃ—

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
सम्वादमिममश्रौषमद्भुतं लोमहर्षणम् ॥
व्यासप्रसादात् श्रुतवानिमं गुह्यमहं परम् ।
योगं योगेश्वरात् कृष्णात् साक्षात् कथयतः स्वयम् ॥
राजन् संस्मृत्य संस्मृत्य सम्वादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥
तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥

ગીતાના અદ્‌ભુત સંવાદનું અને ગીતાના અત્યન્ત અદ્‌ભુત વિશ્વરૂપનું તમોએ કદી પણ સ્મરણ કર્યું છે? જો ન કર્યું હોય તો સાધન

કરવા માટે બેસો તે પહેલા ઉક્ત વાતનું સ્મરણ કરી સાધનમાં પ્રવૃત્ત થજો, જેથી તમો જોઇ શકશો કે સ્મરણથી ચિત્ત કઈ ભૂમિકામાં ઉપસ્થિત થાય છે !

સંજય કહે છે મેં મહાત્મા અર્જુન અને શ્રીકૃષ્ણનો આ અદ્‌ભુત લોમહર્ષણ સંવાદ સાંભળ્યો છે. હે રાજન્ ! સાક્ષાત્ યોગેશ્વર કૃષ્ણે આ પરમગુહ્ય યોગનો અર્જુનને ઉપદેશ કર્યો છે, તે મેં વ્યાસદેવની કૃપાથી સાંભળ્યો. શ્રીકૃષ્ણ અને અર્જુનના આ અદ્‌ભુત સંવાદને વારંવાર શ્રવણ કરીને પુનઃ પુનઃ હર્ષ પામું છું. હે રાજન્ ! શ્રીહરિનું તેજ અદ્‌ભુત સ્વરૂપ વારંવાર મ્હને યાદ આવે છે, અને વારંવાર હર્ષને પામુંછું.

એ વાત ખરી છે કે એક અદ્‌ભુત લોમહર્ષણ વ્યાપાર આ શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદમાં મળેલ છે. અહા ! કેવું એક અદ્‌ભુત વિશ્વરૂપ આ ગ્રન્થમાં પ્રકાશિત થઇ રહ્યું છે ! જો આ અદ્‌ભુત સંવાદ, આ અત્યન્ત અદ્‌ભુત વિશ્વરૂપ આપણા હૃદયને સ્પર્શ ન કરી શકે, જો આના સ્મરણથી વારંવાર હર્ષની ઉત્પત્તિ ન થાય તો ગીતાપરિચયનું ફળ શું ?

સંજયને તો વારંવાર હર્ષ ઉત્પન્ન થયો હતો, અમોને તે પ્રમાણે હર્ષ થતો નથી તેનું કારણ શું છે ? કાંઇક કારણ જરૂર છે. પુસ્તકમાં ઉપદેશ કરનારનો સ્વર અંકિત થતો નથી, તે સ્નેહદૃષ્ટિ રૂહેતી નથી, તે હાસ્ય રૂહેતું નથી, તે સુન્દર હસ્તચેષ્ટા રૂહેતી નથી, નિર્જીવ ગ્રન્થ કેવળ વાતનો સંગ્રહ કરી રાખે છે. જે વાતને જેણે જેવી રીત્યે કહિ હોય છે તે વાતને તેવીજ રીત્યે ગ્રન્થ કહિ શકતું નથી. પણ જે ભક્ત શ્રીકૃષ્ણની વિશ્વમોહિની મૂર્તિને હૃદયમાં ધારણ કરી શકે છે, તેજ હાસ્ય, તે જ અંગુલિસંકેત વગેરેને પોતાના માનસનેત્રમાં ધારણ કરી શકે છે તેને ધન્ય છે. તેજ તે વિશ્વરૂપ પરમાત્માના સ્મરણ પૂર્વક તેમના વાક્યોનું સ્મરણ કરી આનંદને પ્રાપ્ત કરે છે. તે હર્ષ અન્તરના અન્તઃસ્થલમાં અનુભૂત થાય છે, આ આનંદ જ બ્રહ્માનંદ છે. બ્રહ્માનંદના સ્પર્શથી શરીર રોમાંચિત થાય છે, નેત્ર અશ્રુજલથી પૂર્ણ થાય છે, સ્વર ગદ્‌ગદિત થઇ જાય છે, કેટલાય સાત્વિક વિકાર જોવામાં આવે છે. ગીતાના ઉપદેશની સાથે સાથે આ સાત્વિકભાવ જો પ્રકટ ન થાય તો ગીતાનો ઠીક અનુભવ થતો નથી. કાંઇક ગ્રહણ કરીને જો રસમાં ઉપસ્થિત ન થઈ જવાય તો બુદ્ધિની ક્ષણિક તૃપ્તિ અથવા ચિત્તવિનોદન પર્યન્ત જ લાભ થાય છે. ભગવાનના રૂપની સાથે ભગવદ્‌ વાક્યનું સ્મરણ કરો, આનંદની પ્રાપ્તિ થશે જ.

આ અદ્ભુત વિશ્વરૂપ, આ લોમહર્ષણ સંવાદને લીધે જ ગીતાની ઉત્પત્તિ થઇ છે. ગ્રન્થમાં તે વિશ્વરૂપ વિરાજમાન છે એ કહેવાનો વિષય નથી અનુભવનો વિષય છે. સંવાદના પરિચયની જરૂર છે.

૩ ગીતા યોગશાસ્ત્ર છે. આના અઢાર અધ્યાયમાં અઢાર પ્રકારના યોગનો ઉપદેશ આપ્યો છે. પ્રથમ અધ્યાયમાં વિષાદયોગ અને બાકીના અધ્યાયોમાં મોક્ષયોગ છે. જેઓએ વિષાદને યોગરૂપે ગ્રહણ કરેલ છે, તેઓજ ગીતોક્ત માર્ગમાં કાર્ય કરી સર્વ દુઃખ નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષને પ્રાપ્ત કરવા સમર્થ થાય છે.

આ અઢાર પ્રકારનો યોગ ત્રણ પટ્કમાં વિભક્ત છે. પ્રથમ પટ્કમાં વિષાદયોગ, સાંખ્યયોગ, કર્મયોગ, જ્ઞાનયોગ અને ધ્યાનયોગ છે. દ્વિતીય ષટ્કમાં વિજ્ઞાનયોગ, અક્ષરબ્રહ્મયોગ, રાજવિદ્યા રાજગુહ્યયોગ, વિભૂતિયોગ, વિશ્વરૂપદર્શન અને ભક્તિયોગ છે, અને અંતિમ પટ્કમાં ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ વિભાગયોગ, ગુણત્રય વિભાગયોગ, અને મોક્ષ સન્યાસયોગ છે. દરેક ષટ્કમાં કર્મ, ભક્તિ અને જ્ઞાનનો ઉલ્લેખ રહેવા છતાં પ્રથમના છ અધ્યાયમાં કર્મ, બીજા છ અધ્યાયમાં ભક્તિ અને અંતિમ છ અધ્યાયમાં જ્ઞાનનો ઉપદેશ આપવામાં આવ્યો છે. દરેક પટ્કમાં પરોક્ષજ્ઞાન, સાધન અને સિદ્ધાવસ્થાનું વર્ણન કરવામાં આવ્યું છે. જે પ્રમાણે વેદ, કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડ આ ત્રણ વિભાગમાં વહેચાયેલ છે તે પ્રમાણે ગીતામાં પણ છે. આના અધ્યાય અધ્યાયમાં ક્રમ, કાંડ કાંડમાં ક્રમ, શ્લોક શ્લોકમાં ક્રમ, એટલુંજ નહિ, પણ શ્લોકના શબ્દ શબ્દમાં ક્રમ જોવામાં આવે છે. મૂળ ગ્રન્થમાં શ્લોકના જ્ઞાતવ્ય વિષયમાં આ ક્રમને સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવેલ છે. આ ગીતા એ અદ્ભુત ગ્રન્થ છે. ધર્મમયી, સર્વશાસ્ત્રના સારરૂપ પરમપવિત્ર આ ગીતા છે, તેથીજ અત્યન્ત આદરણીય છે. ગીતાનો અનેક ભાષાઓમાં અનુવાદ થયો છે. આના ઉપર અનેક ભાષ્યો રચાયાં છે, જગતના મ્હોટા મ્હોટા પંડિતો આજે પણ આની પૂજા કરે છે. જો તેમાં ગુણ ન હોત તો તેનો આટલો આદર કદી પણ થતો નહિ. વળીઃ—

**संसारसागरं घोरं तर्तुमिच्छति यो नरः ।**
**गीतानावं समासाद्य पारं याति सुखेन सः ॥**

૪ ગીતા બ્રહ્મવિદ્યા છે. જે વિદ્યાના પ્રકાશથી આપણા સ્વરૂપનો અનુભવ થાય છે તેનુંજ નામ બ્રહ્મવિદ્યા છે. જેઓ અવિદ્યાને આધીન છે તેઓ પ્રવૃત્તિમાર્ગમાં પ્રેમ રાખે છે. અને જેઓ વિદ્યાને આધીન છે—તેઓ—

**निवृत्तिमार्गनिरता, वेदान्तार्थविचारकाः ।**
**तद्भक्तिनिरता ये च ते वै विद्यामयाः स्मृताः ॥**

જેઓ વેદાન્તના અર્થને વિચારનારા છે; જેઓ ભગવાનના ભક્ત છે, તેઓજ નિવૃત્તિ માર્ગમાં પ્રેમવાળા છે. તેઓજ વિદ્યાને પ્રાપ્ત કરવા સમર્થ છે. પરમાનંદમાં નિત્યસ્થિતિ, કેવળ બ્રહ્મવિદ્યા જ આપી શકે છે. આ પરમાનંદ રૂપમાં નિત્યસ્થિતિ એનુંજ નામ કૈવલ્ય મુક્તિ છે. બ્રહ્મ-વિદ્યાનું બીજું નામ ઉપનિષદ્ વિદ્યા છે. મુમુક્ષુઓને મુક્તિ આપવા માટે કેવળ ઉપનિષદ્જ સમર્થ છે.

**मांडुक्यमेकमेवालं मुमुक्षुणां विमुक्तये ।**
**तथाप्यसिद्धं चेज्ज्ञानं दशोपनिषदं पठ ॥**

ગીતા સર્વ ઉપનિષદ્ના સાર રૂપે છે.

**सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ।**
**पार्थो वत्सः सुधिर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥**

૫ ગીતા એ ઉપનિષદ્ કેમ છે? ઉપનિષદ્નો અર્થ સમીપસદન એવો થાય છે. ( **उप** × **नि** × **सद्** × **क्विप्** ) ઉપ એટલે સમીપ અને **નિ** એટલે નિશ્ચયરૂપે અને સદ્ એટલે અવસ્થાન—નિશ્ચયરૂપે સમીપમાં અવસ્થાન, આજ ઉપનિષદ્નો ધાતુગત અર્થ છે. જે વિદ્યા "તે અતિ સમીપમાં અવસ્થાન કરે છે." આ નિશ્ચયરૂપે અનુભવ કરાવી દે છે, તેજ ઉપનિષદ્ વિદ્યા છે, તેજ બ્રહ્મવિદ્યા છે.

કોણ સમીપમાં અવસ્થાન કરે છે? જેઓ સર્વ પ્રકારે વિષાદની આત્યંતિક નિત્યસ્વરૂપ, જેઓ ચિરસ્થાયી આનંદસ્વરૂપ, જેઓને જાણ-વાથી—દેખવાથી તેજ થઇ જાય છે, તેજ સચ્ચિદાનંદરૂપી, સૃષ્ટિ સ્થિતિ

પ્રલયકર્તાના જ સમીપમાં છે. તેઓજ પરમેશ્વર છે, તેઓજ ભગવાન્ છે અને તેઓજ પરમાત્મા છે. ગીતા આજ આત્મજ્ઞાનનું દાન કરે છે, તેથી તેને બ્રહ્મવિદ્યા કહેવામાં આવે છે. તેને ઉપનિષદ્ કહેવામાં આવે છે.

આ જ બ્રહ્મવિદ્યા છે, આ જ ઉપનિષદ્ છે આ જ યોગશાસ્ત્રને લઇને શ્રીકૃષ્ણાર્જુનનો સંવાદ છે. ગીતાનો લક્ષ્યસંકેત પણ કર્મસંકેત છે. આજ સંવાદનો પરિચય આપવામાં આવ્યો છે. ગીતાના સ્થાન, કાળ અને પાત્રના વિચારમાં શ્રીકૃષ્ણ અને અર્જુનના ચરિત્રના સંબંધમાં કેટલોક વિચાર કરવામાં આવ્યો છે.

---

## પ્રકરણ ૬ ઠું.



### શ્રીગીતાનો રક્ષામંત્ર.




ર્તવ્યવિમુખને કર્તવ્યપરાયણ કરવું એ જ શ્રીગીતાનો રક્ષામંત્ર છે. અમો આ પ્રબંધમાં તે સર્વ રક્ષામંત્રની કાર્યકારિતા દેખાડશું.

આપણી ઉદ્દેશ્યસિદ્ધિને માટે પ્રથમ રક્ષાના સંબંધમાં અત્યંત સંક્ષેપમાં આલોચના કરવાની જરૂર છે.

વ્યક્તિ, પરિવાર, સમાજ અને જાતિ—આ જ માનવજાતિનો સ્થૂલ વિભાગ છે. આ રક્ષા જ સૃષ્ટિરક્ષા છે. સમસ્ત સ્પષ્ટ વસ્તુની રક્ષાની વાતની અત્રે આલોચના કરવામાં આવતી નથી. મનુષ્ય રક્ષાની વાતની જ અમારે આલોચના કરવી છે.

૧ મનુષ્યની રક્ષા કરવી હોય તો મનુષ્યના કર્તવ્યનો નિશ્ચય કરવો આવશ્યક છે.

૨ કર્તવ્યમાં આવતાં અન્તરાયોને દૂર કરવાં આવશ્યક છે.

૩ કર્તવ્યવિમુખને કર્તવ્યપરાયણ કરવું આવશ્યક છે.

ઉપસ્થિત સમયમાં જેઓ સભ્ય જાતિ તરીકે પરિચિત છે, તેઓના કર્તવ્યનો નિશ્ચય કરવો અને કર્તવ્યના પરિપાલનમાં આવતાં અન્તરાયોને દૂર કરવા માટે જે આવશ્યક તેને લીધેજ વ્યસ્ત છે. શ્રી ગીતા કહે છે કે શ્રુતિ અને સ્મૃતિ દ્વારા કર્તવ્ય નિર્દ્ધારિત થયો છે. હવે કર્તવ્ય વિમુખને કયા ઉપાયથી કર્તવ્યપરાયણ કરવામાં આવે આ વાતનો ગીતા ઉપદેશ આપે છે.

આધુનિક સભ્ય જગત્ નિશ્ચય કરે છે કે શિક્ષા જ રક્ષાનો પ્રધાન ઉપાય છે. શિક્ષા વડે મનુષ્ય આત્માનો ઉદ્ધાર કરી શકે, ચિત્તને સ્વસ્થ રાખી શકે, વાણીનું મળ દૂર કરી શકે અને શરીરને વ્યાધિમુક્ત કરી શકે છે.

ઉપનિષદ્ વગેરે આત્માના ઉદ્ધારને માટે છે, યોગશાસ્ત્ર ચિત્તની શુદ્ધિને માટે છે, વ્યાકરણશાસ્ત્ર વાક્યના મળને દૂર કરવા માટે છે અને વૈદ્યકશાસ્ત્ર શરીરને વ્યાધિરહિત કરવાને માટે છે.

વ્યક્તિગત કર્તવ્યનો લક્ષ્ય કરો. પરિષદ્, સમાજ અને જાતિને આજ કર્તવ્યકાર્યમાં પરિણત કરવા સહાયતા કરો. અને કર્તવ્ય પાલનમાં અંતરાય કરનારાં પદાર્થોને દૂર કરવા ઉદ્યોગ કરો.

જાતિગત કર્તવ્ય પણ શિક્ષાના ઉપર નિર્ભર છે. પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે મનુષ્ય નીચેના વિષયોને શિખશે અને એક શ્રેણીના શિક્ષિત મનુષ્યો બીજી શ્રેણીના શિક્ષિત મનુષ્યોને સહાયરૂપ થશે. જેઓ અધિક શક્તિસંપન્ન છે, તેઓ સર્વ વિષયની શિક્ષા પ્રાપ્ત કરશે. જેઓ તેટલી શક્તિ વાળા નથી, તેઓ એક અથવા તેનાથી અધિક વિદ્યાને આવશ્યકતા પ્રમાણે પ્રાપ્ત કરશે.

તે વિષયો આ પ્રમાણે છે. ૧ બ્રહ્મવિદ્યા, ૨ યુદ્ધવિદ્યા, ૩ અર્થકરી વિદ્યા—કૃષિવિદ્યા, વાણિજ્યવિદ્યા, કલાવિદ્યા, શિલ્પકાર્ય વગેરે. ષડંગ વેદમાં સર્વ પ્રકારની વિદ્યાનો ઉપદેશ આપવામાં આવ્યો છે.

વર્તમાન સમયની શિક્ષાપ્રણાલી એક પ્રકારની છે અને પ્રાચીન પ્રણાલી બીજા પ્રકારની છે. ભેદ માત્ર એટલોજ છે કે આધુનિક સભ્ય

જગત્‌માં શિક્ષા વ્યાપારના સંબંધમાં વ્યક્તિ અને પરિવારગત સ્વાધીનતા છે. પ્રાચીન જગત્‌માં શિક્ષા વ્યાપારમાં સ્વાધીનતા રહેવા છતાં કર્મના સંબંધમાં તે પ્રમાણે સ્વાધીનતા નહોતી. વળી પણ જોવામાં આવે છે કે શું શિક્ષા, શું કર્મ આ સંબંધમાં ઉચ્ચ વર્ણને જેટલી સ્વાધીનતા હતી, તેટલી નીચેના વર્ણોમાં જોવામાં આવતી નહોતી.

ઉપસ્થિત સમયના શિક્ષામંદિરમાં કોઈ કોઈ વિષયમાં સર્વને પ્રવેશનો અધિકાર જોવામાં આવે છે. પાછા કેટલાક વિષયમાં સર્વને અધિકાર આપવામાં આવેલ નથી. સાધારણ વિષયમાં જેની જે ઈચ્છા તેજ પ્રમાણે તે શિક્ષા પ્રાપ્ત કરી શકે. જેની જેવી ઇચ્છા હોય તે તે પ્રમાણે કર્મ પણ કરી શકે. નવીન પ્રણાલીની શિક્ષાની એક દેશદર્શિતાને લીધે મનુષ્યની સર્વ પ્રકારે ઉન્નતિ થતી નથી. અમોએ સ્થૂલરૂપથી કેવળ મનુષ્યરક્ષાના પ્રથમ અને દ્વિતીય ઉપાયનો ઉલ્લેખ કર્યો. ઉપસ્થિત સમયના વિદ્વાનો મનુષ્યના કર્તવ્યનો નિર્ણય અને કર્તવ્યના અન્તરાયને દૂર કરવામાં નિયુક્ત રહો. અમો અત્રે કેવળ ગીતાના રક્ષામંત્રની આલોચના કરીએ છીએ, કારણ કે તેના પાલનનો સર્વ મનુષ્યને અધિકાર છે. પ્રથમ કહેવામાં આવ્યું છે, કર્તવ્ય કોઇપણ પ્રકારે નિશ્ચિત કેમ થાય નહિ, શ્રીગીતાએ આ સંબંધમાં ઉલ્લેખ કર્યો નથી. સ્વીકાર કરવામાં આવેલ છે કે જીવના કર્તવ્યનો નિર્ણય થયો છે, પણ કયા ઉપાયથી કર્તવ્યવિમુખને કર્તવ્ય પરાયણ કરવામાં આવે ? કર્તવ્યવિમુખને કર્તવ્યપરાયણ કરવો એ શિક્ષાનો સામાન્ય ઉદ્દેશ છે. શ્રીગીતામાં આ ઉદ્દેશને પૂર્ણ કરવા માટે કયા કયા મંત્રનો પ્રયોગ કરવામાં આવ્યો છે તે અમો દેખાડશું.

પ્રથમ તો એજ વાત છે કે મનુષ્ય કર્તવ્યવિમુખ કેમ થાય છે? જેઓ કોઇ પ્રકારે કર્મ કરવા ઇચ્છતા નથી, ગીતા તેઓને તમ:પ્રધાન પ્રકૃતિના મનુષ્ય કહે છે. તમ:પ્રકૃતિના દોષોના સંબંધમાં ગીતામાં અનેક સ્થળે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અને તેવા મનુષ્યોની ગતિ ક્યાં થાય છે તે પણ દેખાડેલ છે. ગીતામાં ગૌણરૂપથી તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ગીતામાં પ્રધાન વાત એજ છે કે જેઓ કર્મ કરવાને તૈયાર છે, જેઓ રજ:સત્ત્વ પ્રકૃતિના મનુષ્ય અથવા અથવા જેઓ રજ:પ્રવણ પ્રકૃતિના મનુષ્ય છે, તેઓ કયા કારણથી કર્તવ્યવિમુખ થાય છે, પ્રથમ આ જ વાતનો ઉલ્લેખ કરવામાં આવે છે.

ક્લેશ થાય છે, એમ સમજી મનુષ્ય કર્તવ્ય કરતો નથી. ક્લેશની અન્તિમ સીમા મૃત્યુ છે. કર્તવ્યના પાલન માટે પ્રાણ આપવા જોઇએ. મનુષ્ય પ્રાણના ઉપર અત્યંત પ્યાર કરે છે. અજ્ઞાનને વશ થઇ મનુષ્ય પ્રાણનું અનિષ્ટ થશે એમ વિચાર કરી વ્યર્થ ભયને પામે છે. આજ મનુષ્યના કર્તવ્યવિમુખ થવાનું કારણ છે. વળી એમ પણ જોવામાં આવે છે કે શોક મોહજ કર્તવ્યવિમુખતાનું કારણ છે.

જગતમાં શોકનો અભાવ નથી. આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક દુ:ખ એજ જગતનું સ્વરૂપ છે. અજ્ઞાન અને મોહથી આ ત્રણ પ્રકારના દુ:ખની ઉત્પત્તિ થાય છે.

ગીતાનો પ્રથમ મંત્ર—દુ:ખને અગ્રાહ્ય (ગ્રહણ ન કરતાં) શિખો. જેટલા જ્ઞાનની પ્રાપ્તિ થવાથી દુ:ખને નહિ ગણકારતાં કર્તવ્યપરાયણ થઇ શકાય, તેટલા જ્ઞાનને પ્રથમ પ્રાપ્ત કરો. સંપૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ માટે યત્ન કરવો જોઇએ; પણ જ્યાં સુધી તેમ કરી શકો નહિ, ત્યાં સુધી દુ:ખને સહન કરી, દુ:ખને નહિ ગણકારતાં પોતાના કર્તવ્યને માટે પ્રાણ પર્યન્ત અર્પણ કરવા પ્રયત્ન કરો. પ્રાણ પર્યન્ત અર્પણ કરો. આ જ ગીતાનો પ્રથમ ઉપદેશ છે. **तांस्तितिक्षस्व भारत**! આજ પ્રથમ ઉપદેશ છે.

દુ:ખ અથવા શોકની ઉપેક્ષા કરી કેવી રીતે મનુષ્ય જ્ઞાનના દ્વારા હમેશને માટે દુ:ખને દૂર કરી શકે—સર્વ પ્રકારે દુ:ખ રહિત થઇ કેવી રીત્યે મનુષ્ય પરમાનન્દમાં સ્થિતિ લાભ કરી શકે અને જગતમાં આ શિક્ષાનો પ્રચાર થવાથી કેવી રીત્યે મનુષ્યજાતિ પરમાનંદમાં સ્થિતિ લાભ કરી શકે, શ્રીગીતાના રક્ષામંત્રમાં આ જ વાતનો ઉપદેશ આપવામાં આવ્યો છે.

શોકનિવારણ—શોકની આત્યન્તિક નિવૃત્તિ આ જ ગીતાની મંત્રમાળાનો ઉદ્દેશ છે.

મંત્રમાં બીજ રહે છે, બીજમાં શક્તિ રહે છે, અને અવલંબન વિના શક્તિ રહિ શકતી નથી.

ગીતામંત્રમાળામાં પણ બીજમંત્ર રહેલું છે, બીજમંત્રમાં શક્તિ છે, અને શક્તિને એક અવલંબન છે,

**अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे।**

આ બીજ મંત્ર છે. અને બીજની શક્તિ આ છે.

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।**

અને આ શક્તિનું અવલંબન છે.

**अहं त्वं सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः।**

સર્વ દુઃખની નિવૃત્તિરૂપ પરમાન્દની પ્રાપ્તિ એજ મોક્ષ છે. જે દુઃખ છે તેજ તાપ દે છે. જે સ્થાને તાપ છે, તે સ્થાને પાપ છે. સર્વ પાપથી મુક્તિ એ જ મુક્તિ છે. આ પ્રકારની મુક્તિ;જ સર્વ પાપ અથવા સર્વ દુઃખ નિવૃત્તિરૂપ પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

હું તને સર્વ પાપથી મુક્ત કરી દઇશ, શોક કરતો નહિ. સર્વ પાપથી તને મુક્તિ આપનાર હું છું. પછી તું શોક શા માટે કરે છે? આ જ શક્તિનું અવલંબન અથવા કીલક છે.

હવે અહિં જુઓ. પ્રથમ ક્ષેત્રમાં બીજ વાવવું જોઇએ. તેમ કરવાથી બીજમાં જે શક્તિ છે તે કાર્ય કરે છે, ત્યારે આ શક્તિ પોતાનું અવલંબન દેખાડી દે છે. આ અવલંબન અથવા આશ્રયને જોવાથી જ મુક્તિ રૂપ ફળની પ્રાપ્તિ થાય છે.

ગીતા મંત્રમાળાનું બીજ હૃદયક્ષેત્રમાં વાવો. તમારા હૃદયમાં અનેક પ્રકારના શોક રહ્યા છે. આ સર્વ શોકની ઉત્પત્તિ અજ્ઞાનથી થાય છે.

અજ્ઞાન શું છે? અશોચ્ય એટલે નહિ શોક કરવા યોગ્ય મનુષ્યના સંબંધમાં શોક કરવો એ અજ્ઞાન છે. જેને માટે શોક થઇ શકતો નથી, તેને માટે જ જીવ સદૈવ શોક કરે છે.

શરીર નષ્ટ થશે, અને મૃત્યુ થશે, આજ મનુષ્યને પ્રધાન શોક છે. આ જ મનુષ્યનું પ્રધાન અજ્ઞાન છે. મનુષ્ય જ્યારે શોક કરે છે, ત્યારે જો તે વિચાર કરી શકે કે "હે સખે! તું નહિ શોક કરવા યોગ્યના સંબંધમાં શોક કરે છે. હૃદયક્ષેત્રમાં આ બીજ વાવવાથી મનુષ્ય જોઇ

શકશે કે તે શોક કરતાં અલગ પદાર્થ છે. ચેતનમાં શોક નથી. જડમાં પણ શોક નથી. ચેતન અને જડ જ્યારે સાથે મળે છે, ત્યારે એક બીજાને પરસ્પરમાં જે એક પ્રકારનો આરોપ અધ્યાસ થાય છે, તે જ આરોપહેતુ એક પ્રકારનો ચેતન જડાત્મક અહંભ્રમ ભાસે છે. તે ભ્રમ–અહંભ્રમ જ શોક કરે છે.

કહેવામાં આવ્યું છે કે નહિં શોક કરવા યોગ્ય વિષયમાં શોક કરવો ઉચિત નથી. આ બીજમાં "**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज**" રૂપ શક્તિ છે. સર્વ ધર્મ–એટલે સમસ્ત ધર્મ અને અધર્મ. ધર્માધર્મ પ્રકૃતિ. ચેતનમાં કોઈ ધર્મ નથી. સર્વ ધર્મનો ત્યાગ એટલે પ્રકૃતિથી પુરૂષને સ્વતંત્ર, તેનો અનુભવ કરી પ્રકૃતિના ધર્મમાં ઉદાસીનની પેઠે રહેવું. સર્વ ધર્મનો ત્યાગ કરવાથી તે જ એક માત્ર જે પુરૂષ અવશિષ્ટ રહે છે તેનું શરણ લેવું જોઇએ.

પ્રકૃતિથી પુરૂષને પૃથક્ જાણવા છતાં તે પુરૂષ પ્રથમ ખંડ ચૈતન્ય રૂપે અનુભૂત થાય છે. ખંડ ચૈતન્ય પોતે અખંડ ચૈતન્યનું શરણ લેવાથી સમજી શકે તેમ છે કે તેમાંજ સર્વ શક્તિ રહિ છે.

વળી શક્તિ એ શક્તિમાન શિવાય રહિ શકતી નથી. મ્હારા શરણાપન્ન થવાથી હું જ્યારે જીવને સર્વ પાપથી મુક્ત કરી આપું ત્યારેજ જીવ શોકના હાથથી પરિત્રાણ–રક્ષણને પામે છે. "**तरंति शोकमात्मवित्**" મ્હારી કૃપાથી આત્મસ્વરૂપનું દર્શન થવાથી શોક તાપ દૂર થાય છે.

ગીતાનો રક્ષામંત્ર આ છે.

**१ अशोच्यानन्व शोचस्त्वं इत्यादि.**

**२ सर्वधर्मान् परित्यज्य इत्यादि.**

**३ अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि इत्यादि.**

આ ત્રણ વિષયની સારી રીતે ધારણા કરવાથી તેમજ અધિક સમય પર્યન્ત હૃદયક્ષેત્રમાં આ ગીતા મંત્રમાળાનું બીજ, શક્તિ, અને કીલક ( ઘંટીના વચમાં રહેનાર લાકડાના ખીલડાનું અવલંબન )ના ધારણ

કરવાથી—સદૈવ તેઓના સંબંધમાં વિચાર કરવાથી મુક્તિના માર્ગમાં અગ્રસર થઈ શકાય છે, તેમાં અણુમાત્ર પણ સંદેહ નથી.

ભગવાન્ શંકરાચાર્યે બીજા અધ્યાયના ૧૧ મા શ્લોકથી ગીતા-ભાષ્યની રચના કરી છે, તેમાં જણાવ્યું છે કે "**अशोच्यानन्व शोचस्त्वं**" આ જ જીવના પ્રત્યે ભગવાનનો પ્રથમ ઉપદેશ છે. અને "**सर्व धर्मान् परित्यज्य**" આ ભગવાનનો અન્તિમ ઉપદેશ છે. આની અંદર જ સર્વ દુઃખ નિવૃત્તિના સર્વ ઉપાયો આવી ગયા છે.

તેની સાથે આત્માનું સ્વરૂપ પણ સદૈવ મનમાં રાખવું જોઇએ. અને આ વાત પણ મનમાં રાખવી જોઇએ કે જેઓ જીવ જીવમાં આત્મા, તેઓજ અવિજ્ઞાત સ્વરૂપ, નિત્ય, સર્વગત, સનાતન, અચલ, પરમાત્મા; વળી તેઓજ વિશ્વરૂપ અને તેઓજ માયામાનુષ અથવા માયામાનુષી છે. આત્મા કેવો છે?

**(१) नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।**
**(२) न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥**
**(३) अछेद्योयमदाह्योयमक्लेद्योऽशोष्य एव च ।**
**(४) नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥**
**(५) पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रसः ।**
**(६) नानाविधानि दिव्यानि नाना वर्णाकृतीनि च ॥**
**इत्यादि ॥**

આ સર્વ મંત્રોને અંગન્યાસ અને કરન્યાસ દ્વારા સર્વદા સર્વ અંગમાં ફેલાવી દો, સર્વ દુઃખની નિવૃત્તિરૂપ સર્વાનંદની પ્રાપ્તિ થશે. ગીતાના પાઠ ક્રમથી ગીતાપાઠના પૂર્વે આ અંગન્યાસાદિ કરવાની વિધિ આપવામાં આવી છે. અમો પણ કહિએ છિએ કે જે કરવું યોગ્ય છે, તે શાસ્ત્રવિધિ પ્રમાણે કરવું જોઇએ. હમેશાં ત્રણ વખતના નિત્ય કર્મના અંતમાં આત્મપરીક્ષા કરી જોવી યોગ્ય છે. મન કોઇને માટે કાંઈ શોક કરે છે કે નહિ? જો કરે છે એમ જોવામાં આવે તો મનને સ્મરણ કરાવી દેવું જોઇએ કે સામાન્ય શોકની તો વાત જ કરવી ન જોઇએ, પણ કોણ મર્યું છે, અથવા

મરે છે કે મરશે, તેને માટે પણ જ્યારે મનુષ્ય શોક કરે ત્યારે પણ શ્રી ભગવાન્ શું બોલે છે કે તમે જે શોકનો વિષય નથી, તેને માટે શોક કેમ કરો છો ?

શ્રીભગવાન્ કર્મના અંતમાં જીવને આત્મચિન્તન કરવાની આજ્ઞા આપે છે. આત્માને માટે શોક હોઈ શકે નહિ આ ધારણા કરવી હોય તો આત્માના સંબંધમાં શ્રવણ મનન વગેરે કરવાની આવશ્યકતા છે. આત્માને જન્મ મૃત્યુ નથી. તે આત્માને રોગ, શોક નથી. આત્મા અગ્નિમાં દગ્ધ કરી શકાતો નથી, વાયુમાં પણ સુકાઇ શકતો નથી. આત્માને આહાર નિદ્રા પણ નથી, વળી આત્માને જાગૃતાવસ્થા શું છે? સ્વપ્ન સુષુપ્તિ પણ શું છે? આ સર્વનો જેઓ સાધન દ્વારા સત્ય રૂપે અનુભવ કરી શકે છે તેઓજ શ્રુતિના “**तरति शोकं आत्मवित्**” આ ઉપદેશના અર્થને સમજી શકે છે. અને તેઓજ શ્રીગીતાના રક્ષામંત્રનો જપ કરી મૃત્યુ સંસાર સાગરથી પોતાનો ઉદ્ધાર કરી શકે છે.

---

## પ્રકરણ ૭ મું.

### ગીતાનો લક્ષ્ય સંકેત.



ગતનો અભ્યુદય અને જીવનું નિઃશ્રેયસ[1] એજ ગીતાનો લક્ષ્ય છે. અભ્યુદય અને નિઃશ્રેયસ એ બન્ને શાસ્ત્રીય વાક્ય છે. અભ્યુદય એટલે વાસ્તવિક આનંદ તરફ જગતની ઉન્નતિ અને નિઃશ્રેયસ એટલે પરમાનંદમાં નિત્યસ્થિતિ અથવા મુક્તિ. જીવ એક તરફ જગત્ ચક્રને આનંદના માર્ગમાં ચલાવશે, તેની સાથે સાથે પોતે પણ પરમાનંદમાં સ્થિતિ મેળવશે. આજ ગીતાનો લક્ષ્ય છે.

મહાપુરૂષનું લક્ષ્ય સર્વદા જ્વલંતરૂપે તેમના નેત્ર સન્મુખ નાચે

---

૧ **निःश्रेयसम्–आत्यन्तिकी दुःखनिवृत्तिः** શંકર મિશ્રકૃત વૈશેષિક સૂત્રોપસ્કર ૧–૧–૨.

છે. લક્ષ્યજ તેનું સર્વદા આકર્ષણ કરે છે. મનુષ્યજાતિના દુઃખનું નિવારણ એજ જેમનો લક્ષ્ય છે, તેઓ સંસારના ક્ષુદ્ર મમત્વમાં આસક્ત થઈ શકતા નથી. હૃદય એ અંધ છે અને બુદ્ધિ એ પથપ્રદર્શિકા છે. જો મહાપુરૂષ ક્યારેક પોતાની સતી સ્ત્રીની યાતના અથવા તરતના જન્મેલા બાળકના ભવિષ્યના દુઃખનો વિચાર કરી કાતર બને અને કાતર થઈ પોતાના ક્ષુદ્ર સંસારની ક્ષુદ્ર માયાથી જો કદી જગતના દુઃખને દૂર કરવાનો સંકલ્પ સ્થિર કરે તો સમસ્ત પ્રકૃતિ તેને ઉત્તેજીત કરે છે. આકાશમાં નક્ષત્ર ઇસારો કરી તેને જગતના દુઃખ દેખાડી દે છે. તેનું ક્ષણિક અંધ હૃદય તરત નેત્રવાલી બુદ્ધિનો હાથ પકડે છે. તે તરત પોતાના ગંતવ્ય માર્ગમાં અગ્રસર થાય છે.

અભ્યુદય અને નિઃશ્રેયસનું એક સમયે આચરણ કરવાને માટે ગીતા ઉપદેશ આપે છે. નિષ્કામ કર્મ એજ ગીતાના સાધન માર્ગનું વિશેષપણું છે. આ વાત અન્ય સ્થાનમાં સારી રીતે સમજાવવામાં આવેલ છે. અહિં એટલુંજ કહિ દેવું બસ છે કે નિષ્કામ કર્મનો કર્મભાગ જગતના અભ્યુદયને માટે અને નિષ્કામભાવ જીવના નિઃશ્રયસ–મોક્ષને માટે છે. કર્મ વિના જગતની આ ઉન્નતિ અસંભવિત છે. કામનાના ત્યાગ વિના જીવને પરમાનંદમાં સ્થિતિ મેળવવી સર્વથા અશક્ય છે.

यदि वर्षसहस्राणि तपश्चरसि दारुणम् ।
नान्यः कश्चिदुपायोऽस्ति सङ्कल्पोपशमादृते ॥
निःसङ्कल्पो यथाप्राप्त व्यवहारपरो भव ।
क्षये सङ्कल्पजालस्य जीवो ब्रह्मत्वमाप्नुयात् ॥

આ. ૨૮ ઉ.

આ પ્રબંધમાં જગતના અભ્યુદય અને મનુષ્યના નિઃશ્રેયસની આલોચના કરવાની છે. પ્રથમ જગતના અભ્યુદય એટલે જગતની ઉન્નતિના સંબંધમાં આલોચના–વિચાર કરશું.

જગતરૂપી ચક્રને ચલાવવાને માટે કર્મ કરવું જોઇએ. આજ જગતચક્રની વાત ગીતાના ત્રીજા અધ્યાયના ૧૪મા અને ૧૫મા શ્લોકમાં જોવામાં આવે છે. ત્યાર પછી કહેવામાં આવ્યું છે કે,—

**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।**
**अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥**

જે વ્યક્તિ મ્હારા પ્રવર્તાવેલા જગતચક્રના અનુવર્તી થતા નથી, અર્થાત્ જે વ્યક્તિ જગતચક્રને ચલાવવા માટે કર્માનુષ્ઠાન કરતા નથી તેઓનું આયુષ્ય પાપસ્વરૂપ છે. હે અર્જુન! આવી વ્યક્તિઓ ઇન્દ્રિયોના ઉપભોગમાંજ આરામ માને છે, તેથી તેઓનું જીવન વૃથા છે.

મનુષ્યની બુદ્ધિ અલ્પ છે. કયા કર્મથી જગત્નું ઇષ્ટ અથવા અનિષ્ટ થશે, કયા કર્મથી જગત્ના સર્વ જીવ સુખી થશે, સંકીર્ણ બુદ્ધિમાં આ વાતનો નિશ્ચય થઈ શકતો નથી, તેથી ભગવાને કર્મની સાથે જીવની સૃષ્ટિ કરી છે. દેવતાની સાથે મનુષ્યનો સંબંધ પણ છે. મનુષ્ય કર્મદ્વારા દેવતાઓને સંવર્દ્ધિત કરે છે અને દેવતાઓ વૃષ્ટિ વગેરેથી અન્ન ઉત્પન્ન કરી મનુષ્યને વર્દ્ધિત કરે છે. આ પ્રમાણે દેવતા અને મનુષ્ય પરસ્પર સંવર્દ્ધિત થઇ પરમશ્રેયને પ્રાપ્ત કરશે.

**देवान् भावयतानेन ते देवा भावयन्तु वः ।**
**परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥**

પણ જગત્ની ઉન્નતિ કયાં સુધી સંભવિત છે? સમસ્ત જગત્ના દુ:ખની નિવૃત્તિ અને સર્વ પ્રાણીને પરમાનંદની પ્રાપ્તિ આ પ્રકૃતિ વિરૂદ્ધ છે. આ વાત કદી પણ થઇ નથી, તેમ થઇ શકે પણ નહિ. આ જગત્ કોઈ પણ સમયે દુ:ખરહિત થયું હતું આ વાત કોઇ જાતિના ઇતિહાસમાં જોવામાં આવતી નથી. પ્રારંભ કાળથી અનેક જ્ઞાનીઓ જગત્ને ઉપદેશ આપતા આવ્યા છે; પણ સર્વ પ્રાણીના દુ:ખની નિવૃત્તિ કદી પણ થઈ છે? ભગવાન્ અવતાર ગ્રહણ કરે છે, પરંતુ સર્વ પ્રાણીઓને તેઓ સાધુ બનાવી જતા નથી. તેઓ માત્ર સાધુઓના વિઘ્નોનો નાશ કરે છે, સાધુ પુરૂષોને આપત્તિ રહિત કરે છે, પણ અસાધુ જગત્માં જરૂર રહિ જાય છે. સત્યયુગમાં પણ અસુરો હતા, સ્વર્ગમાં પણ દૈત્યો છે, રામ રાજ્યમાં પણ રાક્ષસો હતા, યુધિષ્ઠિરને પણ ભ્રાતૃવિરોધના કાર્યમાં ફસવું પડયું હતું, હવે કલિયુગની તો વાતજ શું કહેવી? જ્યાં સુધી જગત્ રહેશે, ત્યાં સુધી પાપ અને પુણ્ય બન્ને રહેશે. ધર્મ અને અધર્મ ઉભય ચાલશે.

જગતના પૂર્ણ સુખની અવસ્થા ત્યારે સમજવી કે જ્યારે તત્વજ્ઞાની, સર્વભૂતહિતૈષી, હિંસા, લોભ, પરિશૂન્ય વ્યક્તિઓના ઉપદેશ પ્રમાણે મનુષ્યો વર્તન કરતા હોય, જ્યારે અજ્ઞાની, પ્રાણીઓને પીડા આપનાર, હિંસાલોભયુક્ત, પોતાને સર્વ શ્રેષ્ટ તરીકે બતાવનાર રાજાઓ, ધર્મરક્ષકો કે સમાજસંસ્કારકો મનુષ્યજાતિનું શાસન કરવા માટે નિયુક્ત થયેલા હોય, ત્યારે જગતની દુઃખીતાવસ્થા સમજવી. જગતની સુખની અવસ્થા ત્યારે સમજવી, જ્યારે પુણ્યના ભયથી પાપ અંધકારમાં રહે, જ્ઞાનીના ભયથી અજ્ઞાનનું દમન થતું હોય, જ્યારે સદાચારની પ્રબળતાથી કદાચાર પ્રભુત્વ કરી શકતું ના હોય, જ્યારે ધર્મના પ્રતાપથી ધર્મના આડંબરીઓ સંતાતા ફરતા હોય, જ્યારે સતીના તેજથી અસતી દુષ્કર્મ કરી શકે નહિ, જ્યારે સત્યના દૃષ્ટાન્તથી અસત્ય પોતાનો માર્ગ ત્યાગ કરવા તત્પર થાય; પરંતુ જ્યારે રાજા, ધર્મરક્ષક કે સમાજરક્ષક અદૂરદર્શી, આત્મસુખાન્વેષી, આત્મપ્રશંસા કરાવવા આતુર, પોતાની પ્રધાનતા સ્થાપન કરવા કટિબદ્ધ થાય છે, જ્યારે અહંકારી અને અત્યાચારી થાય છે, જ્યારે તેઓના કુકાર્યના ઉદાહરણથી દુષ્ટ લોકોનું સાહસ વધે છે, ધર્મભીરૂ મનુષ્યોની સગવડોનો નાશ થાય છે, કપટ વ્યવહાર શિવાય સંસાર ચાલતો નથી, સરલ વ્યવહારથી જીવિકાનો નિર્વાહ થતો નથી, જ્યારે અસાધુ, કપટી અને ધૂર્તોની સંખ્યા વધે છે, સાધુ અને સરલ વ્યક્તિઓ પગલે પગલે પીડા પામે છે, એક વાતે જ્યારે ધર્મની ગ્લાનિ અને અધર્મનો અભ્યુત્થાન થાય છે, ત્યારે જેઓ સાધુના સાધુ રક્ષકના રક્ષક, તેઓ પોતાનો પ્રકાશ દેખાડે છે.—ત્યારે ભગવાન્ અવતાર ધારણ કરે છે. ભગવાન્ ધર્મના વિઘ્નોને દૂર કરે છે. સાધુ હૃદયમાં સનાતનધર્મ ઉજ્વલ કૌસ્તુભમણી પ્રમાણે પ્રકાશિત થઈ રહે છે. તે કૌસ્તુભના પ્રકાશથી અન્ધકાર દૂર થાય છે, અત્યાચાર અંતર્હિત થાય છે, આ જ જગતની રક્ષા છે, આ જ જગતનો અભ્યુદય છે. જ્યારે અધિક મનુષ્યો અધર્મથી નિવૃત્ત થાય છે, જ્યારે અધિક મનુષ્યો નિષ્કામ કર્મમાં પ્રવૃત્ત થાય છે, ત્યારે જ જગત્ વાસ્તવિક સુખી થાય છે. આ શિવાય જગત્માં અધિક સુખનો માર્ગ નથી.

પણ મનુષ્યનું નિઃશ્રેયસ? મનુષ્ય પુરૂષપ્રયત્ન સાથે યત્ન કરવાથી સીમાશૂન્ય આનન્દ પ્રાપ્ત કરી શકે છે, સચ્ચિદાનંદ પરબ્રહ્મમાં સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે. મનુષ્ય જીવન્મુક્તિનો અધિકારી છે. મનુષ્યને

સ્વાધિનતા છે. જે યત્ન કરશે તેજ પરમાનન્દને પ્રાપ્ત કરી શકશે. આ આનંદ જ સર્વ વસ્તુનું જીવન છે. આનંદના અભાવથી જ જીવને વિકૃતિ પ્રાપ્ત થાય છે. આનંદનો અભાવ થવાથી કોઇને પણ સ્વાભાવિક પરિપુષ્ટિ થઇ શકતી નથી. જીવ ક્રમશઃ શુષ્ક અને વિકૃત બની પ્રાણ ત્યાગ કરે છે. જીવનું પ્રયોજન એક માત્ર આનંદ છે.' આનંદમાં ચિરસ્થિતિનું નામ મુક્તિ છે. આનુંજ નામ સર્વદુઃખ નિવૃત્તિ છે. ગીતાના પ્રારંભમાં વિષાદયોગ, અંતમાં મુક્તિયોગ અથવા સન્યાસયોગ છે. ઉન્નતિના તારતમ્ય પ્રમાણે ઊંચનીચ શ્રેણીના આનંદની પ્રાપ્તિમાં જીવની રૂચિ જોવામાં આવે છે. સર્વથી ઉન્નત જીવનું લક્ષ્ય પરમાનંદ પ્રાપ્તિ તરફ હોય છે અને અન્ય જીવ ક્ષણિક સુખને માટે પ્રયત્ન કરે છે.

વ્યવહારિક જગતનો આનંદ અસ્થાયી છે. વ્યવહારિક જગતનો આનંદ ઇન્દ્રિયો દ્વારા ભોગવાય છે. પ્રબળ ઇન્દ્રિય સુખમાં એક પ્રકારના સુખનો મોહ આવે છે. તેજ સુખની અવસ્થામાં જીવનું જ્ઞાન પણ ઢંકાઈ જાય છે. ઉત્કટ સુખમાં જીવ મોહિત થાય છે, પણ બ્રહ્માનંદ ભોગને માટે કોઇ ઇન્દ્રિય નથી. સર્વ ઇન્દ્રિયો સુપ્ત થવાથી જ્ઞાન સહિત આ આનંદ રાજ્યમાં ઉપનીત થઇ શકાય છે. ધર્મજગત્ આ આનંદ સમાચાર આપે છે. ગીતા જીવને આ આનંદ ધામમાં લઈ જાય છે.

નિત્ય આનંદમાં જીવની સ્થિતિ સંભવ છે કે અસંભવ આ વાતનો અહિં વિચાર કરવાની આવશ્યક્તા નથી. વેદમાં બ્રહ્મને સચ્ચિદાનંદ કહેવામાં આવેલ છે. તેઓ નિત્ય, તેઓ જ્ઞાન અને તેઓજ આનંદ છે. જે નિત્ય, જ્ઞાન અને આનંદ છે, તેજ બ્રહ્મ છે. શુદ્ધ આનંદજ નિત્ય છે. અન્ય કાંઇ નિત્ય નથી એમ નથી, જ્ઞાન પણ નિત્ય છે. જ્ઞાન અને આનંદ સદૈવને માટે સાથે મળેલાં છે. જીવ આ નિત્ય આનંદને પ્રાપ્ત થવાથી જ જરામરણનું અતિક્રમણ–ઉલ્લંઘન કરી શકે છે.

કોઇ કહે છે–કર્મમાં જ આનંદ છે, કોઇ કહે છે યોગમાં જ આનંદ છે, કોઇ કહે છે ભક્તિમાં જ આનંદ છે, અને કોઈ કહે છે કે જ્ઞાનમાં જ આનંદ છે. સર્વશાસ્ત્રમયી ગીતા કહે છે કર્મ, યોગ, ભક્તિ અને જ્ઞાન આ એક બીજાથી ઉપર એમ આનંદના ક્રમ છે. ગીતાના મત પ્રમાણે જેઓ કર્મયોગી છે, તેઓજ આરૂરૂક્ષ, તેઓને માટે કર્મની વ્યવસ્થા કરવામાં આવી છે. તપ, સ્વાધ્યાય, અને ઇશ્વર પ્રણિધાન

આ સર્વ વૈદિક કર્મ છે. તે શિવાય લૌકિક કર્મ પણ છે. જેમ આહાર ભક્ષણ વગેરે કામનાનો પરિત્યાગ કરી જેઓ કર્મ કરે છે, જેઓ સુખ દુઃખ, જય પરાજય, લાભ અલાભનો વિચાર નહિં કરતા ભગવદ્‌ની આજ્ઞા સમજી કર્તવ્ય કરે છે, જેઓ નિષ્કામ બની કર્મ કરે છે, તેઓના પ્રાણ સંસારથી નિષ્કાન્ત થઈ આ કાળમાં જ બ્રહ્મતત્વમાં લીન થાય છે. શ્રુતિ કહે છે.—

**"अथाह कामयमानो योऽकामो निष्कामो,**
**न तस्य प्राणा उत्क्रामन्तीहैव समवलीयन्ते"**

જેઓ ક્રમથી થનારી સિદ્ધિને પ્રાપ્ત કરે છે, જેઓનું કોઇ કર્મ પોતાને માટે કરવામાં આવતું નથી, સર્વ કર્મ ઇશ્વરને પ્રસન્ન કરવાને માટે કરવામાં આવે છે, શ્રુતિએ તેની ગતિને નિર્દ્ધારિત કરેલ છે. આનાથી ઠીક ઉપરની જે અવસ્થા છે તેનું નામ યોગારૂઢ અવસ્થા છે. આ અવસ્થામાં એકાંતમાં જઈ મનની નિવૃત્તિ કરવી જોઇએ. શ્રમ અને અભ્યાસ દ્વારા આત્મસંસ્થ થવું જોઇએ. તૃતીય અને ચતુર્થ અવસ્થામાં ભક્તિ-યોગ અને જ્ઞાનયોગ છે.

આ સર્વ સાધનમાં આનંદ છે, એ વાત ખરી પણ પૂર્ણ જ્ઞાનના શિવાય પૂર્ણ પ્રેમની સંભાવના નથી. મહાદેવ, વશિષ્ઠ, નારદ વગેરે પૂર્ણ જ્ઞાની અને પૂર્ણપ્રેમી છે, પ્રેમનો આરંભ વિશ્વાસથી થાય છે અને સમાપ્તિ જ્ઞાનથી થાય છે. પરમેશ્વર જ પરમ પ્રેમસ્વરૂપ, અને પરમ જ્ઞાન સ્વરૂપ છે. ગીતા જ્ઞાનપ્રાપ્તિના ક્રમને દેખાડે છે. વિશ્વાસીનું પ્રથમ કાર્ય નિષ્કામ કર્મ અને ઉપાસના છે, બીજું કર્મ આત્મસંસ્થ યોગાનંદ, ત્રીજું કર્મ ભજનાનંદ અને સર્વના અંતમાં જ્ઞાન છે. જ્ઞાનથીજ સ્વસ્વરૂપમાં સ્થિતિ થાય છે. નિષ્કામ કર્મ અથવા ઉપાસના, યોગ, ભક્તિ અને જ્ઞાન આ જ ગીતાનો માર્ગ છે. વેદમાં જેમ કર્મકાંડ, ભક્તિકાંડ અને જ્ઞાનકાંડ છે, ગીતામાં પણ તેમ જ છે. ત્રણ કાંડના ભેદમાં કેવળ "**तत्वमसि**" ની વ્યાખ્યા છે.

**यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।**

જેની પ્રાપ્તિ થવાથી સર્વ પ્રાપ્તિ થાય છે, અન્ય લાભની ઇચ્છા

થતી નથી, ગીતા કહે છે મનુષ્યે આ જ અવસ્થાની પ્રાપ્તિ કરવી જોઇએ. આને માટે જ મનુષ્યનો જન્મ છે, પણ તેનો આરંભ કર્મથી કરવો જોઇએ.

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥

સૃષ્ટિના પ્રારંભમાં બ્રહ્માએ યજ્ઞની સાથે પ્રજા ઉત્પન્ન કરીને કહ્યું કે આ કર્મદ્વારા તમો કર્મોન્નતિને પ્રાપ્ત કરશો. આ તમારે માટે ઇચ્છિત ભોગને આપનાર થાઓ. અમો હવે કર્મસંકેતમાં કર્મસંકેતને ક્રમ પ્રમાણે દેખાડશું.

નિષ્કામ કર્મ, યોગ, ભક્તિ અને જ્ઞાન એ મનુષ્યને સીમાશૂન્ય સુખની અવસ્થા આપે છે. “આ જ અવસ્થાને પ્રાપ્ત થશું” એવી આશાથી વિશ્વાસીનું ચિત્ત લુબ્ધ થાય છે. આજ નિત્ય આનંદધામમાં ગમન કરવાથી શરીર ઠંડી અને ગરમીમાં પીડિત થતું નથી, પ્રાણ ભૂખ અને તરસથી વ્યાકુલ થતાં નથી, મન સુખ દુઃખમાં, લાભાલાભમાં, જયપરાજયમાં, માનાપમાનમાં, કાંઇપણ ચંચલ બનતું નથી. આ અવસ્થામાં બુદ્ધિ અજ્ઞાનના હાથમાં વિડંબિત થતી નથી. વિચારથી ઉજ્વલ થયેલી બુદ્ધિ આત્મા અને અનાત્માની પૃથક્તાને સમજી શકે છે, કાર્ય અને અકાર્યને જોઈ શકે છે, નશ્વર વિષયનો ત્યાગ કરી અકાર્યને જોઇ શકે છે, નશ્વર વિષયનો ત્યાગ કરી સર્વદા તેજ નિત્ય જ્ઞાન અને નિત્ય આનંદ સાગરમાં નિમગ્ન થવામાં પ્રેમ કરે છે, સર્વદા સર્વ દેશમાં સર્વ વસ્તુમાં કોઇનો પણ પ્રકાશ જોઈ શકે છે. સર્વ વ્યાપારમાં કોઇની પણ રમતને જોઇ શકે છે. જડપ્રકૃતિ અથવા માનવપ્રકૃતિ સર્વત્ર જોઇ શકાય છે, તેની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયને કરી શકે છે. આ જ અવસ્થામાં હૃદય સાત્ત્વિક ભાવથી પૂર્ણ થઇ શકે છે. ક્રમશઃ જગત્ આનંદમય થઈ જાય છે. આ સીમાશૂન્ય અત્યંત આનંદની પ્રાપ્તિ એ જ ગીતાનો લક્ષ્ય છે.

ગીતા ત્રણ ષટ્કમાં વિભક્ત છે. આ ત્રણ ષટ્કમાં અમો આત્મસંસ્થયોગી, ભગવન્નામરૂપ ભાવાનુરાગી ભક્ત અને ભગવત્તત્વજ્ઞ જ્ઞાનીના સાધન અને તેમની પ્રતિમૂર્તિ જોઇ શકીએ છીએ. પ્રથમના છ અધ્યાયમાં રહેલી પ્રજ્ઞની પ્રતિકૃતિ, મધ્યના છ અધ્યાયમાં ભકતની સહાસ્યમૂર્તિ અને અંતના છ અધ્યાયમાં પરમજ્ઞાનીની શાન્તમૂર્તિ, ગીતાના લક્ષ્યને સારી રીતે સ્પષ્ટ કરે છે.

જે શ્લોકોમાં યોગી, ભક્ત, અને જ્ઞાનીની અવસ્થા પ્રકાશિત છે, તેનો નિત્ય પાઠ કરવો જોઇએ. લક્ષ્ય સ્થિર રહેવાથી જ કર્મોધમ શિથિલ થતો નથી. અમોએ પૂર્વોક્ત અવસ્થાજ્ઞાપક કેટલાક શ્લોકો એકત્ર કર્યા છે. આ શ્લોકોને કંઠ કરવાથી ઘણો ઉપકાર થાય છે.

યોગી બે પ્રકારના છેઃ—વ્યુથિત યોગી અને સમાધિસ્થ યોગી. અહંકાર ઉત્પન્ન થવાથી જ સાધક ભ્રષ્ટ થઇ જાયછે. જો તમે યોગીપણાનું અભિમાન કરી શકતા હો તો નિત્ય વિચાર કરીને જો જો કે તમોને ગીતામાં કહેલા યોગીની અવસ્થા ક્યાં સુધી પ્રાપ્ત થઇછે. ગીતા કહે છે;—

प्रजहाति यदा कामान् सर्वान् पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥
दुःखेष्वनुद्विग्नमनः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥
यः सर्वत्रानभिस्नेहस्तुयत् प्राप्यशुभाशुभम् ।
नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥
विहाय कामान् यः सर्वान् पुमांश्चरति निस्पृहः ।
निर्ममो निरंहकारः स शान्तिमधिगच्छति ॥

આ પ્રકારે વ્યુતિથત યોગી પણ નિષ્કર્મા નથી.

यस्त्वात्मरतिरेवस्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च सन्तुष्टस्तस्य कार्यं न विद्यते ॥
तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तोह्याचरन् कर्म परमाप्नोति पुरुषः ॥

વળી કહે છે—

यस्य सर्वे समारंभाः कामसङ्कल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥
त्यक्त्वा कर्मफलासङ्गं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किञ्चित् करोति सः ॥

**निराशीर्यत चित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।**
**शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥**
**यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।**
**समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥**
**योगसन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।**
**आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय ॥**

તેથી જ કહેવામાં આવ્યું છે કે—જ્યારે સાંભળવામાં આવે કે આવા પ્રકારની અવસ્થા છે કે જે અવસ્થામાં મનુષ્ય પોતે પોતાનામાં સંતુષ્ટ રહે છે, દુઃખમાં ઉદ્વેગ નથી, સુખમાં સ્પૃહા નથી, જે અવસ્થામાં રાગ, ભય, ક્રોધ, કાંઈ પણ નથી. શુભ થાઓ અથવા અશુભ થાઓ, કોઇ પ્રકારે અસ્થિરતા થતી નથી. જે અવસ્થામાં ઇન્દ્રિયો સુખસ્વરૂપ ઇશ્વરમાં રમણ કરે છે અને રાગદ્વેષશૂન્ય આત્મ-વશીભૂત ઇન્દ્રિયો દ્વારા વિષય ભોગ થવા છતાં ક્યારે પણ અશાન્તિ થતી નથી. સર્વ કર્મ કરવા છતાં ઇશ્વરથી મન ક્ષણકાળને માટે પણ ખસી જતું નથી. જ્યારે સાંભળવામાં આવે કે;—

**"पश्यन् शृण्वन् स्पृशन्, जिघ्रन्नश्नन्, गच्छन्, स्वपन्, श्वसन्, प्रलपन्, विसृजन्, गृह्णन्नुन्मिषन्निमिषन्नपि। इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन्"**

સર્વ કાર્ય કરવા છતાં બ્રહ્મમાં અવસ્થિતિ થઇ શકે અને જે અવસ્થા પ્રાપ્ત કરવાથી મહાન્ દુઃખ પણ વિચલિત કરી શકે નહિ.

**यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।**
**यस्मिन् स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥**

ત્યારે એવો કોણ મનુષ્ય હશે કે આ અવસ્થાને પ્રાપ્ત કરવાની ઇચ્છા ન કરે? ગીતામાં આત્મસંસ્થને યોગી કહેવામાં આવેલ છે. આ જ યોગી, તપસ્વી કરતાં શ્રેષ્ઠ છે, પરોક્ષજ્ઞાની કરતાં શ્રેષ્ઠ અને કર્મી કરતાં ઉત્તમ છે. પણ આત્મસંસ્થ અવસ્થા જ્યાં સુધી દૃઢ ન થાય, ત્યાં સુધી

ચિત્ત સ્થિરરૂપે આત્મસ્થ રહેતું નથી. આત્મરસનો આસ્વાદ લીધા વિના ચિત્ત કદી પણ સ્થાયિભાવથી આત્મસંસ્થ થઇ શકતું નથી. તેથી યોગીએ પ્રથમ ભક્ત થવું જોઇએ.

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥

જે યોગી અનુરાગથી ઇશ્વરનું ભજન કરે છે, તે ભક્ત યોગી અન્ય સર્વ યોગીઓ કરતાં શ્રેષ્ટ છે.

સાતમા અધ્યાયથી બારમા અધ્યાય સુધી મધ્યનું ષટ્ક છે. આ મધ્ય ષટ્કમાં અમો ભક્તનું ચિત્ર જોઇએ છીએ. અહિં પણ જોઇએ છીએ—ભગવાન્ ઉપદેશ કરે છે કે કેવી રીતે ભક્ત થઇ શકાય? ભક્તિનું સાધન શું? અને ભક્તની અવસ્થા શું? અર્થાત્ પરોક્ષજ્ઞાનનું સાધન અને અપરોક્ષજ્ઞાનની અવસ્થાનું ભગવાન્ વર્ણન કરે છે. યોગ, ભક્તિ, અને જ્ઞાનના સંબંધમાં ગીતાએ પરોક્ષજ્ઞાનના સાધનનું અને અપરોક્ષજ્ઞાનની અવસ્થાનું લક્ષ્ય રાખ્યું છે. ભક્તની સહાસ્યમૂર્તિ દેખાડવાને માટે અમો ગીતામાંથી કેટલાક શ્લોક ઉદ્ધૃત કરીએ છીએ.

सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥
अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥

ભક્ત એ ભગવાનને અત્યંત પ્રિય છે. ભગવાન્ કહે છે કે—

सन्तुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥
यस्मान्नो द्विजते लोको लोकान्नो द्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥
अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।

सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ।
यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान् यः स मे प्रियः।
समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥
तुल्यनिन्दास्तुतिर्मौनी सन्तुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमति भक्तिमान् मे प्रियो नरः ॥

યોગી થાઓ અથવા ભક્ત થાઓ બન્નેને એક અવસ્થા પ્રાપ્ત કરવી જોઇશે. આત્મસંસ્થ યોગી પરિપકવાવસ્થામાં ભક્ત કહેવાય છે તે શિવાય ભગવદ્ ગીતા જ્ઞાનીની અવસ્થા કહે છે. આ ગુણાતીત અવસ્થા છે. ગીતા કહે છે;—

प्रकाशञ्च प्रवृत्तिञ्च मोहमेव च पाण्डव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥
उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येवं योऽवतिष्ठति नेङ्गते ॥
समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥
मांच योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान् समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥
ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥

ગીતાનો અન્તિમ લક્ષ્ય એ જ છે. આની સાથે સાથે ગીતા પરમ

જ્ઞાન અને પરાભક્તિની વાતનો ઉલ્લેખ કરે છે. નિષ્કર્મ સિદ્ધિના પછી પરમજ્ઞાન, પરમજ્ઞાન પછી બ્રહ્મમાં અવસ્થાન અને ત્યાર પછી પરાભક્તિ

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥**

આ જ પરાભક્તિ દ્વારા તત્વની સાથે ભગવાનને જાણી શકાય છે. આ જ તત્વજ્ઞાનમાં જીવ અને બ્રહ્મની એકતાનો અનુભવ થાય છે. આનું જ નામ જીવન્મુક્તિ છે. જીવન્મુક્તિ એ જ ગીતાનો લક્ષ્ય છે. વળી કહેવું જોઇએ કે અષ્ટાદશ અધ્યાયમાં સન્યાસ-મોક્ષયોગનું વર્ણન છે.

લક્ષ્યસંકેતના ઉપસંહારમાં અમો પ્રથમ લખેલા વિષયને ફરીને સન્મુખ રાખશું. ગીતા કેવા એક આનંદમાન્દરને દેખાડે છે. આ આનંદમંદિરની ચારે બાજુએ આનંદકુંજ છે. કુંજ કુંજમાં આનંદમય તરૂલતા કેવા એક આનંદના હિલોળાથી નૃત્ય કરે છે. આનંદ લતામાં આનંદકુસુમ, પ્રત્યેક આનંદકુસુમમાં આનંદમય ભ્રમર સદાનંદે ઉન્મત્ત થઇ આનંદમાં ભજન કરે છે. આ જ આનંદમંદિરમાં ઉપસ્થિત થવાથી મનુષ્ય રોગ, શોકના હાથથી અવ્યાહતિ-છૂટકારો મેળવે છે. રાગ દ્વેષથી મુક્ત થાય છે. શીતગ્રીષ્મ, સુખ દુઃખ, જયપરાજય, લાભાલાભ, ઉદરભરણ, પરિવારપોષણ, સમાજશાસન, રાજ્યપાલન, એમાંથી કોઇ પણ જીવને ચંચલ કરી શકતાં નથી. ગીતાનું લક્ષ્ય તેજ આનંદ ધામ છે. ત્યાં શરીર નિરોગી, મન રાગદ્વેષ રહિત, જીવ અજ્ઞાનશૂન્ય અવસ્થામાં સર્વદા વિહાર કરે છે. ત્યાં સંયોગ-વિયોગનો હર્ષ વિષાદ નથી, ત્યાં જન્મ મરણનો ભય નથી, ત્યાં આનંદનું ક્ષણિકપણું નથી-ત્યાં નિત્ય આનંદ વિરાજમાન છે. ગીતાનું લક્ષ્ય તે જ સ્થાન છે. ઋતુ પરિવર્તન, ચન્દ્ર સૂર્યનું ગમનાગમન, મહાભૂતોનું પરસ્પર આક્રમણ-જ્યાં કોઇ પ્રકારનું ચલાયમાનપણું નથી. જ્યાં પ્રકૃતિ પોતાના ગુણુથી કર્મ કરવા છતાં આત્માને કોઇ પ્રકારનું બંધન થતું નથી. આજ આનંદ મંદિરની સર્વ મનુષ્યોને પ્રાપ્તિ કરાવવી એ ગીતાનો પ્રધાન લક્ષ્ય છે. તમે પાપી હો, તાપી હો, દુરાચારી હો, ખરાબ કાર્ય કરનાર હો, ધાર્મિક હો, અથવા અધાર્મિક હો, પણ ગીતાના લક્ષ્યમાં લક્ષ સ્થાપન કરો. ગીતામાં કહેલા કર્મોનો અભ્યાસ કરો, તમારાં સર્વ અપરાધો ક્ષમા થશે; તમારા સર્વ ભય દૂર થશે. જો

**શરીર અને મન જીર્ણ હોય, જો અંતિમ સમય ઉપસ્થિત થયો હોય, તો પણ ગીતા તમોને નિરાશ કરતી નથી તે કહે છે;—**

**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।**

વળી કહે છે:—

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।**

ભગવાન્ કહે છે જો તમો સર્વ કરતાં અધિક પાપી હો તો પણ મ્હારે શરણે આવો. હું તમારો મૃત્યુસંસારસાગરથી ઉદ્ધાર કરી આપીશ. વળી ગીતા આશ્વાસન આપે છે કે જ્યારે સહુ કોઇ તમારો ત્યાગ કરશે, ત્યારે તે (ભગવાન્) તમારો ત્યાગ કરશે નહિ. જો શરીરનો ત્યાગ કરવો પડશે તો પણ તમે જોશો કે તે સુન્દર ભગવાન્ તમારો હાથ પકડીને પોતાના આનંદ ધામમાં–મુક્તિ મંડપમાં લઈ જાય છે. શું પછી તમોને મૃત્યુનો ભય રહિ શકે છે? તે મરવું તો સુખરૂપ છે કે જે મરણમાં તમારા ભગવાન્ તમારૂં જુનું શરીર છોડાવી નવીન દેહ ધારણ કરાવે છે. તમો જીર્ણ વસ્ત્રનો ત્યાગ કરી નવીન વસ્ત્ર અને નવીન અલંકાર ધારણ કરી નિરંતર તેમની સાથે રહેશો. પછી અજ્ઞાન તમારો સ્પર્શ કરી શકશે નહિ, કયારે પણ તમોને નિરાનંદ થશે નહિ, કદી પણ તમો અનિત્ય વિભિષિકાથી વ્યાકુલ નહિ થશો. ભગવાનના વચનમાં વિશ્વાસ રાખો. ભગવાનના વાક્યમાં વિશ્વાસવાળા થવા પૂર્વે પ્રથમ ભગવાન્ના થાઓ પછી તમો જોઈ શકશો કે ભગવાન્ હમેશને માટે તમારા થઇ રહ્યા છે.

ગીતા અત્યન્ત આશ્વાસન આપનારી છે. તમો આ વાતને તમારા અજ્ઞાનને લીધે જોઇ શકતા નથી. ભગવાન્ તમારા ઉપર કેટલો સ્નેહ કરે છે, ભગવાન્ના સ્નેહનો એકવાર અનુભવ કરો. તમો તેથી સ્વતઃ ભક્ત થઇ જશો, વળી પણ ધ્યાન આપો. ભગવાન્ શિવાય ભક્ત કોણ છે? કોઇ અપરાધ કરવાથી તે અપરાધી તમારા નેત્રને શૂળીના જેવો લાગે છે, તમો પોતાની પાસે તેના આવવાથી અત્યંત અપ્રસન્ન થાઓ છો અને ભગવાન્ તમો તેમની કેટલીય અભક્તિ કરોછો, કેટ-

લોય અવિશ્વાસ કરોછો; તેમના અસ્તિત્વ પર્યંતમાં તમો સંદેહ કરો છો, છતાં તેઓ એક ક્ષણકાળને માટે પણ તમારો ત્યાગ કરતા નથી. સર્વદા તેઓ તમારી સેવામાં-રક્ષામાં વ્યસ્ત છે, તમો આ વાતનો અનુભવ-વિચાર કરો, જેથી તમો તેમના ભક્ત થઇ જશો.

ક્યા કર્મ વડે ગીતામાં કહેલા આનંદની અવસ્થા પ્રાપ્ત કરી શકાય અમો આ સમયે તે વાતના એક અંશની આલોચના કરશું. કર્મસંકેતનો આરંભ કરવા પહેલાં એક બીજીવાત કહી રાખીએ. વર્તમાન સમયની સાથે પ્રાચીન સમયનું કાંઇક તારતમ્ય જોવામાં આવે છે. પ્રાચીન સમયમાં આત્મરક્ષા એજ જીવનનું પ્રધાન લક્ષ્ય હતું અને આત્મરક્ષાને માટે જ નિષ્કામ કર્મની વ્યવસ્થા સર્વથી પ્રથમ કરવામાં આવી છે, તેના દ્વારા જગતની રક્ષા થઈ શકે છે. વાસ્તવિકમાં જીવન્મુક્તિના શિવાય જગતની રક્ષા કરવાને કોઈ પણ સમર્થ નથી. વર્તમાન સમયમાં જગતની રક્ષા પ્રથમ કરવા તત્પર થવાય છે અને આત્મરક્ષાને ભૂલી જવાય છે. આત્મરક્ષા માટે જે કર્મો કરવાના છે, તે તરફ લોકોની દૃષ્ટિ પડતી નથી. આ કર્મ વિપર્યય-ઉલટી રીતિથી અધિક માણસો જગતને માટે કર્મ કરે છે, આ વાત ખરી છે પણ તેઓ આત્મરક્ષામાં અસમર્થ બની અસમયે પોતાના પ્રાણ વિસર્જન કરે છે અને સ્વલ્પ સમયમાંજ તેમને મળેલી શક્તિ જગતથી લુપ્ત થઈ જાય છે, જેથી જગતની સ્થાયી ઉન્નત્તિ થઇ શકતી નથી. જીવ ગીતાનો ઉપદેશ પ્રાપ્ત કરી આત્મરક્ષાની સાથે જગતની રક્ષાનું કર્મ કરે, નિષ્કામ કર્મનો અભ્યાસ કરે, તેના કર્મથી જગત્ અભ્યુદયના માર્ગમાં અગ્રસર થશે અને જીવ પોતે પણ કામના-શૂન્ય થશે, જેથી અનુક્રમે જીવન્મુક્તિ પ્રાપ્ત કરશે.

જગતની રક્ષા કરનાર અને મુક્તિના અભિલાષી આ બન્નેના સામાન્ય વિરોધની વાતનો પણ અત્રે ઉલ્લેખ કરવો યોગ્ય છે. કર્મ વીરો સાધકોને આળસી કહે છે. અને સાધકો કર્મવીરોને મૂઢ કહે છે. આ ઉભય પ્રકારના તિરસ્કાર કેટલાક અંશમાં સત્ય છે. કર્મવીર જો ઇશ્વરની પ્રસન્નતાને માટે કર્મ કરતો નથી, જો તે નિષ્કામભાવથી કર્મ કરી શકતો નથી, તો તે પોતાની રક્ષા કરી શક્યો નહિ, એજ તેની મૂર્ખતા છે. વળી સાધક જો ક્રમ પ્રમાણે સાધન ન કરે, પ્રથમ નિષ્કામ કર્મ અને ઉપાસના પછી યોગ ભક્તિ તેનું જો અનુષ્ઠાન ન કરે તો તે સિદ્ધિને

પ્રાપ્ત કરી શકતો નથી, પણ કર્મેન્દ્રિયનો રોધ કરી મનમનમાં જ્યારે ધારણા ધ્યાન કરવા જાય છે, ત્યારે તે પણ સંપન્ન થતું નથી, તેથી ધર્મ જીવનમાં તેને મિથ્યાચારીપણું પ્રાપ્ત થાય છે.

આત્મરક્ષા અને જગદ્રક્ષાને માટે ગીતાની આજ્ઞા સર્વે બુદ્ધિમાનોને ગ્રાહ્ય થશે. ગીતા કહે છે કે આત્મરક્ષાને માટે જે સર્વે કર્મોનો ક્રમ બતાવવામાં આવેલ છે. લૌકિક કર્મ અને વૈદિક કર્મની જે વાત કહેવામાં આવી છે. પ્રથમાવસ્થામાં આ લૌકિક અને વૈદિક કર્મ નિષ્કામભાવથી કરવામાં આવે તો સ્થૂલ રૂપે જગત્ રક્ષાનું કર્મ થાય છે. જ્ઞાન પ્રાપ્ત કરી જીવન્મુક્ત થઈને જીવદયા પ્રદર્શન કરવા માટે જે સમસ્ત કર્મ કરે છે, તેમાંજ યથાર્થ રૂપથી જગત્ રક્ષા થાય છે. ભગવાન્ ઉત્પન્ન થઇને પણ જગતની રક્ષા કરે છે. જનક વગેરે જીવન્મુક્ત ઋષિઓએ લોકસંગ્રહને માટે કર્મ કર્યા હતાં. શ્રીભગવાન્ કહે છેઃ—

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन् कर्तुमर्हसि ॥
यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो नरः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ।
न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किञ्चन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ।
यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥

ભગવાનને કાંઇ પણ કર્તવ્ય નથી, તો પણ તેઓ જે કર્મ કરે છે, તે કેવળ લોકશિક્ષાને માટે કરે છે. તેઓ કર્મ ન કરે તો તેમની પ્રજા તેમનું અનુકરણ કરે, જેથી તેઓ સંકરજાતિના ઉત્પન્નકર્તા ગણાય અને તેમ થવાથી જગતનું અત્યંત અનિષ્ટ થાય તેમજ તેઓ પોતેજ પોતાની પ્રજાના નાશ કર્તા કહેવાય આ કારણથીજ તેઓ કર્મ કરે છે.

જોવામાં આવ્યું છે કે આત્મરક્ષાના આરંભમાં પણ કર્મ એ કેવળ ચિત્તની શુદ્ધિને માટે કરવામાં આવતું અને જીવન્મુક્તિના પછી

પણ જે કરવામાં આવે છે તે લોકોને શિખાડવાને માટે કરવામાં આવે છે. ભગવાનનું અવતાર ધારણ કરી કર્મ કરવું અને જીવન્મુક્તનું કર્મ કરવું એ એકજ વાત છે, તેથી આત્મરક્ષાના કાર્યમાં જેઓ જોડાયલા છે, તેઓને પણ સાધનાવસ્થાના મધ્યભાગમાં કર્મ ન હોય તોપણ પ્રવૃત્ત અવસ્થામાં અને સિદ્ધાવસ્થા પછી કર્મ કરવાં જોઇએ. આ કર્મ દ્વારા જ યથાર્થ સમયે જગત્‌ની રક્ષા થઇ શકે છે. આ વાતને નહિ જાણતાં જેઓ યોગી, ભક્ત અથવા જ્ઞાનીને સ્વાર્થપરાયણ કહે છે, તેઓ કેવળ પોતાની મૂર્ખતાનો પરિચય આપે છે, તેમાં કાંઈ પણ સંદેહ નથી. તે સર્વ લોકોના વિચાર પ્રમાણે જગત્ રક્ષા માટે કર્મ કરવું એજ આત્માની વાસ્તવિક ઉન્નતિનું સૂચક છે, કારણ કે આત્મા જગત્‌ના અંદર છે, તેથી જગત્‌ની ઉન્નતિમાં જ આત્માની ઉન્નતિ રહેલી છે, પણ અમારૂં ધારવું છે કે આ વિચાર ભૂલ ભરેલો છે. આત્માની ઉન્નતિ મોક્ષ માર્ગથી અને જગત્‌ની ઉન્નતિ ધર્મ, અર્થ અને કામ આ ત્રિવર્ગથી છે. જેઓ તત્વજ્ઞ છે, તેઓ આ વાતને સારી રીતે જાણે છે કે જે કર્મ કરવાથી જગત્‌ની વાસ્તવિક ઉન્નતિ થાય છે, તે કર્મથીજ જો કર્મ કરનાર જરા આધિ, વ્યાધિ, અને મૃત્યુથી રક્ષા ન મેળવી શકે અને બીજાઓની તેઓનાથી રક્ષા ન કરી શકે તો તે ક્ષણિક સુખના આયોજનને વાસ્તવિક ઉન્નતિ કહી શકાય નહિ. તત્વજ્ઞ પુરૂપ જાણે છે કે આત્મા જગત્‌માં સીમાબદ્ધ નથી, આત્માની અંદર જગત્ રહેલું છે. આ વિશ્વદર્પણમાં દેખાતી નગરીના સમાન છે. નિદ્રાવસ્થામાં આપણા મનની અંદર વિવિધ પ્રકારની સ્વપ્નમાં દેખાતી વસ્તુઓનો અનુભવ થતી વખતે જેમ મનમાં થાય છે કે આ સર્વ વસ્તુઓ બહાર વિદ્યમાન છે. તેમજ જગત્ આત્માની અંદર રહેવા છતાં જણાય છે કે આ બહાર રહેલ છે. આત્માની અંદરજ આ જગત્ રહ્યું છે, તેથી વાસ્તવિક આત્મરક્ષા જેઓ કરે છે, તેઓ યથાર્થ રૂપે જગત્‌રક્ષા પણ કરી શકે છે.

પ્રથમ કહેવામાં આવ્યું છે કે આત્મરક્ષાને માટે આત્મસંસ્થયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગની આવશ્યકતા છે. જગત્‌ની રક્ષા માટે ધર્મ, અર્થ અને કામની આવશ્યકતા છે, દરેક જીવને ધર્મ, અર્થ, કામ અને મોક્ષની ક્રમશઃ આવશ્યકતા છે.

આત્મરક્ષા દ્વારા કેવી રીતે દેહ અને જગત્‌ની રક્ષા થાય છે આ વાતને સામાન્ય માણસો સમજી શકતા નથી, તેથી તેઓ કેવળ

દેહ અને જગતરક્ષા માટે અર્થોપાર્જન અને અર્થરક્ષણમાં લાગ્યા રહે છે. અર્થરક્ષા, અર્થવૃદ્ધિ વડે ક્ષણિક સુખ, યશમાન વગેરેની પ્રાપ્તિ, ઉત્તરોત્તર પોતાના અધિકાર–સત્તાની વૃદ્ધિ, જગત્ ઉપર અધિકાર જમાવવાને માટે શારીરિક સામર્થ્યની વૃદ્ધિ, માનસિક ચાતુર્ય પ્રકાશ વળી ક્યાંક યશસાધ્ય ક્ષણિક પરોપકાર દ્વારા ચિત્ત વિનોદ આ સર્વ તેઓના વિચાર પ્રમાણે મનુષ્યનાં કર્તવ્ય છે.

પણ અર્થ અને કામના મૂળમાં જો ધર્મ ના હોય તો તેથી અનર્થજ ઉત્પન્ન થાય છે. જગતની રક્ષાને માટે જેમ અર્થની આવશ્યકતા છે, તેમ યુદ્ધ વગેરેની પણ આવશ્યક્તા છે. પછી યુદ્ધ વગેરેને માટે અસ્ત્રશાસ્ત્ર વગેરે વિદ્યાની શિક્ષા અને બુદ્ધિ કૌશલ્યમાં અસ્ત્રનો સંહાર પ્રયોગ પણ આવશ્યક છે. વળી અર્થપ્રાપ્તિ માટે વ્યાપાર, કૃષિ, પશુપાલન વગેરેની આવશ્યકતા છે.

પ્રથમ કહેવામાં આવ્યું છે કે આત્મરક્ષા અને જગતરક્ષા બન્નેની જીવને જરૂરત છે. અમો કર્મસંકેતમાં જગતરક્ષાના કર્મનો ઉલ્લેખ નહિ કરીશું, તેથી અહિ ત્રિવર્ગને માટે કર્મનું કથન કરશું.

કર્મના શિવાય જગત્ રક્ષા કે આત્મરક્ષા થઇ શકે નહિ, પણ મનુષ્યે કયું કર્મ કરવું જોઇએ? મનુષ્ય જે કર્મ કરવા સમર્થ છે, તેજ તેની ઉન્નતિનું મૂળ છે. સ્વભાવથી ઉત્પન્ન થનારાં કર્મને નિષ્કામ ભાવથી કરી શકાય તો મનુષ્યની વાસ્તવિક ઉન્નતિ થઇ શકે છે, પણ કોઇ એક કર્મ સર્વ મનુષ્યનું સ્વાભાવિક કર્મ થઇ શકે નહિ; કારણ કે જુદા જુદા માણસોના સ્વભાવ જુદા જુદા પ્રકારના છે. સ્વાભાવિક કર્મનો ભય ન કરતાં જો સર્વ મનુષ્યને માટે એક પ્રકારના કર્મની વિધિ કરવામાં આવે તો સમાજ અસ્વાભાવિક બની જાય. સ્વાભાવિક શક્તિમાં ભય ન કરતાં જો સર્વ મનુષ્યને માટે એક પ્રકારની ઇશ્વરારાધનાની વ્યવસ્થા કરવામાં આવે તો ધર્મ પણ અસ્વાભાવિક બની જાય, તેથી પ્રકૃતિની ભિન્નતા પ્રમાણે મનુષ્યોમાં ભેદ પાડવામાં આવ્યા છે. પ્રકૃતિના ગુણ પ્રમાણે મનુષ્યોના સ્વભાવજ કર્મના પણ વિભાગ થયા છે. આ ગુણ–કર્મ–જનિત વર્ણ વિભાગ સ્વાભાવિક છે.

વર્તમાન સમયમાં ક્યારે ક્યારેક શ્વેત અને કૃષ્ણ વર્ણનો વિચાર

કરી જાતિનું શ્રેષ્ઠપણું નીચપણું નિશ્ચિત થાય છે. શ્વેતજાતિ કૃષ્ણજાતિ કરતાં સર્વ પ્રકારે ઉત્કૃષ્ટ છે, આવો કેટલાક માણસોનો મત છે. આ મત ભૂલભરેલો છે, આ વાતને બીજા કેટલાક લોકો સિદ્ધ કરે છે. પ્રતિવાદ કરનારાઓ કહે છે કે જો આ વિચાર સત્ય હોય તો કોઇ કૃષ્ણ વર્ણ જાતિએ કોઇ શુકલ વર્ણ જાતિને પરાસ્ત કરેલ નથી, પણ ઇતિહાસ આ વાતની સાક્ષી આપે છે. આર્યજાતિના રામ કૃષ્ણાદિ અવતારો કૃષ્ણવર્ણના અને અર્જુન વગેરે રાજાઓ કૃષ્ણવર્ણના હતા. સ્વયં વ્યાસદેવજી એક કાજળના જેવા કૃષ્ણવર્ણના કાળા હતા.

જેઓ જાતિ અને વર્ણભેદને ઇશ્વરકૃત કહેતા નથી. "**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः**" આનો જેઓ જુઠો અર્થ કરે છે, તેઓના સ્વભાવજ કર્મનો નિશ્ચય કરો. કોઇ મનુષ્યનું સ્વાભાવિક કર્મ અધ્યયન, અધ્યાપનાદિ, કોઇ મનુષ્યનું સ્વભાવજ કર્મ યુદ્ધ વગેરે, કોઇનું સ્વભાવજ કર્મ અર્થોપાર્જન વગેરે અને કોઇનું સ્વાભાવિક કર્મ સેવા મનુષ્યનાં જે જે કર્મ સ્વભાવિક છે, તે તે કર્મને નિષ્કામ ભાવથી કરવાં જોઇએ. કોઇ પ્રકારે નિષ્કામ કર્મ નિષિદ્ધ કર્મ થઇ શકતાં નથી. સમસ્ત વિહિત કર્મ જ નિષ્કામભાવથી બની શકે છે. સ્વભાવજ વિહિત કર્મને નિષ્કામ ભાવે કરવાં આજ ગીતાનો પ્રથમ ઉપદેશ છે.

ગીતા કહે છે સ્વભાજ કર્મ દોષયુક્ત હોવા છતાં તેનો ત્યાગ કરી કોઇ કદી પણ અન્ય સ્વભાવનું નિર્દોષ કર્મ કરી શકે તેમ નથી. પોતાનાં સ્વાભાવિક કર્મનેજ નિષ્કામ રૂપથી કરવાને માટે વારંવાર પ્રયત્ન કરવો એજ વાસ્તવિક ઉન્નતિ છે. બીજી પ્રકૃતિના ઉત્કૃષ્ટ કર્મને જોઇને તેનું અનુકરણ કરવા પ્રયત્ન કરવો એજ પરધર્મ ગ્રહણ કરવું છે. પરધર્મના ગ્રહણ કરવાથી વાસ્તવિક ઉન્નતિ થતી નથી; કારણ કે અંદર સ્વભાવજ સંસ્કાર રહી જાય છે, સંસ્કાર પ્રબળ બની ઉત્કૃષ્ટ પરધર્મને ગ્રહણ કરવા દેતાં નથી. ત્યારે "**इतो नष्टस्ततो भ्रष्टः**" થવું પડે. પ્રકૃતિ પ્રત્યેક ક્ષણે પરિવર્તિત થાય છે, આ વાત ખરી છે. સત્વ, રજ, તમ એ એક જ પ્રકૃતિમાં ઉદયને પામે છે આ વાત ખરી છે, તોપણ જે પ્રકૃતિમાં જે ગુણની અધિકતા રહે છે, તેને તેવા નામથી કહિ શકાય છે. સાધકને યોગ, ભક્તિ, જ્ઞાન, એક સમયેજ જે અનુષ્ઠાન કરવાનું કહેલું છે અને સર્વદા અનુષ્ઠાન માટે એકને દૃઢ રૂપે ધારણ કરવાનું કહેલું છે,

તેનું બીજું કારણ પ્રકૃતિનું પ્રથમ કહેવામાં આવેલું પરિવર્તનજ છે. ચિત્તશુદ્ધિ ન થવા પર્યન્ત રાગદ્વેષના નિવારણ માટે કર્મદ્વારા એક સમયે આત્માની ઉન્નતિ અને જગતની રક્ષા બન્ને સિદ્ધ થાય છે.

ચિત્ત શુદ્ધિ થવા પછી ભક્તિ અને જ્ઞાનનો અભ્યાસ એ તે સમયે અત્યંત આવશ્યક છે. આ સમયમાં કામનાનો ત્યાગ થઇ શકે છે, તેથી કર્મનો પણ ત્યાગ થઇ શકે છે. વળી સિદ્ધાવસ્થામાં લોકરક્ષા માટે કર્મ કરવાં જોઇએ. આ અવસ્થાના કર્મમાં કોઇ પ્રકારનું બંધન રહેતું નથી. ભગવાન્ અને જીવન્મુક્ત જનકાદિ રાજાઓ કર્મ કરતા, પણ તેમને સુખ દુઃખ, લાભાલાભ જયપરાજય રૂપ આસક્તિ તે સર્વ કર્મમાં રહેતી નહિ.

કહેવામાં આવ્યું છે કે ઉપાસના અને યોગ, ભક્તિ, તથા જ્ઞાન આ સાધન દ્વારાજ પૂર્ણશક્તિનો વિકાશ થાય છે. પોતાની સીમાશૂન્ય શક્તિનો પૂર્ણ અનુભવ એનુંજ નામ જીવન્મુક્તિ છે. જગતને વાસ્તવિકમાં ઉન્નત કરવા માટે જીવન્મુક્ત જ સમર્થ છે.

આત્મરક્ષાને માટે કર્મ કરવાથી ઘણા દિવસ જગતના ઉદ્ધારને માટે કર્મને બંધ રાખવાં જોઇએ. આ વાત ઠીક છે, જ્યાં સુધી ઉપાસનાની ભૂમિકામાં મનુષ્ય રહે છે; ત્યાં સુધી કર્મ રહે છે; પરંતુ ભક્તિ અને જ્ઞાન ભૂમિકામાં આવવાથી કોઇપણ કર્મ રહેતું નથી તે સમયે કર્મનો ત્યાગ થઈ જાય છે. આ સમયે જેઓ જગત્‌ને ભૂલીને રહેવું પડે એમ સમજી દુઃખિત થાય છે, જગત્‌ના દુઃખથી બહુ દુઃખી થાય છે; તેઓ જગત્‌ને માટે હમેશાં કર્મ કરતા રહે છે. અને ઘણા સમય સુધી જનનમરણ પ્રાપ્ત કરે છે પણ જેઓ જનન મરણ રૂપ સંસારથી મુક્ત બની પરમાનંદ પ્રાપ્તિની આકાંક્ષા રાખે છે, તેઓને માટે આટલુંજ કહિ દેવું બસ છે કે જગત્ સૃષ્ટા સ્વદેશ સંસ્કારક કરતાં જગત્‌ના ઉપર અધિક પ્યાર કરે છે. સંસ્કારક ઉપયુક્ત નહિ મળવા સુધી જગત્ રક્ષા થતી નથી. ભગવાન્ જ કરશે તેમાં કાંઇ વિચાર કરવાની જરૂર નથી. " જેઓનું આ જગત્ છે, તેઓજ આને માટે યોગ્ય પ્રબંધ કરશે. " આવો વિશ્વાસ કરી સ્વદેશ હિતચિંતકો જ્યારે આત્મરક્ષાના કાર્યને મૂકી દઇ અને તે કાર્ય કરતાં કરતાં જગત્ રક્ષા રૂપ સંગ્રામમાં જોડાય છે,

ત્યારે તેઓને આ ઘોર સંસાર સંગ્રામમાં પરાસ્ત બની અત્યંત દીનની માફક આ સંસારથી રજા લેવી પડતી નથી.

હવે આ પછીના પ્રકરણમાં ગીતાના કર્મસંકેતનો સાર શું છે તે સંબંધે વિચાર કરવામાં આવશે.

---

## પ્રકરણ ૮ મું.

### ગીતાનો કર્મસંકેત.



ર્મ સંકેતના એક અંશ ઉપર વિચાર કરવામાં આવ્યો. સંક્ષેપમાં કર્મસંકેતની પ્રારંભિક વાતો પ્રાયઃ સર્વ કહેવામાં આવી. હવે જીવન્મુક્તિ અને સાધનના સંબંધમાં વિશેષરૂપથી વિચાર કરવામાં આવશે.

કર્મસંકેતનો સાર બ્રાહ્મી સ્થિતિ છે. પરમાનંદમાં નિત્ય સ્થિતિનું નામ બ્રાહ્મી સ્થિતિ છે. આનુંજ નામ જીવન્મુક્તિ છે. "**ब्रह्मविद् ब्रह्मैव भवति**". આ શ્રુતિ પ્રમાણે બ્રહ્મને જાણવાથી બ્રહ્મ થઇ શકાય છે, પરમાનંદમાં સ્થિતિ શિવાય જીવને સર્વ દુઃખની નિવૃત્તિનો બીજો માર્ગ નથી.

મૃત્યુ, જરા, અને વ્યાધિનો અતિક્રમ કરવો હોય તો બ્રાહ્મી સ્થિતિની આવશ્યકતા છે. બ્રાહ્મીસ્થિતિ શિવાય પૂર્ણ શાન્તિ અસંભવિત છે. તેમજ પૂર્ણ રૂપથી દુઃખનિવૃત્તિ પણ થઇ શકતી નથી.

અહિં પ્રશ્ન ઉપસ્થિત થાય છે, કે શું જરા–મરણનું અતિક્રમણ થઇ શકે. આ પ્રશ્નનો ઉત્તર ગીતા સ્વયં આપે છે. ગીતા કહે છેઃ—

**जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये । ७।२९।**

'જરા મરણના અતિક્રમણને માટે જેઓ મારો આશ્રય લઇ સાધન કરે છે.' આથી સમજી શકાય છે, કે મનુષ્ય જરા–મરણનું

અતિક્રમણુ કરી શકે છે; પણુ આ કાર્યને માટે સાધનની જરૂરત છે, તે સાધન પણુ ગીતા બતાવે છે:—

**‘गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।**
**जन्ममृत्युजरा दुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥**

દેહથી ઉત્પન્ન થનારા આ ત્રણુ ગુણુને અતિક્રમણુ કરી, જન્મ મૃત્યુ–જરા રૂપ દુઃખથી મુક્ત થઇ દેહી પરમાનંદને પ્રાપ્ત થાય છે. આ પરમાનંદમાં સ્થિતિ થવી એજ બ્રહ્મત્વની પ્રાપ્તિ છે. કેટલાક માણુસોની એવી ધારણા છે કે જીવ કદી પણુ બ્રહ્મત્વને પ્રાપ્ત થતો નથી. આ ધારણા કેવળ ભ્રાન્તિ છે. ગીતા કહે છે:—

**‘प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमं ॥**
**उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥’ ६ । २७ ।**

રજોગુણ રહિત, પ્રશાંતચિત્ત, નિષ્પાપ અને બ્રહ્મત્વને પ્રાપ્ત થયેલા આ યોગીને ઉત્તમ સુખ સ્વયં પ્રાપ્ત થાય છે.

‘ **ब्रह्मविद् ब्रह्मैव भवति** ’ આ શ્રુતિવાક્યની સાથે ગીતાનો એક મત છે. ગીતા કહે છે:—

**‘निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थितः ।**

બ્રહ્મ સર્વત્ર સમાન અને નિર્દોષ છે; તેથી તે બ્રહ્મભાવે સ્થિતિ પ્રાપ્ત કરે છે. વળી કહે છે:—

**स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद् ब्रह्मणि स्थितः’**

સ્થિર બુદ્ધિ અને મોહરહિત પ્રાણી બ્રહ્મવિદ્ થઇ બ્રહ્મમાં સ્થિતિ પ્રાપ્ત કરે છે. વળી કહે છે:—

**‘लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।’ ६ । २५ ।**

જેઓનાં પાપ ક્ષીણુ થયેલાં છે એવા ઋષિઓ બ્રહ્મનિર્વાણુને

પ્રાપ્ત કરે છે. કોઇ કહે છે, કે બ્રહ્મનિર્વાણની પ્રાપ્તિ એ શું ઇચ્છવા યોગ્ય છે? નિર્વાણમાં તો કાંઇપણ રહેતું નથી. આવા પ્રકારની ઉક્તિ એ કેવળ ભ્રાન્તિ છે. આ વાતને ગીતા પોતે બતાવી આપે છે. બ્રહ્મરૂપ થઇ જવાથી જીવન્મુક્ત પ્રાણી ભગવાનના સ્વરૂપપણાને પામે છે.

'इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथयन्ति च ॥' १४।२।

આ જ્ઞાનને પ્રાપ્ત થવાથી મારા સ્વરૂપપણાની પ્રાપ્તિ થાય છે તે સમયે તેઓ પાછા બીજા સૃષ્ટિકાળમાં પણ ઉત્પન્ન થતા નથી. પ્રલયકાળમાં પણ પ્રલયનાં દુઃખોનો અનુભવ કરતા નથી.

બ્રહ્મનું સ્વરૂપ સચ્ચિદાનંદ છે. આજ પરમાનંદની પ્રાપ્તિ છે. બ્રહ્મ થઇ જવાથી મનુષ્યની જડના જેવી દશા થાય છે. આ પ્રમાણે કહેનારાને ગીતા કહે છે:—

सुखेनब्रह्म संस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥

બ્રહ્મ સંસ્પર્શથી થનારૂં જે સુખ છે તે સર્વોત્કૃષ્ટ સુખ છે. યોગ દ્વારા બ્રહ્મમાં લીન થવાથી અક્ષય્ય સુખની પ્રાપ્તિ થાય છે. બ્રહ્મ એજ અક્ષય્ય સુખ સ્વરૂપ છે.

બ્રાહ્મીસ્થિતિ પ્રાપ્ત કરી શકવાથી સર્વ દુઃખની નિવૃત્તિ થાય છે, પરમાનંદની પ્રાપ્તિ થાય છે, અને કદી પણ તેને પુનર્જન્મ ભોગવવો પડતો નથી, કારણકે જેઓ બ્રહ્મમાં નિત્ય અવસ્થિત, જેઓ પરમાનંદમાં નિત્ય સ્થિતિ પ્રાપ્ત કરી બ્રહ્મ થઇ ગયા છે તેઓનો પછી પુનર્જન્મ કયાંથી?

આજે કાલ ઘણા માણસો પુનર્જન્મમાં વિશ્વાસ કરતા નથી, અને કોઇ કોઇ પુનર્જન્મનો વિકૃત અર્થ પણ કરે છે. ગીતા તે સર્વને નિરાસ કરે છે. ગીતા કહે છે:—

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन।**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥**

મ્હારા અને ત્હારા અનેક જન્મ થઇ ગયા છે. હું તે સર્વને જાણુંછું, પણ તું જાણતો નથી. સેંકડો વિકૃત અર્થ કરવા છતાં પુનર્જન્મ નથી, આ વાત હિન્દુશાસ્ત્રમાં ક્યાંય પણ જોવામાં આવતી નથી. "**अपरं भवतो जन्म परंजन्म विवस्वतः** આપનો જન્મ પરવર્તી અને સૂર્યનો જન્મ પૂર્વવર્તી, અર્જુનનો આ પ્રશ્નના ઉત્તરમાં શ્રીકૃષ્ણ-અવતાર લીલાકારી માયા મનુષ્યે સ્વરૂપરૂપે જન્મ જન્માંતરની વાત કહેલી છે. વળી પણ અનેક સ્થાને પુનર્જન્મની વાત કહેવામાં આવી છે.

**आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।**
**मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥**

બ્રહ્મ લોકમાંથી સઘળા લોકોને ફરીથી જન્મ મરણનો ફેરો ફરવો પડે છે, પરંતુ મને પ્રાપ્ત થયાથી લોકોને પુનર્જન્મનો ફેરો ટળી જાય છે. પુનર્જન્મનો બીજો કાંઈ અર્થ થતો નથી. એકવાર મનુષ્યાવતાર પ્રાપ્ત થયા પછી મનુષ્ય હલકી યોનિમાં પડતો નથી એવી કોઇ યુક્તિ નથી.

ગીતા કહે છે કેઃ—

**"क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ।" ९ ।**
**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।**
**मामप्राप्यैव कौन्तेय ! ततो यान्त्यधमां गतिम् ॥**

હું ( મ્હારી હિંસા કરનાર, ક્રૂર, નરાધમ, અશુભ વિગેરે સઘળી વ્યક્તિઓને સંસારમાં આસુરી યોનિમાં નિરંતર નાખી મૂકુછું. ભગવાન્ શંકર વ્યાખ્યાનમાં કહે છે કે "**आसुरीष्वेव क्रूरकर्मप्रायासु व्याघ्र हिंसादि योनिषु क्षिपामि**"

શ્રીધર સ્વામી કહે છે કેઃ—

"आसुरीष्येवातिक्रूरासु व्याघ्रसर्पादियोनिषु"

શ્રીમધુસૂદન સરસ્વતીએ ઉપરોક્ત વ્યાખ્યા કરી શ્રુતિ વાક્યનો ઉદ્ધાર કર્યો છે. શ્રુતિ કહે છે કેઃ—

**"अथ कपुयचरणाः अभ्यासेह कपुयां योनिमापद्येरन् श्वयोनिं वा शूकरयोनिं वा चन्डालयोनिं वेति" कपुयचरणाः कुत्सितकर्माणः अभ्यासेह शीघ्रमेव कपुयां कुत्सितां योनिमापद्येरन् इति श्रुतेरर्थः।**

"**ततो यान्त्यधमां गतिं**" ગીતાના આ વચનની વ્યાખ્યામાં ભગવાન્ શંકર કહે છે કેઃ—"**अधमां निकृष्टतमाम्**" શ્રીમાન્ સ્વામી કહે છેઃ—"**अधमां कृमिकीटादिमातिम**" બીજાં કેટલાંક શાસ્ત્રો પણ, જીવને નાના પ્રકારની યોનીમાં ભ્રમણ કરવા વિષેની વાતને કહે છે; પરંતુ જેઓ કહે છે કે—પુનર્જન્મથી, મનુષ્ય થયા પછી સિંહ, વ્યાઘ્ર કૃમિ કીટાદિના જન્મ હોઇ શકે નહિ, તેઓની બુદ્ધિની પ્રશંસા અમો કેવી રીત્યે કરીએ?

મહાભારત કહે છે કેઃ—

**"धाम्नो धामसहस्त्राणि मरणान्तानि गच्छति।<br>तिर्यग्योनि मनुष्यत्वे देवलोके तथैव च।"**

શાન્તિપર્વ ૩૦૫-૨.

જ્ઞાનિજનોના સિદ્ધાંત દ્વારા જ જગત્નું અજ્ઞાન નાશ પામે છે. રોગી, ઔષધનું સેવન કરતાં દુઃખો પાડે છે એમ સમજી ઔષધનો ત્યાગ કરવામાં આવે તો રોગીનું મૃત્યુ અવશ્ય થાય છે. અજ્ઞાનની જ્વાલા ચિરકાળ સુધી રહેશે. એકાદ પ્રાણમાં કોઇ એક વેદના થવાથી જ્ઞાની

સિદ્ધાન્ત દબાવી રાખવો એ મૂઢ મનુષ્યનું કાર્ય છે. આથી જગતનું અનિષ્ટ થાય છે. જગતનું મંગળ થાઓ એજ મ્હારી પ્રાર્થના છે.

જીવનમુક્તિ સંબંધે અજ્ઞાનીનાં વચન નાપસંદ થાય છે. અત્યારે કેવા રૂપે જીવનમુક્તિ પ્રાપ્ત થાય, તે સંબંધી કહેવાનું છે.

સાધનની વાત કહેવા પૂર્વે જીવનમૂક્તિ પ્રાપ્ત કરવાને ઉપયોગી શક્તિ, જીવમાં છે કે નહિ તે સંબંધમાં અત્રે વિચાર કરવાની આવશ્યકતા છે.

ભગવાને જીવને ત્રણ પ્રકારની શક્તિ આપી છે,—જ્ઞાન શક્તિ, ઇચ્છા શક્તિ અને ક્રિયા એટલે કામ કરવાની શક્તિ. ક્રિયા શક્તિનો આધાર પ્રાણ ઉપર છે, ઇચ્છા શક્તિનો આધાર મન ઉપર છે, અને જ્ઞાન શક્તિનો આધાર બુદ્ધિ ઉપર રહેલો છે. પ્રાણ શરીરની રક્ષા કરે છે, મન, ઇચ્છા શક્તિવડે વિષય ત્યાગ કરી ભગવદ્-રસમાં લીન થાય છે. અને બુદ્ધિ, વિચારવડે આત્માના સ્વરૂપની ઓળખાણ કરી જીવનમુક્તિ પ્રાપ્ત કરે છે. પ્રાણાયામાદિ યોગ, ભક્તિયોગ અને સાંખ્ય જ્ઞાનની સહાયતાથી મનુષ્ય, જીવનમુક્તિ પ્રાપ્ત કરી શકે છે. કર્મ, ભક્તિ અને જ્ઞાન એ ત્રણેનો સંબંધ એટલો ઘનિષ્ટ છે કે જે એકની સાધનામાં ત્રણેની પ્રાપ્તિ થઇ શકે છે; જો સાધક કર્મમાં અટકી ન પડે તો એ ત્રણ શક્તિ વડે જીવનમુક્તિની પ્રાપ્તિ થાય છે, તેમાં કાંઇપણ સંદેહ નથી.

ગીતાએ આ ત્રણે રસ્તા પ્રથમથીજ જણાવી દીધા છે; સાથે સાથે સાધન દ્વારા બ્રાહ્મી સ્થિતિની પ્રાપ્તિ થાય છે, તે પણ કહી દીધું છે. હું સાધનની વાત પછી કહીશ, આ સ્થળે જે કહેવાનું છે તે જણાવવાનો પ્રયત્ન કરૂં છું.

જે સાધનથી જીવનમુક્તિની પ્રાપ્તિ થાય છે, તેવું કર્મ કરો અથવા નિરંતર કર્મ શૂન્ય બની પૂર્ણ આનંદમાં રહો. શાસ્ત્રમાં બતાવી આપ્યું છે કે, વશિષ્ઠાદિ ઋષિ અને રામ કૃષ્ણાદિ અવતારો, જ્યારે એકાન્તમાં રહેતા જ્યારે અન્ય કોઇ કર્મ નહિં કરતા, ત્યારે ધ્યાનમાં તત્પર થઇ સમાધિ—વિશ્રામને કરતા હતા. વળી જ્યારે કાંઇ કામ, આવી લાગતું ત્યારે સમાધિમાંથી વિરામ પ્રાપ્ત કરી ઉપદેશાદિ કાર્ય કરતા. હું અત્રે તેનું માત્ર એક દૃષ્ટાન્ત આપું છું:—

सौमि[illegible]न्त ध्यान तत्परम् ।
समाधि विरमे भक्त्या मणयाद् विनयान्वितः ॥
अब्रवीदव इत्यादि ।

જીવનમુક્તિ થઇ ગયા પછી સમાધિ—સહકૃત ધ્યાનાનંદની સર્વદા પ્રાપ્તિ થાય છે. જેઓ જીવન્મુક્તિના નિકટ ગયા છે, જેઓએ ધ્યાનાનંદનો કાંઇક ઉપયોગ કર્યો છે, તેઓ પણ નિરંતર એજ અવસ્થામાં રહિ શકતા નથા, તેઓ જ્યારે એ અવસ્થામાં ન રહિ શકે, ત્યારે તેમણે સાંખ્ય યોગમાં સ્થિરતા કરવી જોઇએ. સાંખ્યયોગનો અર્થ, વિચાર યોગ એવો થાય છે. બુદ્ધિથી વિચાર કરી શકાય છે. બુદ્ધિ એજ જીવન-શક્તિમાં મુખ્ય છે. બુદ્ધિ વિચાર કરી બતાવી દે છે કેઃ—આ સંસાર આડંબર, મનોવિલાસ એ માત્ર ચિત્તસ્પંદન કલ્પના છે. આત્મા આ સમસ્ત દૃશ્યમાન મનોવિલાસથી જુદો છે. આ ભૂમિકામાં સાધક "प्रकृतेर्भिन्नमात्मानं विचारय सदाऽनघ" પ્રકૃતિથી આત્મા જુદો છે એવો વારંવાર વિચાર કરવાથી અનુભવ થાય છે. સાંખ્યના સમાન બીજું કોઇ જ્ઞાન નથી અને યોગના સમાન, બીજું બળ નથી. સાંખ્ય અને યોગ સિદ્ધ અવસ્થામાં સમાન ફળ પ્રદાન કરે છે, તેથી તે બન્ને એકજ રૂપ કહેવાય છે. યોગના કરતાં શાસ્ત્રમાં સાંખ્ય જ્ઞાનની અધિક પ્રશંસા જોવામાં આવે છે. મહાભારતના શાન્તિપર્વમાં ૩૦૨મા અધ્યાયમાં કહ્યું છે કેઃ—"વિજ્ઞતમ સાંખ્યમતાવલમ્બીઓ આ જ્ઞાનબળથી પરમગતિની પ્રાપ્તિ કરે છે, એના જેવું શ્રેષ્ટ જ્ઞાન, બીજું કાંઇ પણ નથી." તું આની અંદર કાંઇપણ સંશય કરીશ નહિ. માહાત્મા—મનીષિગણ આ સાંખ્યમતને અક્ષય્ય, ધ્રુવ, પૂર્ણબ્રહ્મ ઇત્યાદિ નામ આપે છે. તે યોગના કરતાં પણ શ્રેષ્ટ છે. મહાન્ ઋષિઓએ શાસ્ત્રમાં સાંખ્ય મતને સર્વોત્કૃષ્ટ કહ્યો છે. વેદ, યોગ-શાસ્ત્ર, અર્થ-શાસ્ત્ર, ઇતિહાસ અને પુરાણમાં જે લૌકિક અને પરમાર્થિક જ્ઞાનની વાત જોવામાં આવે છે તે સર્વ સાંખ્ય શાસ્ત્રમાંથી ગ્રહણ કરેલ છે. સાંખ્યયોગને માનનારા તેમના પોતાના મતના સમસ્ત કાર્યોને સારી રીતે ન કરી શકે, તોપણ તેમની અધોગતિ થતી નથી. જેઓ સાંખ્યમત ગ્રહણ કરીને જ્ઞાન મેળવવા પ્રયત્નશીલ થાય છે, તેઓને તિર્યગ્યોનિગમન, અધઃપતન અથવા પાપીઓના સહવાસથી ઉત્પન્ન થએલો ક્લેશ સહન કરવો

પડતો નથી. જે મહાર્ણવ તુલ્ય અતિ વિશાળ આ પુરાતન સાંખ્ય મત સમ્પૂર્ણ રીતે જાણે છે તે પોતેજ "નારાયણ–સ્વરૂપ" છે. સાંખ્ય મતનો મુખ્ય ઉપદેશ નિરંતર ધ્યાનમાં રાખવાથી દેહ, સંસાર, જગત્ વગેરે કોઈ વિષયમાં વાસના રહેતી નથી. આમાંથી કોઇ આત્મા નથી, તે સર્વ મિથ્યા છે, એ પ્રમાણે વ્યવહાર–પરાયણ થશે. વળી તે સમજશે કે હું પોતે આત્મા છું. હું દેહ નથી, હું પોતેજ સચ્ચિદાનંદ સ્વરૂપ છું. હું મનોવિલાસનો દૃષ્ટા–જોનાર છે સદૈવ આવા પ્રકારના તે વિચાર કરશે.

આ ભૂમિકાની સ્થિતિ પ્રાપ્ત કરવી કઠણ હોવાથી બુદ્ધિદ્વારા મનમાં આવવુ જોઇએ. ભક્તિયોગ એ મનનું કાર્ય છે. માનસપૂજા એ ભક્તિયોગની સાર વસ્તુ છે. ભક્તિયોગમાં મન રસપૂર્ણ થવાથી જ્ઞાન યોગમાં જઈ શકાય છે. ત્યાર પછી ફરીથી ધ્યાનયોગમાં પ્રવેશ કરી શકાય છે.

જેઓ ભક્તિયોગમાં પણ ન રહી શકે, તેઓને મનની સાધના-માંથી પ્રાણની સાધનામાં આવવું જોઇએ. એ પ્રાણની સાધનામાં મુખ્ય કાર્ય પ્રાણાયામ વગેરેનું છે. પ્રાણાયામ વગેરેને જેઓ અસ્વાભાવિક કહે છે, તેઓને ગીતાના વચનનું સ્મરણ કરાવી દેવું જોઇએ.

પ્રાણાયામ સંબંધે ગીતા કહે છે કેઃ—

**अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे ।**
**प्राणापाणगती रूद्ध्वा प्राणायामपरायणाः ॥**
**अपरे नियताहाराः प्राणान् प्राणेषु जुह्वति ॥**

વળી કહેવામાં આવે છે કેઃ-

**स्पर्शान् कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः ।**
**प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ ॥५।२७॥**

બીજે ઠેકાણે ભગવાન્ કહે છે–

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥**

પ્રાણ અને અપાનવાયુને સામ્યાવસ્થામાં આણવાથી દેહની અંદર અગ્નિની પ્રાપ્તિ થાય છે. આથી જીવન ધારણ કરી શકાય છે.

અગ્નિ વિના જીવન ધારણ કરી શકાય નહિ. આહાર નહિ કરવા છતાં પણ જેઓ દેહમાં અગ્નિ રાખી શકે છે, તેઓને આહારની પણ આવશ્યકતા રહેતી નથી. સર્પ વિગેરે જીવો શિતકાળમાં ( ઠંડી ઋતુમાં ) ભૂગર્ભમાં નિવાસ કરે છે, ભૂ ગર્ભ અત્યન્ત ઉષ્ણ હોય છે, તેથી તેઓ ૫–૬ માસ કાંઇપણ આહાર નહિ કરવા છતાં જીવન ધારણ કરી શકે છે. જેઓ યોગ વગેરેની સાધના પણ કરી શકે નહિ, તેઓએ પોતાનો આત્મા નિષ્કામ કર્મના અભ્યાસમાં રાખવો જોઇએ. ઉપાસના એ નિષ્કામ કર્મથી ઉતરતી અવસ્થા છે. આ સાધનનો ક્રમ અમે ગીતામાં બતાવી આપ્યો છે.

આ વિષયના ઉપસંહારમાં હું કહુંછું કેઃ—પ્રાણ શરીરની રક્ષા કરે છે, મન સંકલ્પ વિકલ્પ ઊભા કરી મનોરાજ્યની રચના કરે છે, અને બુદ્ધિ વિચારવડે સત્યાસત્યના ભેદને જણાવી આપે છે.

પ્રાણ શાન્ત રહેવાથી મનની વિષમ ચિન્તા પણ ઓછી થાય છે. મન આત્મસંસ્થયોગમાં સ્થિર રહેવાથી અન્ય કોઇ ચિન્તા ઉત્પન્ન થતી નથી; પરંતુ એ અવસ્થા સ્થાયી નથી એમ બોલીને ભક્તિયોગનું અવલમ્બન કરે છે. ભક્તિયોગમાં મન ભગવદ્દરસમાં તલ્લીન રહેવાથી બુદ્ધિ આત્મસ્વરૂપને જણાવી દે છે. આ અવસ્થામાં કાંઇ કામના રહેતી નથી. મન સર્વ સંકલ્પશૂન્ય–શાન્ત હોવાથી જીવ મારૂં સ્વરૂપ ઓળખી શકવાને સમર્થ થાય છે. એ અવસ્થાને જાગ્રત પણ કહેવાય નહિ, તેમ નિદ્રા પણ કહેવાય નહિ; અથવા આ સર્વ પ્રકારની જાડયવર્જિત અવસ્થા એજ સ્વરૂપાવસ્થા કહેવાય છે. દઢરૂપે સર્વ કામના રહિત અવસ્થામાં સ્થિતિનું રહેવું એ બ્રાહ્મીસ્થિતિ કહેવાય છે. આ સ્થિતિ નિરંતર રાખવી એજ જ્ઞાનસ્વરૂપ અને આનંદ સ્વરૂપ છે. સ્થિતિ નિત્ય જ્ઞાન અને આનંદમાં રહે છે. બ્રાહ્મીસ્થિતિ પ્રાપ્ત થવાથી વ્યવહાર પરાયણ થઇ શકાય છે.

જીવનમુક્તિને માટે મુખ્ય સાધન;—

**“संकल्पप्रभवान् कामांस्त्यक्त्वा सर्वानशेषतः।**
**मनसैवेन्द्रियग्रामं विनियम्य समन्ततः॥**
**शनैः शनैरुपरमेद् बुध्या धृतिगृहीतया।**
**आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत्॥**

એ સાધનનું અંગીભૂત કાર્ય આ છે:—

(૧) નિષ્કામ કર્મવડે કર્મશૂન્ય અવસ્થાનની પ્રાપ્તિ, એકાન્તમાં ગમન કરવાના અધિકારી ન હોય, તેટલા દિવસ નિષ્કામ, ક્રિયાયોગનો અભ્યાસ કરો. “**तपःस्वाध्यायेश्वर प्रणिधानानि क्रियायोगः**” શાસ્ત્રોકતવ્રત નિયમ, પ્રણવ, જપ, અધ્યયન, શાસ્ત્રપાઠ અને ઇશ્વરમાં કર્મ ફળનું અર્પણ એ સઘળાં કર્મો છે.

(૨) આત્મામાં મનને જોડી મનવડે ઈંદ્રિયોને નિયમિત કરો. પર્વતમાં રહીને બહારની વસ્તુઓ તરફ તાકી તાકીને જોવાનું ત્યાગ કરો. પ્રણવ ( **ॐ कार** ) નો શબ્દ સાંભળતાં સાંભળતાં બહારના શબ્દથી કાનને પૃથક્ રાખવો. એજ ઇન્દ્રિયનિગ્રહ કહેવાય છે.

(૩) બુદ્ધિવડે આત્માના સ્વરૂપનો અનુભવ, મનને આત્માની અંદર સ્થાપિ કરવો એ સઘળું યથાર્થ છે. આત્મા પ્રકૃતિનો દ્રષ્ટા છે. આત્મા પ્રકૃતિથી ભિન્ન છે. હું તે આત્મા છું. પ્રકૃતિ નથી.

મોક્ષને માટે ચાર આશ્રમો દૃષ્ટિ આગળ છે:—બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સન્યસ્ત. આ ચારે આશ્રમો લગભગ એક પછી એક અનુક્રમે ધારણ કરાય છે; પરંતુ જો કોઈ સાધક બ્રહ્મચર્યમાં રહીને પરમ આનંદની સ્થિતિ પ્રાપ્ત કરવાને સમર્થ હોય, તેને જેમ જેવી રીતે બીજાં આશ્રમોની આવશ્યક્તા રહેતી નથી; તેવીજ રીતે કોઈ સુકૃતિશાળી સાધક જો આત્મસંસ્થ સમાધિમાં સ્થિર થઈ જાય, તો તેને અન્ય સાધનની જરૂર રહેતી નથી. આ સમાધિમાંથી એકીવખતે જ્ઞાનરૂપી અગ્નિ પ્રજવલિત થઈ ઊઠે છે અને તે જ્ઞાન પ્રાપ્ત કરી પરમ આનંદની સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે; પરંતુ આત્મસંસ્થ યોગની સ્થિતિનો લાભ સઘળાના ભાગ્યમાં હોતો નથી; તે માટે દૃઢભાવથી આત્મસંસ્થ પ્રાપ્ત

કરવાને માટે ભક્તિયોગ અને સાંખ્યયોગ છે. સાંખ્યજ્ઞાનવડે સમાધિ સહકૃત ધ્યાનયોગમાં સ્વસ્વરૂપે સ્થાન કરો! "તદા દ્રષ્ટુઃ સ્વરૂપેઽવસ્થાનમ્" એજ જીવનમુક્તિ છે.

મેં જીવનમુક્તિને માટે લગભગ સઘળું કર્મ જણાવી દીધું છે. હવે અધિકારીઓને માટે પ્રથમથી છેવટ સુધી સર્વ પ્રકારનો ક્રમ જણાવીને આ વિષય પૂર્ણ કરીશ. જેવી રીતે વારંવાર અભ્યાસ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેવીજ રીતે જીવનમૂક્તિને માટે અભ્યાસ પણ અત્યંત આવશ્યક છે. હું સઘળા પ્રકારના કર્મનો ઉલ્લેખ આ સ્થળે કરીશઃ—

(૧) જ્યાં સુધી જીવ અને બ્રહ્મની એકતાના બોધ રૂપ જ્ઞાનમાં જીવ શાન્તિ પ્રાપ્ત કરે નહિ, ત્યાં સુધી ઈશ્વરમાં મન રાખી કર્મેન્દ્રિય વડે કર્મ કરવું જોઇએ. યોગ, ભક્તિ અને જ્ઞાનનો ઉદ્દેશ્ય વિષયસંકલ્પનો ત્યાગ, આત્મરસાસ્વાદન અને પરમાનંદની પ્રાપ્તિ એજ ગીતાનું સામાન્ય કર્મ છે.

પણ આ કર્મને માટે ઘણી બાબતો કહેવાની છે. આની પ્રથમ ભિત્તિ–પાયો વિષાદયોગ છે. એજ સર્વ ઉપદેશની ભિત્તિ એટલે પાયો છે. એ ભિત્તિમાં ઉભાં નહિ રહેવાથી પરમઆનંદને રસ્તે જીવ જઈ શકે નહિ. જન્મ મરણની દિવાલમાંથી મૂકિત મેળવવાને જે ઇચ્છતો નથી–સર્વ પ્રકારના દુઃખની વિશાળ નિવૃત્તિ જેનું લક્ષ નથી, તે કદિપણ આત્મજ્ઞાન અને આત્માનંદનો ભિખારી નથી. દુઃખની ક્ષણિક નિવૃત્તિ તરફ જેઓનું લક્ષ રહે છે; તેઓને જીવન્મુક્તિ પ્રાપ્ત થતી નથી. મૃત્યુના ભયમાં વ્યાકુળતા એજ વિષાદ–યોગ કહેવાય છે.

(૨) વિષાદ–યોગ એ વ્યાકુળ ચિત્તનાં પ્રત્યે સઘળાં આર્ય–શાસ્ત્રોનો ઉપદેશ છે. વિષાદ–યોગી રામચંદ્રની પ્રત્યે ભગવાન્ વશિષ્ટનો ઉપદેશ, વિષાદ–યોગી અર્જુન પ્રત્યે ગીતાનો ઉપદેશ, વિષાદ–યોગી સુરથ રાજા અને સમાધિ વૈશ્યની પ્રત્યે ચન્ડીનો ઉપદેશ અને વિષાદ–યોગી મુમુક્ષુ પરીક્ષિત પ્રત્યે શ્રીમદ્ ભાગવતનો ઉપદેશ થએલો છે.

(૩) સ્થિરચિત્ત થવાથી જણાય છે કે સર્વ જીવને મૃત્યુનો ભય રહેલો છે. સર્વને માથે આધિ વ્યાધિ પડેલી છે. ક્યારે કઈ વ્યાધિ

અથવા આધિ મૃત્યુનું તેડું લઇને આવશે, તેનો કાંઈ નિશ્ચય નથી. એ શિવાય કોઈ દેવ કારણથી કોઇપણ સમયે મૃત્યુ થશે કે કોઈ ભૂત-પ્રાણીદ્વારા જીવ કાળકવલિત થઈ પડશે, એનો કાંઈ નિશ્ચય થઇ શકે તેમ નથી. સેંકડો પ્રકારની સાવધાની રાખવા છતાં પણ મૃત્યુથી સામાન્ય જીવની રક્ષા થઇ શકતી નથી. જો થઇ શકે તો રાજા કે રાજપુત્રનું મૃત્યુ કદી થવા પામે નહિ.

(૪) મૃત્યુનો ભય રાખી સંસાર તરફ દૃષ્ટિપાત કરવાથી વિષાદ-ખેદ ઉત્પન્ન થાય છે. આ મધુરહાસિની સ્ત્રી, આ પ્રિય પુત્ર, આ સ્નેહની મૂર્તિ વ્હાલી કન્યા વગેરે પણ મરી જશે. ક્યારે મરી જશે તેનો કાંઈ નિશ્ચય નથી. ક્યારે મૃત્યુ આવશે એ નક્કી નથી. ત્યારે કેવી રીતે હવે નિશ્ચિંત રહેવું? કોના સુખ માટે આ ક્ષણિક સંસાર આડમ્બર? આ ફોગટના યત્નો શા માટે? સ્વજન-બંધુ બાન્ધવોના મરણની ચિન્તાથી અર્જુનને વિષાદ-યોગ ઉત્પન્ન થયો હતો. વારંવાર મૃત્યુની ચિન્તાથી વિષાદ-યોગ દૃઢ થાય છે.

(૫) વિષાદ-યોગથી જ્યારે ચિત્તવ્યાકુળ થાય છે, ત્યારે મનમાં એમ વિચાર આવે છે કે આટલું કામ મારે કરવાનું છે, પરન્તુ એને માટે અવસર ક્યાં છે? જ્યારે પ્રાણ નિરંતર દુઃખનો અનુભવ કરે છે, અને જ્યારે નિરંતર મૃત્યુની છાયા દેખ્યા કરે છે, ત્યારે ચિન્તા થાય છે કે આ મૃત્યુ-સંસાર-સાગરમાંથી શું કોઈ બચવાનું નથી? શું મારૂં કોઇ નથી? જીવ નિરાશ પામી આશ્રયની શોધ કરે છે.

(૬) રક્ષાનો ઉપાય છે. ગીતાશાસ્ત્રમાં ભગવાન વિષાદ-યોગીને જે જે રક્ષાને માર્ગે લઈ ગયા હતા, તેજ રક્ષાનો માર્ગ છે. આત્મ રક્ષાનો ઉપાય જાણીને સંસારરૂપી કુરૂક્ષેત્રને માટે તૈયારી કરવી જોઇએ. પૂર્વે કહ્યુ છે કે સંસારને માટે આત્મબલિદાન આપો, એ કાર્યમાં પ્રશંસા છે; પરંતુ એ પ્રમાણે આત્મબલિદાનમાં સમ્પૂર્ણ કર્ત્તવ્ય થઈ શકતું નથી એમ ધારવું એ અજ્ઞાન છે. આત્મરક્ષા અને જગતરક્ષા એ બન્ને આવશ્યક છે.

(૭) રક્ષાનો ઉપાય સ્વાભાવિક હોવો જોઇએ. કર્ત્તવ્યને પૂર્ણ કર્ત્તવ્ય બનાવવું એ જ ઉચિત છે. મનુષ્યનું પૂર્ણ કર્ત્તવ્ય શું છે એ

સમજવું કઠિન છે. જે મનુષ્ય દેહ શિવાય અન્ય દેહથી જીવન-મુક્તિ–સુખની પ્રાપ્તિ થતી નથી, તે દેહ જેને પ્રાપ્ત થયો છે–જેઓએ આ દેહરક્ષાને માટે સહાયતા કરી છે તેને માટે સુબુદ્ધિપૂર્વક જીવે તેઓના તરફ કૃતજ્ઞ થવું જોઇએ. બાળક પોતાના જીવનને માટે ઘણા મનુષ્યોનું ઋણી–કરજદાર થાય છે. પિતા, માતા વગેરે પરિવાર વર્ગ, આત્મીયસ્વજનાદિ, સમાજ અને મનુષ્યજાતિ વગેરે એઓ સઘળા પ્રત્યેના કર્ત્તવ્યનું પાલન ન કરી શકે તો તે કૃતઘ્ન ગણાય છે.

આદિકવિ ભગવાન્ વાલ્મીકી કહે છે કે:–

**कृतार्थाह्यकृतार्थानां मित्राणां न भवन्ति ये ।**
**तान् मृतानपि कृव्यादाः कृतघ्नान्नोपभुञ्जते ॥**

કોણ સ્વીકાર નહિ કરશે કે સમાજ, પરિવાર, અને જાતિની સહાયતા વિના જીવન ધારણ અસમ્ભવિત છે. તો પણ જો કોઈ સામર્થ્ય સત્ત્વાળો હોય અને તે વ્યક્તિ જગતને માટે કોઈ કાર્ય ન કરે, તો તે કૃતઘ્ન ગણાય છે. જેઓ પોતાના કૃતકાર્યને લીધે બીજા અકૃતાર્થ મિત્ર વિગેરેના કાર્ય–સાધનમાં યત્નવાન, ન થાય, તો તે પણ કૃતઘ્ન ગણાય છે. જ્યારે કૃતઘ્ન મનુષ્યો મરણ પામે છે, ત્યારે તેના દેહને કૃવ્યાદ-જીવજંતુઓ પણ ભક્ષણ કરતા નથી. રામાયણ કૃતઘ્નના સંબંધમાં બહુ કઠિન દંડ આપવાનું જણાવે છે. કહે છે કે:—

**"कृतघ्नः सर्वभूतानां वध्यः" ।**

વળી કહે છે કે:—

**"गोघ्नेचैव सुरापे च चौरे भग्नव्रते तथा ।**
**निष्कृतिर्विहिता सद्भिः कृतघ्ने नास्ति निष्कृतिः ॥"**

કૃતઘ્ન સર્વ પ્રાણીનો વધ કરનાર છે. સાધુપુરૂષોએ ગામની હત્યા કરનાર, મદિરા પાન કરનાર અને વ્રતના ભંગ કરનારાઓને તેના પાપથી મુક્ત થવાનું વિધાન કર્યું છે–આજ્ઞા આપી છે, પરન્તુ કૃતઘ્ન પુરૂષને માટે નહિ. જગતને માટે ઉપકાર કરવાને જેઓ સામર્થ્ય-વાન હોવા છતાં જગતનું કાંઇપણ કાર્ય કરતા નથી, તેઓ કૃતઘ્ન ગણાય.

છે. પરંતુ જગતને માટે નિષ્કામ ભાવે જો કર્મ કરે નહિ, તો તેઓ અનિષ્ટનું કારણ થઇ પડે છે. આ નિષ્કામ કર્મ એજ આત્મજ્ઞાન ભાવનું પ્રથમ કર્મ છે. એ માટે કહેવાય છે કે આત્મજ્ઞાનના કાર્યમાં આત્મ-રક્ષા અને જગત્ રક્ષા એ બન્ને કાર્ય સમ્પાદિત થાય છે.

(૮) આત્માનું સ્વરૂપ જાણવાને માટે આત્મજ્ઞાન છે. સાંખ્ય-જ્ઞાન એ આત્મજ્ઞાનભાવનો સર્વોત્કૃષ્ટ માર્ગ છે. આત્માનું સ્વરૂપ જાણ-વાથી જન્મ–મરણમાંથી ઉત્તીર્ણ થઇ નિત્ય આનંદની સ્થિતિ પ્રાપ્ત થાય છે. આનું નામજ બ્રાહ્મીસ્થિતિ છે. ભગવાન્ શંકરે કહ્યું છે કેઃ—

**"ब्रह्मणि भवेयं स्थितिः सर्वकर्म सन्यस्य ब्रह्मरुपेणैवावस्थानमित्येतत्."**

(૯) સાંખ્યજ્ઞાન ઉપદેશ આપે છે કેઃ—" આત્માને મૃત્યુ નથી, આત્માને કાંઈ દુઃખ નથી, ભય નથી, અજ્ઞાન નથી, આત્મા આનંદમય છે." ગીતા કહે છે કેઃ—

**न जायते म्रियते वा कदाचिन्नायं**
**भूत्वा भविता वा न भूयः ।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो**
**न हन्यते हन्यमाने शरीरे ॥**

આ આત્માને શસ્ત્રથી છેદી શકાતો નથી, અગ્નિથી બાળી શકાતો નથી, આ આત્માને જળમાં ડુબાવી શકાતો નથી, વાયુથી સુકવી શકાતો નથી. એને જન્મ મરણ વગેરે અથવા સંસાર નથી, કોઈ જાતનો અભાવ નથી. એ પોતેજ આત્માનું સ્વરૂપ છે. હું દેહ નથી, જગત્ પણ નથી, હું એ આત્મા છું; મારે જન્મ મરણ નથી, આધિવ્યાધિ નથી, ક્ષુધાતૃષ્ણા નથી, કોઈ પ્રકારનો અભાવ નથી, સંસાર નથી, હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું. સાંખ્યજ્ઞાનમાં આનો જેણે અનુભવ કર્યો છે, તેને જીવન્મુક્તિ પ્રાપ્ત થઇ છે. જગત્‌ના સંબંધમાં

સાંખ્યજ્ઞાની કહે છે કે, જગત્ સત્ય હોય કે મિથ્યા હોય, હું એ જગત્ નથી, એમાંની કોઇ વસ્તુ પણ હું નથી, તે મારૂં પણ નથી, કારણ કે હું સ્વરૂપમાં સર્વત્ર પૂર્ણ છું. જગત્ તે છે–જેને હું સંસાર કહું છું; જેની ભાવનાથી હું પીડા પામું છું, એ સંસાર મારો માત્ર મનોવિલાસ છે. એ માત્ર મારી ચિત્તસ્પંદનને માટે કલ્પના છે–એ મનોવિલાસમાંથી "હું અને મારૂં" એ ભૂલ–ભ્રમણા ઉત્પન્ન થઇ છે. ખરેખર "હું" જેની દૃષ્ટિ, જેની નિકટ બેચાર બ્રહ્માન્ડ નષ્ટ થઇ જાય તોપણ શું અને દશ વીશ બ્રહ્માન્ડ નષ્ટ થઇ જાય તો પણ શું?

જીવનું સ્વરૂપ એજ સચ્ચિદાનંદ ભગવાન્ આત્મા છે.—મહાભારત કહે છે કેઃ—"મૂર્ખ મનુષ્યો શાશ્વત પરમાત્માને જીવાત્માથી જુદો કહી બોધ કરે છે; પરન્તુ સાધુ પુરૂષો તેને જીવાત્માથી અભિન્ન છે એમ જાણે છે. યોગી અને સાંખ્ય મતને માનનારા અવિનશ્વર જીવાત્માની સાથે પરમાત્માના અભેદજ્ઞાનની વિશેષ પ્રસંશા કરે છે. શાન્તિપર્વના ૩૧૮મા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

**"तस्यद्वावनुपश्येतां तमेकमिति साधवः"**

ઉપનિષદ્ કહે છે કેઃ—

**"सर्वभूताधिवासश्च यद्भूतेषु वसत्यधि।**
**सर्वानुग्राहकत्वेन तदस्म्यहं वासुदेवः तदस्म्यहं वासुदेवः॥"**

જે સર્વ ભૂતનો આશ્રય થઇને વળી સર્વ ભૂતમાં વાસ કરે છે, અને જે સર્વ લોકના પ્રત્યે અનુગ્રહ કરે છે, હું તેજ વાસુદેવ સ્વરૂપ છું. આ પ્રમાણે જીવ અને બ્રહ્મની અભેદભાવના કરવી જોઇએ.

આત્મા કેવી રીતે દેહમાં જાય, તેનું નિર્દ્ધારણ કરીને સાંખ્યજ્ઞાની, દેહમાંથી મુક્ત થવાને માટે સારી શિક્ષા (ઉપદેશ) દઇ શકે છે. આત્મા દેહમાં પ્રવેશ કરીને દેહના સુખ આપનારને સુખ અને દેહના દુઃખ આપનારને દુઃખ માની લે છે. આ સુખ અને દુઃખની અનુભુતિ દ્વારા આત્મા દેહમાં બંધાઇ રહે છે. વારંવાર એ પ્રમાણે સુખ અને દુઃખનો અનુભવ કરતાં કરતાં આત્મા દેહ બની જાય છે. ચક્ષુ વગેરે

જેને સત્ય કહે છે, તેને દેહાભિમાની આત્મા સત્ય કહીને સ્વીકાર કરે છે. જોવામાં આવ્યું તેથીજ સુખ–દુઃખની અનુભૂતિ એજ આત્માના દેહની પ્રાપ્તિનું કારણ છે, સાંખ્યજ્ઞાની સુખ–દુઃખની અવજ્ઞા કરવાનું કહે છે, શીત ઉષ્ણની અવજ્ઞા કરવાનું કહે છે. જ્યાં સુધી પોતાના સ્વરૂપની ચિન્તામાં રહે, ત્યાં સુધી સુખ–દુઃખ મારાં નથી, એ દેહનાં છે અને દેહ હું નથી, હું સચ્ચિદાનન્દસ્વરૂપ છું, એ જ્ઞાનમાં રહેવું જોઇએ. દેહના સુખ દુઃખ સાથે મારે કાંઈ સંબન્ધ નથી, દેહની ક્ષુધા, તૃષા, દેહનાં આળસ અને નિદ્રા સાથે મારે કાંઇ પ્રયોજન નથી, એ બોધ નિશ્ચયના રૂપમાં સિદ્ધ થવાથી સાંખ્ય–જ્ઞાનનું કાર્ય થઇ જાય છે. "હું પોતેજ આત્મા" સાંખ્ય–જ્ઞાની વિચારવડે અને સાધન વડે વારંવાર એવો અભ્યાસ કરીને પોતાના સ્વરૂપમાં પ્રાપ્ત થવાને સમર્થ બની શકે છે.

"હું પોતેજ પરમાત્મા" એ વિષયમાં સાંખ્ય-જ્ઞાનીનાં વચનોનો અહિં ઉલ્લેખ મહાભારતમાંથી કરવામાં આવે છેઃ—

**ममास्तु धिगबुद्धस्य योऽहं मग्नमिमं पुनः ।**
**अनुवर्ति तवान्मोहादन्यमन्यं जनाज्जनम् ॥**
**अयमत्र भवेद्बन्धुरनेन सह मे क्षमम् ।**
**साम्यमेकत्वमायातो यादृशस्तादृशस्त्वहम् ॥**
**तुल्यतामिह पश्यामि सदृशोऽहमनेन वै ।**
**अयं हि विमलो व्यक्तमहमीदृशकस्तथा ॥**
**योऽहमज्ञानसन्मोहादज्ञया सम्प्रवृत्तवान् ।**
**ससङ्गयाहं निसङ्गः स्थितः कालमिमं त्वहम् ॥**

હાય ! મેં અજ્ઞાનવશથી પરમાત્માનો ત્યાગ કરી વારંવાર નાશવંત દેહનો આશ્રય કર્યો છે, તેથી મને ધિક્કાર છે. પરમાત્મા મારો પરમ બંધુ છે. તેનો આશ્રય કરવાથી, હું તેના સ્વરૂપત્વની પ્રાપ્તિ કરી તેની સાથે મળી જઇશ. તેમ થવાથી મારે કોઈ પણ અંશે ન્યુનતા રહેશે નહિ. હું તેની માફક નિર્મળ અવ્યક્ત થઇશ, તેમાં કાંઈ સંદેહ નથી. મોહવશ થઈ પ્રકૃતિને વશીભૂત થઈ મારી આ પ્રમાણે દુર્ગતિ

ઊભી થઇ છે. હું નિર્ગુણ હોવા છતાં સગુણ પ્રકૃતિના સહવાસમાં અત્યાર સુધી રહ્યો છું, મારા જેવો નિર્બોધ (મૂર્ખ) બીજો કોણ છે ?

• પ્રકૃતિથી જીવાત્મા જુદો છે—પ્રકૃતિ ગુણવિશિષ્ટ છે, એ પ્રકૃતિની અંદર રહેવાથી પણ જીવ જ્યારે પોતાને નિર્ગુણ હોવાનો અનુભવ કરી શકે છે, ત્યારે તે પવિત્ર ગણાય છે. જ્યારે જીવાત્મા પ્રકૃતિની સાથે મળેલો ન હોય, ત્યારે તે પરમાત્માથી જોડાએલો કહેવાય છે. જ્યારે તે જીવાત્મા સાથે જોડાએલો હોય ત્યારે પરમાત્માથી જુદો રહે છે. એ માટે દેહનું સુખ, દુઃખ, ક્ષુધા, તૃષ્ણા, આહાર, નિદ્રા, શિત, ઉષ્ણ વગેરેનો અનુભવ, એ સમસ્ત મારૂં નથી, તેઓ દેહના અથવા પ્રકૃતિનાં છે, એ બોધ જ્યારે દૃઢ થાય; ત્યારે સાંખ્ય–જ્ઞાનની સાધના પૂર્ણ થાય છે.

(૧૦) જીવ અને બ્રહ્મની એકતા એજ સાંખ્યજ્ઞાન કહેવાય છે. આ આખી ગીતામાં '**तत्त्वमसि**' (**तत्+त्वम्+असि**) આનો જ વિચાર પ્રદર્શિત કર્યો છે. બ્રહ્મ છે, એનો નિશ્ચય થયાનું નામ પરોક્ષ જ્ઞાન કહેવાય છે. 'મારો આત્મા એજ બ્રહ્મ છે' એટલી અનુભૂતિનું નામ અપરોક્ષ જ્ઞાન કહેવાય છે. અપરોક્ષાનુભૂતિ શિવાય સર્વ દુઃખના નિવારણનો બીજો ઉપાય નથી.

(૧૧) કર્મ વિના અપરોક્ષજ્ઞાન પ્રાપ્તિની સાધના થતી નથી. જ્ઞાન પ્રાપ્તિને માટે જે સમસ્ત કાર્ય આવશ્યક છે, તેની પ્રથમ ભૂમિકા નિષ્કામ કર્મ છે; દ્વિતીય ભૂમિકા આત્મસંસ્થ–યોગ છે. તૃત્રીય ભૂમિકા ભક્તિયોગ અને ચતુર્થ ભૂમિકા જ્ઞાનયોગ છે. એ સમસ્ત સાધનની વાતનો ઉલ્લેખ આગળ પણ કરવામાં આવ્યો છે.

(૧૨) પુસ્તક વાંચવાથી જેમ યુદ્ધ કરી શકાય નહિ, તેવી રીતે પુસ્તકમાં જોઇને યોગ શિક્ષા પ્રાપ્ત કરી શકાતી નથી. જ્યાં સુધી કર્મેન્દ્રિયદ્વારા કામ કરી શકાય નહિ, ત્યાં સુધી જ્ઞાનપ્રાપ્તિની સાધના થતી નથી.

(૧૩) પ્રથમ ભૂમિકા નિષ્કામ–કર્મ. પ્રથમ અવસ્થામાં લૌકિક અને વૈદિક કર્મ ઇશ્વર પ્રીતિને માટે કરવાં જોઇએ. કર્મની શરૂઆતમાં, મધ્યમાં અને અંતમાં સ્મરણ રાખવું જોઇએ કે કર્મ તમને અર્પણ કરે છે. નિષ્કામ કર્મની સિદ્ધિ ક્યારે થાય છે, કે જ્યારે મન નિરંતર આત્મસંસ્થ થાય અને ઇન્દ્રિયાદિ પોતાના અભ્યાસમાં વ્યવહારિક કર્મ સંપાદન કર-

વાને સમર્થ થાય તોપણ બતાવી આપ્યું છે કે—આત્મસંસ્થયોગ શિવાય નિષ્કામ કર્મ બરાબર પ્રાપ્ત થતું નથી. ગીતા કહે છે કેઃ—

**"योगस्थः कुरु कर्माणि," "योगः कर्मसु कौशलम्"**

આરૂરૂક્ષની પ્રત્યે ગીતા કર્મ કરવાનું કહે છે. આરૂરૂક્ષ લૌકિક અને વૈદિક જે કર્મ કરશે, તેમાં પણ લાભાલાભ, જયપરાજય, સુખ દુઃખ, વગેરે નહિ જોતાં ભગવાન્ કહે છે કે;-

તેને માટે કહું છું-એ કર્મ સમ્પાદન કરતી વખતે, શીત ઉષ્ણાદિ તરફ લક્ષ્ય નહિ રાખતાં નિયમિત કર્મ કરવું જોઇએ. કોઇપણ અવસ્થામાં આલસ્ય અને અનિચ્છાવડે કર્મનો નિયમભંગ કરી શકાય નહિ. આનું નામજ આરૂરૂક્ષ યોગ છે, પરન્તુ યોગારૂઢને માટે કર્મ નથી,—યોગારૂઢને માટે શમ છે. શમનો અર્થ મનનો નિગ્રહ એવો થાય છે. બુદ્ધિની સહાયતા વડે જ્યાં સુધી મન આત્મામાં સમાધિ (શાન્તિ) પ્રાપ્ત કરે નહિ. ત્યાં સુધી યોગ પ્રાપ્ત થતો નથી. બુદ્ધિ પણ જ્યાં સુધી સ્થિર થઈ આત્મા માં નિશ્ચલ થાય નહિ, ત્યાં સુધી યોગપ્રાપ્તિ થતી નથીઃ—

**"समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥"**

(૧૪) પરન્તુ મન સંકલ્પયુક્ત રહેવાથી યોગપ્રાપ્તિ થતી નથી. જે કર્મનો સંકલ્પ ત્યાગ કરી શકતા નથી તે યોગી નથીઃ—

**"नह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन।"**

જે સંયમ પાળી શકતા નથી, તેને યોગની પ્રાપ્તિ થતી નથીઃ—

**"असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।"**

(૧૫) ભોગની ઇચ્છાનું નામ કામના છે. કામનાથી આત્મસંસ્થ થવાતું નથી. વિષય ભોગની કામના રહેવાથી કદિપણ આત્માનો સ્વાદ પ્રાપ્ત થઈ શકતો નથી. કામના એ જ્ઞાન સ્વરૂપ આત્માને ઢાંકી રાખે છે. એ માટે ગીતા કહે છે કે;—

"जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ।"

(૧૬) કામનાને શી રીતે જીતી શકાય ? કામનાનો દુર્ગ (કિલ્લો) ઇંદ્રિયો, મન અને બુદ્ધિ છે.

"इन्द्रियाणि मनोबुद्धिरस्याधिष्ठानमुच्यते ।"

એ માટે ઇન્દ્રિયોના સમુહને વિષયમાંથી ખેંચી લેવી જોઇએ; પરન્તુ મન જ્યાં સુધી બુદ્ધિનો વિચાર ન સાંભળે, ત્યાં સુધી ઈંદ્રિયો જીતી શકાય નહિ. બુદ્ધિ એક તરફ વસ્તુ વિચારવડે વસ્તુનું અનિત્યપણું બતાવી આપે છે, જ્યારે બીજી તરફ શાસ્ત્રોજવલા બુદ્ધિ નિત્ય વસ્તુનું રૂપ, ગુણ અને સ્વરૂપ દેખાડી આપે છે. એક તરફ વિષય-વૈરાગ્ય અને બીજી તરફ આત્મસંસ્થ થવાને માટે અભ્યાસ કરો. વૈરાગ્ય અને અભ્યાસ શિવાય ઇન્દ્રિયો જીતી શકાતી નથી. સર્વ કર્મમાં કૃષ્ણ-સ્મરણ એ કામનાને જીતવાની પ્રથમ અવસ્થા છે.

(૧૭) "जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः" બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કરવાને માટે ઇશ્વરનો જન્મ અને કર્મરૂપ તટસ્થ લક્ષણ તત્વતઃ જાણવું ઉચિત છે. એજ ભક્તિનો માર્ગ છે. ભક્તિ વિના જ્ઞાન પ્રાપ્તિ થઇ શકતી નથી. યોગ પણ ભક્તિપૂર્વક કરવો જોઇએ. પ્રાણ સંયમન એ એક મુખ્ય સાધન છે. પ્રાણસંયમના અનેક પ્રકાર છે. ગીતામાં બાર પ્રકારના યોગની વાત કહી છે; પરન્તુ દ્રવ્યયજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે; માટે સર્વના કરતાં જ્ઞાન શ્રેષ્ટ છે. નિષ્કામ ભાવે યજ્ઞાદિ આચરણ કરતાં કરતાં ક્રમાનુસારે જ્ઞાનનો ઉદય થાય છે.

"* * योगसंसिद्धः कालेनात्मनि विन्दति ।"

(૧૮) યોગ કર્યા વિના જો કોઈ સન્યાસ ગ્રહણ કરે—આત્મસંસ્થ શિખ્યા વિના જો કોઈ કર્મ ત્યાગ કરે તો તે બહુ દુઃખી થાય છે.

" सन्यासस्तु महाबाहो दुःखमाप्तमयोगतः "

યોગીનું કર્મ માત્ર આત્મશુદ્ધિને માટે છે. જેને યોગ ગ્રહણ કરવાની

ઇચ્છા હોય, તેણે ગુરૂના ઉપદેશમાં પ્રાણસંયમ કરવો જોઇએ. પ્રાણ સંયમન વડે ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને કામના એ ત્રણ કિલ્લાને જીતી શકાય છે. જ્યારે પ્રાણસંયમના અભ્યાસથી, મનપ્રાણ સંયમમાં સ્થિર થાય છે, ત્યારે યોગારૂઢ અવસ્થા પ્રાપ્ત થાય છે. યોગારૂઢ થવાથી મનને શમનો અભ્યાસ કરાવવો જોઇએ. યોગારૂઢ થવાથી એકાન્તમાં આત્મસંસ્થ થઈ અભ્યાસ કરવો જોઇએ.

(૧૯) યોગારૂઢ યોગી નિર્જન પવિત્ર સ્થાનમાં નિરંતર સ્થિર–સુખ આસને શરીર ગ્રીવા વિગેરેને સમાન રાખી યુક્ત આહાર–વિહારમાંથી આત્મસંસ્થનો અભ્યાસ કરવો જોઇએ. આત્મસંસ્થના સાધન આગળ વર્ણવેલ છે.—" **संकल्पप्रभवान्** " વગેરે જો કોઇ સુકૃતિશાળી પુરૂષ મનને એકવાર ચિન્તાશૂન્ય કરી પોતાનું દ્રષ્ટા–સ્વરૂપ અનુભવ કરી શકે. હું દ્રષ્ટા, મન, બુદ્ધિ અને ઇંદ્રિ જે કરે, તેમાં મારે સુખ દુઃખ કાંઈ નથી. પ્રકૃતિના કર્મની સાથે મારે કાંઈ સંબંધ નથી. એ દ્રષ્ટાસ્વરૂપમાં જો કોઈ સ્થિતિ પ્રાપ્ત થાય, તોપણ તેની અન્ય સાધનની આવશ્યકતા નથી, પરન્તુ ઘણું કરીને સાધકને આ હોતું નથી એમ બોલી દ્રષ્ટાના સ્વરૂપમાં દ્દઢતાને માટે ભક્તિ આવશ્યક છે.

(૨૦) તપસ્વી, પરોક્ષજ્ઞાની અને કર્મ કરનારના કરતાં આત્મસંસ્થ-યોગી શ્રેષ્ટ છે; પરન્તુ જે યોગી શ્રદ્ધાપૂર્વક ઇશ્વરનું ભજન કરે છે. તે પણ શ્રેષ્ટ યોગી ગણાય છે. આત્મસંસ્થ ભાવે જ્યાં સુધી દ્દઢતા ન રહી શકે, ત્યાં સુધી યોગીનું મન વિષયમાં આવી શકે છે. દ્દઢભાવે આત્મસંસ્થ કરવાથી મન ફરીથી વિષયમાં આવી શકતું નથી. એ બન્ને યોગી છે. એ પ્રમાણે અવસ્થા કેમ ન થાય? શ્રી ગીતાજીએ ભજન કરનારને પ્રાધાન્યપદ આપ્યું છે.

**योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।**
**श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥**

(૨૧) આત્મસંસ્થપણું અને ભક્તિ એ બન્ને નિષ્કામ કર્મ યોગના પ્રકારનો માત્ર ભેદ છે, આત્મજ્ઞાન પ્રાપ્તિનો એ નજીકનો ઉપાય છે. એ શિવાય સ્થુલભાવે જે સમસ્ત લૈકિક કર્મ કરે છે, તેથી " તમે પ્રસન્ન થાઓ " એ શ્રીકૃષ્ણાર્પણ કરવાનો માત્ર યત્ન છે. એ નિષ્કામ

કર્મયોગની સર્વથી ઉતરતી અવસ્થા છે. ગીતામાં શ્રીભગવાને કર્મના અર્થમાં લૌકિક અને વૈદિક કર્મ, ઉભયનું વર્ણન કર્યું છે. "**यत् करोषि यदश्नासि**" આ શ્લોક એ એનું પ્રમાણ છે; પરન્તુ વૈદિક કર્મ એ ગીતાનું મુખ્ય કર્મ છે. શ્રીભગવાન્ કહે છે કે—

**"भूतभावोद्भवकरो विसर्गः कर्म संज्ञितः"।**

**(भूतानां भवधर्मकानां स्थावर-जंगमानां जरायुजादीनां भावम् उत्पत्तिम् उद्भव वृद्धिश्च करोति यः विसर्गः देवोद्देशेन त्यागः शास्त्रविहितः योगदान होमात्मकः। आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः इति क्रमेण स इह कर्मसंचितः कर्मशब्देनोक्तः।)**

શાસ્ત્ર પ્રમાણે યજ્ઞદાન તપસ્યા વડે મનુષ્ય દેવતાઓને ભાવના કરે છે, તેઓ પણ વૃષ્ટિ અન્નાદિ દ્વારા સ્થાવર-જંગમ ઉત્પત્તિની વૃદ્ધિનું કારણ બને છે. મનુષ્યનું જે સમસ્ત વિસર્જન દ્વારા જીવનું કલ્યાણ સાધન થાય તેજ કર્મ છે. અઢારમાં અધ્યાયમાં કહ્યું છે કે—

**"यज्ञदान तपः कर्म न त्याज्यं कार्य्यमेव तत् ।<br>यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥"**

એ સમસ્ત કર્મ અને અન્યવિધ લૌકિક કર્મ પણ જ્યારે "તમે સંતોષિત થાઓ" એમ સ્મરણ કરતાં કરતાં સમ્પાદન કરવાથી પ્રાપ્ત થાય છે, ત્યારે ઉચ્ચ સાધનનો અધિકાર પ્રાપ્ત થાય છે.

(૨૨) જેઓ ક્રમ પકડી સાધન કરતાં કરતાં આત્મસંસ્થ પ્રાપ્ત થાય છે, અને ભક્તિ યોગમાં નિરન્તર ભગવદ્ રસના આસ્વાદન દ્વારા આત્મસંસ્થ યોગની પ્રાપ્તિ કરે છે, તેઓ સઘળા કર્મ સ્વભાવતઃ નિષ્કામ થઈ જાય છે.

**यत् करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।<br>यत् तपस्यासि कौन्तेय तत् कुरुष्वमदर्पणम् ॥**

એ સર્વ કર્મ ભગવાનને અર્પણ કરવું એ આત્મ સંસ્થ-યોગીનો સ્વભાવ છે. મુખના અભ્યાસમાં આ સ્થાયિ થઈ શકતું નથી—ભક્તિ વિના પરમ પુરૂષની પ્રાપ્તિ થતી નથી. ગીતા કહે છે કે—

"पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया।"

પરન્તુ તત્વની સાથે તેને જાણવું અને તેના સ્વરૂપનો અનુભવ લેવો તથા તેના સ્વરૂપમાં રહેવું એ જ્ઞાનયોગમાંજ સંભવે છે.

(૨૩) ભક્તિયોગમાં જે ઉપાસના વર્ણવેલી છે તેના પણ પ્રકાર ભેદ છે. ભક્તિસાધનમાં કોઈ કોઈ તેને અભેદભાવનાથી, કોઈ વળી જુદી ભાવનાથી, અન્ય કોઈ બહુભાવનાથી ઉપાસના કરે છે.

"कत्वेन पृथक्त्वेन बहुधा विश्वतो मुखम्"

એ પ્રમાણે ભક્તિયોગથી ઉપાસના કરતાં કરતાં વિશ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. જ્યારે સર્વ જીવમાં નારાયણનો બોધ ઉત્પન્ન થાય, ત્યારે ઉપાસના પૂર્ણ થાય છે. જ્યારે ભગવદ્ ઐશ્વર્ય દષ્ટિએ પડે, ત્યારે ઉપાસના પરિપક્વ થાય છે. યોગી ભક્તોમાં કોઈ વિશ્વ રૂપનો ઉપાસક, કોઈ વળી અવ્યક્તનો ઉપાસક હોય છે, અવ્યક્તના ઉપાસક પોતાનું ઐશ્વર્ય સામર્થ્ય પ્રાપ્ત કરે છે, અને વિશ્વરૂપના ઉપાસક જગતની સહાયંતાનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. તેઓ ભગવત્-કૃપા પ્રાપ્ત કરીને બુદ્ધિ વડે જીવ અને બ્રહ્મનું અભેદ જ્ઞાન પ્રાપ્ત કરવાને સમર્થ થાય છે. અન્યથી થઈ શકતું નથી. નિષ્કામ કર્મ સાધકની સાધનાના ઉપસંહારમાં કહે છે કે—

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः।<br>
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते।<br>
तेषामहं समुद्धर्त्ता मृत्युसंसारसागरात्॥

ભગવાન્ આત્મા એ બ્રહ્મ છે, એ નિશ્ચલ બોધ થવાથી મૃત્યુ સંસાર-સાગરમાંથી તરી શકાય છે. આના ઉપાયો યોગ, ભક્તિ અને જ્ઞાન છે.

**"मार्गास्त्रयो मया प्रोक्ता पुरा मोक्षाप्तिसाधकाः"**

આ પણ ભગવાનનાં વચનો છે. યોગ, ભક્તિ અને જ્ઞાન શિવાય નિષ્કામ કર્મ સિદ્ધ થાય નહિ.

(૨૪) યોગિ ભક્તોના સાધનનો ક્રમ બતાવીને ગીતા કહે છે કે—

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥**

જો મારામાં મન અને બુદ્ધિ સ્થિર કરી ન શકો તો—

**"अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनञ्जय" ॥**

વિશ્વરૂપના ધ્યાનનો અભ્યાસ કરવા પણ કદી અશક્ત હો તો "**मत्कर्म्म परमो भव**" અર્થાત્ આની અંદર મન રાખીને કર્મ્મેન્દ્રિય વડે મારૂંજ કર્મ કરો. જો એ પણ ન કરી શકો તો- "**कर्त्तुं मद्-योगमाश्रितः**" અર્થાત્ આત્મસંસ્થ–યોગનો અભ્યાસ કરો. એ સઘળા વડે તમારૂં સર્વ કર્મ ફલ ત્યાગ થશે. સર્વ કર્મ ફલ ત્યાગ થવાથી કર્મ-યોગ પુરો થાય છે. એક સ્થાનમાં ઇશ્વર દર્શન અને સર્વત્ર ઇશ્વર દર્શન થાય, એજ ભક્તિયોગની સિદ્ધાવસ્થા છે. એજ ભક્તિયોગનું છેવટનું ફળ છે. એજ જીવ અને પરમાત્માનું અભેદ જ્ઞાન છે. તે કારણથીજ ગીતા અદ્વૈતામૃતવર્ષિણી કહેવાય છે.

(૨૫) જીવ અને બ્રહ્મની એકતાના જ્ઞાનથીજ જીવનમુક્તિ છે. ગીતા વીસ પ્રકારના જ્ઞાન મેળવવાના સાધન બતાવે છે. તેરમા અધ્યા-યમાં તેનું વિસ્તારથી વર્ણન કરેલું છે. બ્રહ્મ સાક્ષાત્કાર જેને માટે આ-વશ્યક છે, તે પણ ૧૮-૫૧ અને ૫૫ મા શ્લોકમાં વર્ણવેલું છે. આ સર્વ વાત આ પુસ્તકમાં બીજે ઠેકાણે કહેવામાં આવી છે. હું સંક્ષેપમાં કર્મ–સંકેતનો ઉપસંહાર કરી આ વિષયને પૂર્ણ કરૂં છું:—

(૨૬) સત્સંગ અને સત્શાસ્ત્રનો આશ્રય લીધા વિના કર્મ્મમાં દ્રઢ વિશ્વાસ ઉત્પન્ન થતો નથી. કર્મ કર્યા વગર સાંભળેલા વિષયનો સ્થાયી અનુભવ થઇ શકતો નથી. તેના અનુભવ વિના ભજન થઇ શકે નહિ.

ભક્તિ વિના "તું અને હું કોણ" તેનો અનુભવ મળી શકે નહિ. ગુણાતીત થયા વગર જીવ અને બ્રહ્મનું એકપણું થઈ શકે નહિ. ગુણાતીત અવસ્થાની પ્રાપ્તિ માટે રજોગુણ અને તમોગુણનો નાશ કરવો જોઇએ અને નિત્ય સંતુષ્ટ રહેવું જોઇએ. યોગ અને ભક્તિના માર્ગથી નિષ્કામ કર્મ વડે એ પ્રાપ્ત થઇ શકે છે. ત્યાર પછી શુદ્ધ ભક્તિ યોગથી ગુણવાન થવું જોઇએ. એ અવસ્થામાં જ્ઞાન પ્રાપ્ત થાય છે. જ્ઞાનથી જીવનમુક્તિ મળે છે. ગુણાતીત અવસ્થાની વાત ચૌદમા અધ્યાયમાં વર્ણવેલી છે. એનું શ્રવણ કરીને મનન કરો. ગુણાતીત અવસ્થા પ્રાપ્ત કરવાની ઉત્કંઠા થશે. જરામરણ રૂપ સર્વ દુઃખની નિવૃત્તિને માટે નિત્ય ભગવાનની સાથે સ્થિતિને માટે–પરમ આનંદની પ્રાપ્તિને માટે કોને અભિલાષા ન હોય? કોને લોભ ન હોય? ભગવાન્ જ્યારે જે કાર્યો કરે છે, ત્યારે તે કાર્યોમાં ભક્તોને પણ આનંદ મળે એવી ઇચ્છા કોને ન હોય?

ગુણાતીત અવસ્થા પ્રાપ્ત થવાથી જ્યારે કર્મબંધન છુટી જાય છે, ત્યારે એ રજોગુણના કાર્યમાં કોઇ પણ પ્રકારનો દ્વેષ રહેતો નથી. જો કદિ તમોગુણનું કાર્ય હોય તો પણ તેમાં દ્વેષ રહેતો નથી; અને સત્વગુણના પ્રકાશમાં આનંદનો અનુભવ લેવાની કદિપણ આકાંક્ષા થતી નથી. મહાન્ ગુણવાન મનુષ્ય કોઇ પણ વિષયમાં વાસના રાખતો નથી, અને કોઇ પણ વિષયમાં દ્વેષ બુદ્ધિ પણ રાખતો નથી. એ સુખ કેમ પ્રાપ્ત થાય અથવા એ સુખનો કેમ લોપ થાય વગેરે તર્ક વિતર્ક કરે તે મહાન્ ગુણવાન કહેવાય નહિ. જે કાંઇ મળે અથવા ન મળે તે વિષે કાંઇ પણ ભ્રાંતિ નહિ રાખતાં જે હમેશાં શાન્ત રહે છે; તેજ સદા સંતોષી ગણાય છે. પ્રકૃતિના કાર્યો તેને ક્ષણવારને માટે આત્મવિસ્મૃતિ કરાવી શકે છે, પરંતુ વિષય ઘટનામાં તેઓ ઉન્મત્ત કરી શકે નહિ. એ સઘળાં કાર્યો કરે, પરંતુ જ્યારે કરે, ત્યારે કર્મને અંતે ફરીથી સદા તૃપ્ત થઇ જાય છે. એનું મુખકમળ નિસ્તેજ થતું નથી, એ નિરંતર આનંદમાં જ રહે છે. તે અવસ્થા પ્રાપ્ત કરવી જોઇએ, અર્થાત્ બહુજ ગુણવાન બનવું જોઇએ. પ્રથમ નિરંતર સત્વગુણી થવાની જરૂર છે. નિરંતર સત્વગુણી થવાને માટે જ્યાં સુધી રજોગુણ અને તમોગુણ દુર ન થઇ શકે, ત્યાં સુધી યોગ, માનસપૂજા તથા સત્શાસ્ત્ર વગેરેની સહાયતા લેવી જોઇએ. જ્યાં સુધી તમોગુણ અને રજોગુણ દૂર થઇ શકે નહિ, ત્યાં સુધી જે સાધન કરવામાં આવે છે તેનુંજ નામ સાધન છે. રજોગુણ અને તમોગુણને જીતી શકે તો સાધન પણ

સરલ થાય. એ પ્રમાણે નિરંતર સત્વગુણી અવસ્થા પ્રાપ્ત કરી મહાન્ ગુણવાન બનવાને માટે શુદ્ધ ભક્તિની જરૂર છે. તે માટે આનંદપૂર્વક પોતામાં ઇષ્ટદેવનું ભજન કરવું જોઇએ. આ પ્રથમ અવસ્થામાં દેખાય છે, તમે જેમ ભગવાન્‌ની સમક્ષ હોતા હો તેવો ભાવ પ્રગટ થાય છે. તે સ્થળે શ્રીભગવાન્ સાક્ષાત્ વિરાજમાન થઇ રહ્યા છે, ત્યાં આગળ તેમના ભક્તો પણ છે, તેમના જ્ઞાની મનુષ્યો પણ છે—વશિષ્ટ, નારદ, વ્યાસ, ચૈતન્ય, ચુડાલા, શિખિધ્વજ, વિદુર, વિશ્વામિત્ર, સનક, સનાતન વગેરે સઘળા છે. જીવ ! તારે તે સ્થળે વાર્તા કહેવી જોઇશે. તું ત્યાં કઇ વાર્તા કહીશ ? ત્યાં કપટ કરાય નહિ—પોતાનામાં કાંઇ પણ ગુપ્ત વાત રાખી શકાય નહિ. કોઇ પણ કાર્યમાં તારી પાપી દ્રષ્ટિ પડી હશે તો તારે ત્યાં રડતાં રડતાં પાપની ક્ષમા માગવી જોઇશે.

ત્યારે ભગવાન્ પોતાના વ્રતનું પાલન કરવા તારા અપરાધને ક્ષમા કરશે.

## ‘ अभयं सर्वभूतेभ्यो ददाम्येतत् व्रतं मम ’

તને તારા પાપની ક્ષમા મળવાથી તું પાપમાંથી મુક્ત થઇશ, ત્યારે તું જાણીશ કે તેજ તારૂં સર્વસ્વ, તેજ તારી ગતિ, તેના શિવાય અન્ય બીજું કાંઈ પણ પ્રયોજન નથી; તું તેને બોલાવ્યા શિવાય રહી શકીશ નહિ. એજ શુદ્ધ ભક્તિ છે, એજ ભક્તિ વડે જણાશે કે તે તારામાં અને સર્વ જીવોમાં વ્યાપ્ત થઈ રહેલા છે. જો કે જગત્ છે, તો પણ તે કાર્યમાં નિરંતર તેના સમાગમ શિવાય તારે બીજું કાંઈ નથી. આ પ્રમાણે પહેલી વાત ભુલીશ નહિ. રજો અને તમોનો જ્યાં સુધી નાશ ન કરી શકાય, ત્યાં સુધી સાધન કર્યા કરવું, એ પ્રધાનસૂત્ર છે. તું તેટલી સિદ્ધિનો લાભ કરીશ તો તને કર્મસિદ્ધિની પ્રાપ્તિ થશે. ત્યાર પછી નિષ્કર્મણ્ય સિદ્ધિ થશે, ત્યાર પછી ‘ **मामेकं शरणं व्रज** ’ રૂપ ભક્તિ, પછી જ્ઞાન અને ત્યાર પછી મુક્તિ મળશે.

વળી પણ સહેજ ગીતાના ક્રમનો ઉલ્લેખ કરેલો છે. નિષ્કામ કર્મ વડે પ્રથમના કર્મમાંથી સિદ્ધિ મેળવી શકાય છે. બીજી અવસ્થામાં એકાન્તમાં નિષ્કામ સિદ્ધિ છે. એ અવસ્થામાં ક્રમે ક્રમે પરમ ભક્તિ અને પરમ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તે જ્ઞાનમાંથી મુક્તિ મળે છે.

ગીતાના લક્ષ્ય અને કર્મના સંબંધમાં કહેવામાં આવ્યું; પરંતુ આટલી કથા કહ્યા છતાં હજી તૃપ્તિ નહિ થતાં અતૃપ્તિજ રહે છે. કોણ જાણે શું એ કાંઇ અપૂર્વ ભાવ ગીતામાં રહેલો છે કે, જેનો સેંકડો પ્રકારે પ્રકાશ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છતાં પ્રકાશ થઇ શકતો નથી. ભગવાને સત્ય કહ્યું છે કે–" **गीता मे हृदयं पार्थ** ! " આટલું આ ક્ષુદ્ર હૃદય, એવડા મ્હોટા વિશાળ ભગવદ્–હૃદયને ઓળખી શકે નહિ. કદાચ ઓળખે તો પણ જેમ ઓળખાયું ન હોય તેવો બોધ થાય છે. શ્રીપરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણની કૃપા ન હોય તો તે ભગવાનને ઓળખી શકાય નહિ.

ગીતામાં યોગ, ભક્તિ અને જ્ઞાન આ સર્વ સાધનની વ્યાતો રહેવા છતાં ગીતાને ભક્તિશાસ્ત્ર કહેવું યોગ્ય છે. પરમાત્મા શ્રીભગવાન્‌નો આશ્રય ગૃહણ કરવો એજ ગીતાનો અંતિમ ઉપદેશ છે. ભગવાન્, જીવ અને મન એ ત્રણથી જગતની ઘટમાળ ચાલ્યા કરે છે. જ્યારે જીવાત્મા, નિરંતર પોતાના ચિત્તને સ્વરૂપમાં રાખીને શાંતિથી રહે છે, ત્યારેજ જીવન્મુક્તિ મળે છે; ત્યારેજ પોતાના સ્વરૂપમાં શાંત રહી શકાય છે; ત્યારેજ જીવાત્મા અંતરાત્માની સાથે મળી જાય છે—ઐક્ય થઇ જાય છે.

જીવાત્મા કઇ કઇ અવસ્થામાં પોતાના ચિત્તને જ્ઞાનમાં રાખી શકે તે જાણવાની જરૂર છે; પરંતુ કામ ક્રોધ વગેરે શત્રુઓના આક્રમણને લીધે નિદ્રા, ક્ષુધા આદિ વિષયોમાં રચ્યાં પચ્યાં રહેવાથી જ્ઞાન સ્વરૂપમાં સ્થિર થઇ શકાતું નથી–તલ્લિન થઇ શકાતું નથી. એટલા માટે ભગવાન્‌નો આશ્રય ગૃહણ કરવો જોઇએ. ભગવાન્‌નો આશ્રય ગૃહણ કરીને સાધન કરતાં કરતાં શ્રીપરમાત્માની સાથે મળી જવાય છે. પ્રાણનો નિરોધ એ યોગની છેલ્લી દશા છે. યોગ પ્રાપ્ત કરવામાં બહુ કઠીનતા રહેલી છે. સર્વને યોગ પ્રાપ્ત થઇ શકતો નથી. મહાભારતમાં અને યોગવશિષ્ટમાં પ્રાણનો નિરોધ કરવો કેવો કઠિણ છે તેનો વારંવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સાંખ્યયોગ એ બહુ કઠણ છે, " હું બ્રહ્મ છું " એમ મુખેથી બોલવું સ્હેલું છે, પરંતુ જ્યારે બોલે છે કે 'હું સચ્ચિદાનંદ' ત્યારે જોતાં જ જણાઇ આવે છે કે, મારામાં જ્ઞાન કેટલું છે ? મારા જીવનમાં કેટલો આનંદ છે ?

પરમ કૃપાળુ શ્રીભગવાન્ એ માટે ગીતામાં ભક્તિમાર્ગનું અવલંબન કરીને કહે છે કે–" ભક્તિનો આશ્રય લઇને યોગ અને જ્ઞાનની

સાધના કરો." જીવાત્મા પોતાના ચિત્તના જ્ઞાન રૂપમાં શાંતરીતે ન રહી શકે તો ભગવાન્ કહે છે કે-" નિરંતર ભગવાન્ના નામનું ઉચ્ચારણ કરીને ઉપાસના કરો,-પ્રાર્થના કરો, તેની મદદથી આત્માનો વિચાર કરો." તે પોતેજ કૃપા કરીને તમારો ઉદ્ધાર કરશે, એજ તેમની આશ્વાસન-વાણી છે.

શ્રીગીતાના ઉપાસ્યનો નિર્ણય.

(૧) અક્ષર અવ્યક્ત નિર્ગુણ બ્રહ્મ, (૨) સગુણ બ્રહ્મ ઇશ્વર, અંતર્યામી, હિરણ્યગર્ભ, તૈજસ, વિરાટ, વૈશ્વાનર, (૩) અવતાર, (૪) આત્મા.

બ્રહ્મ પોતાના સ્વરૂપનો વિનાશ નહિ કરતાં સમકાલમાં નિર્ગુણ, સગુણ, અને અવતાર તથા આત્મા રૂપે રહે છે.

શ્રી ગીતામાં ઉપાસનાનો નિર્ણય.

(૧) અક્ષર અવ્યક્ત નિર્ગુણ ઉપાસના—સ્વરૂપમાં પ્રાપ્તિ. (૨) સગુણ બ્રહ્મની ઉપાસના—પ્રકૃતિમાંથી પુરૂષનો ભિન્ન વિચાર. (૩) અભ્યાસ યોગમાં વિશ્વરૂપની ઉપાસના. (क) અવલમ્બનને અનુસરીને યોગીની ઉપાસના. (ख) અવલમ્બનને અનુસરીને ભક્તની ઉપાસના. (૪) મારૂં કર્મ-પૂર્ણ કરવાનું સાધન—ભક્તિ ઉત્તેજક કર્મનું સાધન. (૫) મારા યોગના આશ્રયનું સાધન—સર્વ કર્મ અર્પણમાં-પ્રસન્ન કરવાની પ્રાર્થના.

( ૧ )

પોતાના સ્વરૂપથી જે અપરિચિત છે, અને માયાના ઉદયમાં કાળે જે પોતાના સ્વરૂપમાં નિવાસ કરી પછી અસ્પષ્ટ પ્રકૃતિ પુરૂષ રૂપમાં ભગવાનની માફક થાય છે,—અથવા થઇને જે બહુ સંકલ્પ કરે છે, અને મહદ્ બ્રહ્મમાં ગર્વનો ત્યાગ કરીને ચારે તરફ દશ્યમાન થતી જગતની સૃષ્ટિની સ્થિતિનો ભંગ વારંવાર કરે છે; અને જન્માદિ વ્યવહારને સૃષ્ટિ પ્રત્યે વસ્તુમાં મેળવી રાખે, અને વળી સ્વરૂપતઃ જે અજન્મા બની સર્વ પ્રાણીનો મોટો ઇશ્વર બની જગતના કલ્યાણને માટે પોતાની માયાથી માયામાં-મનુષ્ય રૂપમાં અવતાર ધારણ કરે છે.-જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય, અને અધર્મની ઉત્પત્તિ થાય, ત્યારે સાધુજનોની પવિત્રતા જાળવી રાખવા, પાપીજનોનો વિનાશ કરવા, ધર્મની સ્થાપના કરવા અવતાર

ધારણ કરે છે. વળી પોતાના આદ્ય સ્વરૂપમાં જવાને માટે માયા લીલાનો ભંગ કરવા અને દરેક જીવમાં આત્મરૂપની સ્થાપના કરે છે. એવા નિર્ગુણ અને સગુણ માયા-માનુષી આત્માને હું કરોડો વાર પ્રણામ કરૂં છું.

( ૨ )

જેઓ સ્થિર મનથી ગીતાના ઉપદેશનો વિચાર કરશે, તેઓ જોઇ શકશે કે શ્રીગીતા એ એક સનાતન અને સમ્પૂર્ણ સનાતનધર્મનું મંદિર છે. એ મંદિરમાં જગતના સઘળા ધર્મને આશ્રય પ્રાપ્ત થાય છે. જગતની અંદર જેટલા પ્રકારના ધર્મ પ્રકટ થયા છે, થાય છે અને થશે, અને જેણે ગીતાના સમ્પૂર્ણ ધર્મોને જોયા છે, તેઓ જોઇ શકશે કે તે સર્વ ધર્મો આ સમ્પૂર્ણ ધર્મના અંગ રૂપે છે.

સમ્પૂર્ણ ધર્મનું મુખ જોયા વિના આંશિક ધર્મ સમ્પ્રદાયોમાં પરસ્પર વિવાદ અવશ્ય થાય છે. તેઓ પૂર્ણ અંશની સાથે વિવાદ કરતા નથી, પણ તે પૂર્ણના અંગ પ્રત્યંગો પૂર્ણનું મુખ નહિ જોવા પર્યંત આપસમાં વિવાદ કરી શકે છે. અમો ગીતામાં કહેલા તે સર્વ ધર્મોને દેખાડવા યત્ન કરીએ છીએ.

આ વિશાળ જગતની ઉત્પન્ન થયેલી વસ્તુઓમાં કાંઇ ને કાંઇ ધર્મ હોય છે; જડનો પણ ધર્મ છે, અને ચેતનનો પણ ધર્મ છે; પરન્તુ આત્માનો કોઇ ધર્મ નથી. તે કોઇનો બનાવેલો નથી, પણ તે જુદોજ છે, કોઈ અદ્‌ભુત ઇન્દ્રજાળના વ્યવહારથી ચેતનની સાથે જડનું મિશ્રણ થએલું છે. આત્મા વગરનો ધર્મ એ આત્માનો માત્ર ગુણ છે. એ ગુણ જ્યારે વારંવાર પ્રકટ થાય, ત્યારે આત્મા પોતે જુદા ભાવે રહેવાથી લોકમાં તે પ્રકૃતિના ધર્મની સાથે મળી ગએલ દેખાય છે. આત્માના સ્વરૂપ સંબંધે જેને કાંઇ જ્ઞાન નથી તેઓ પણ એકલા આત્માને ધર્મી પદાર્થ કહે છે.

આન્દોલન વિના કોઇ વસ્તુની ઉત્પત્તિ થતી નથી. પરિસીમા વિનાની કોઈ વસ્તુ અગાધ હોય ત્યાંથી ધ્રુના તારાની માફક કાંઇક ઉત્પન્ન થાય છે. મણિનો ચળકાટ જેમ સ્વાભાવિક હોય છે. તેવી રીતે પરમ શાન્ત ચિન્મણિથી સ્વાભાવિક ચળકાટની માફક એક કમ્પની માફક મનમાં ધબકારો થાય છે; તેથી કરીને આ માયાની સૃષ્ટિ પ્રકાશી ઉઠે છે. પ્રથમ

કમ્પ તૃષ્ણાની માફક હોય છે,–પછીનો કમ્પ તૃષ્ણાનો ભંગ કરવાનો હોય છે. એ માટે જગતમાં તૃષ્ણારહિત અને તૃષ્ણાવાળો એ બે પ્રકારનો કંપ જોવામાં આવે છે.

તૃષ્ણાની સાથે જે કમ્પ થાય તે શુભ કમ્પ કહેવાય છે; અને બીજો તૃષ્ણા વગરનો કમ્પ તે અશુભ કમ્પ કહેવાય છે. તૃષ્ણા વગરના કમ્પમાં જે કર્મ કરાય છે, એને ધર્મ કર્મ કહે છે; અને જેને કર્મ કરવાથી તૃષ્ણાનો ભંગ થાય તેને અધર્મ કહે છે.

જગતની અંદર જેટલા મનુષ્યો છે તે બધાનું સામાન્ય કર્મ આહાર, નિદ્રા, ભય અને મૈથુન છે. સાધુ મનુષ્ય શિવાય જીવ માત્રનું સાધારણ કર્મ આ છે. એ સિવાય મનુષ્યનાં કેટલાંક અસાધરણ કર્મ છે. અસાધરણ કર્મવડે સાધરણ કર્મને મનુષ્ય વશ કરી શકે છે.

આ પુસ્તકમાં આગળ કહ્યું છે કે, મનુષ્યના અંદર મુખ્ય શક્તિ સ્થાન ત્રણ છે; એક પ્રાણશક્તિ, બીજી મનશક્તિ, ત્રીજી બુદ્ધિ શક્તિ. એ ત્રણે શક્તિને પૂર્ણ રીતે શાસ્ત્ર પ્રમાણે સ્પન્દિત કરવાં એ સમ્પૂર્ણ ધર્મ કર્મ છે.

શ્રુતિ કહે છે કે,—'**अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते.**' આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ સાધારણ કર્મનું ફળ મૃત્યુ છે. મૃત્યુ એ અસંબંધ અનર્થક રૂપમાં મનની અંદર રહે છે. વેદમાં જે અસાધારણ કથા કહેવામાં આવી છે. તે અજ્ઞાન હોવાથી તે અસાધારણ કર્મ વડે સાધારણ કર્મ અથવા મૃત્યુને જીતી શકે છે. જ્ઞાન એ અમર છે. કોઇ કર્મ અમરપણું દઇ શકે નહિ. અસાધારણ કર્મ વડે વિદ્યા પ્રાપ્ત થાય છે. વિદ્યા વડે અમર થવાય છે.

જે વિદ્યા વડે મનુષ્ય પ્રાણશક્તિને શાસ્ત્ર પ્રમાણે કંપીત કરી શકે છે, તે વિદ્યાનું નામ પ્રાણાયામ છે. એ યોગનું પ્રધાન અંગ છે.

જે વિદ્યા વડે મનુષ્ય મનશક્તિને શાસ્ત્ર પ્રમાણે કમ્પીત કરી શકે તેજ માનસપૂજા કહેવાય છે. એ ભક્તિયોગનુ મુખ્ય અંગ છે.

જે વિદ્યા વડે મનુષ્ય બુદ્ધિ–શક્તિને શાસ્ત્ર પ્રમાણે કમ્પીત કરી શકે તેજ વિચાર વિદ્યા કહેવાય છે. એ જ્ઞાનયોગનું મુખ્ય અંગ છે.

જગતના સમ્પૂર્ણ ધર્મ જે પ્રાપ્ત કરવાનો ઉપાય એ યોગ, ભક્તિ અને જ્ઞાન છે. યોગ, ભક્તિ અને જ્ઞાનનો ઉદ્દેશ એક માત્ર આનંદ સ્વરૂપ શ્રીભગવત્-પ્રાપ્તિ છે. સત્-ચિત્-આનંદ સ્વરૂપ પરમ બ્રહ્મમાં રહેવું એ ભગવત્ પ્રાપ્તિ છે. સ્થિતિનું થવું એ મિશ્રણ છે તે શિવાય જે કાંઈ છે તે મલિન છે.

પ્રથમ મિશ્રણ થાય છે. મિશ્રણ થતાં થતાં ચુંબક તરફ લોહના આકર્ષણની માફક જ્યારે અખંડ એ ખંડને આકર્ષણ કરે છે, ત્યારે મિશ્રણ થાય છે.

જગતનો સમ્પૂર્ણ ધર્મ દેખાડીને ગીતાના વચનોમાં વસ્તુ દેખાડવી જોઈએ અને ગીતાના વચનોનું સાધન પણ દેખાડવું જોઇએ.

જગતમાં આધુનિક સમયમાં જે પ્રકારે ધર્મ પ્રચલિત છે, તેનાથી ઉપાસ્ય વસ્તુની બરાબર એકરૂપે ધારણા કરી શકાય નહિ; અને ઉપાસ્ય વસ્તુ પ્રાપ્ત કરવાનો ઉપાય પણ એક રૂપે હોય નહિ; પરંતુ શ્રીગીતાએ સાધ્ય અને સાધનના સંબંધમાં જે કહ્યું છે તેની અંદર હું જગતના સમસ્ત ધર્મ અને સમસ્ત સાધન દેખી શકું છું. આની એકતા બતાવવી એજ અહિં ઉદ્દેશ છે.

( ૩ )

શાસ્ત્રરહિત સ્પન્દન એ પાપની ઉત્પત્તિ છે. જ્યાં સુધી મનુષ્ય પાપને તજી શકે નહિ, ત્યાં સુધી તે પોતાના જીવનને સારી રીતે ચલાવી શકે નહિ. શરીર, વાક્ય અને મનને અથવા પ્રાણ, મન અને બુદ્ધિને જ્યાં સુધી મનુષ્ય શાસ્ત્ર પ્રમાણે ચલાવી ન શકે, ત્યાં સુધી, તે પોતાનું સુખ પ્રાપ્ત કરી શકતો નથી, અને અન્યને પણ સુખી કરી શકતો નથી. કામમાં પણ ત્યાં સુધી મનુષ્ય જીવનનો ઉદ્દેશ્ય ફોગટ જાય છે; સમાજ અને જાતિનું જીવન દુઃખમય થાય છે.

પાપ એજ દુઃખ છે. દુર્બળતા એજ પાપનો પાયો છે. અવિચારથી દુર્બળતા ઉત્પન્ન થાય છે. વિચારોવડે દુર્બલ ચિત્તને સબળ કરો પછી જોશો કે પાપને ઉત્પન્ન થવાનો બીજો કોઇ રસ્તોજ નથી. ત્યારેજ માનવ-જીવન પવિત્ર થાય છે; ત્યારેજ સમાજ અને જાતિ પણ પવિત્ર થાય છે.

મનુષ્યનું ચિત્ત સબળ કેવી રીતે થાય ? આજ સુધીમાં જગતની અંદર જેટલા ઉપાયો કહેવામાં આવ્યા છે; તેની અંદર મનુષ્યને વિચાર-ધર્મી કરવો એજ ચિત્તને સબળ કરવાનો એક માત્ર ઉપાય છે. જે વિચાર મનુષ્યને પ્રથમ ઇશ્વરની સાથે મેળાપ કરાવે છે, છેવટે તેની સાથે મિશ્રણ કરાવવાથી મનુષ્યને પરમાનન્દની પ્રાપ્તિ થાય એવો વિચાર એજ સુવિચાર છે તે શિવાય યથાર્થ ધાર્મિક થવાતું નથી. વળી યથાર્થ ધાર્મિક ન થવાથી પાપના હાથથી છૂટી પવિત્રતા પ્રાપ્ત થતી નથી. આ શિવાય બીજું કોઈ પવિત્ર થઈ શકતું નથી. જે જીવનમાં પવિત્રતા નથી, તે જીવન ખરાબ જીવન ગણાય છે. તે જીવન વખાણવા જેવું નથી.

સઘળાં મનુષ્યોનું ચિત્ત એ પ્રમાણે હોતું નથી; તેથી એક ઉપાયથી સઘળાં ચિત્તને એક ભાવમાં આણી શકાતું નથી. ચિત્તને નિરોગી કરવાનો મુખ્ય ઉપાય પુરૂષાર્થ છે. એના ઉપાયો પણ ઘણા છે. જે જેને મળે, તેને પકડીને તેઓએ પુરૂષાર્થ કરવો જોઈએ. સઘળા ઉપાયોનું લક્ષ્ય ચિત્તને વિષયના મુખમાંથી છોડાવીને ઇશ્વર મુખમાં આણવાનું છે. શરીર, મન અને વાક્યને શાસ્ત્ર પ્રમાણે ચલાવી શકવાથી ચિત્ત ઇશ્વર સન્મુખ વાળી શકાય છે. જેનું ચિત્ત જેટલું ઇશ્વર તરફ રહે છે, તેનું ચિત્ત તેટલુંજ સબળ અને નિષ્પાપ થાય છે. જે પાપી છે, તે પોતાનો અપકાર કરે છે, એટલુંજ નહિં પણ તે જગતનો પણ અપકાર કરે છે.

એક અતિ ક્ષુદ્ર કીડી પણ પોતાના કિંચિત્ સ્પર્શથી વિશાળ, પર્વતાકારના ઉછાળા મારતા મોટા તરંગોવાળા સમુદ્રના જળને ધ્રુજાવી શકે છે, જેમ તે ક્ષુદ્ર કીડીના પદ સંચાલનથી સમુદ્રનો વિશાળ પટ ખળભળી ઉઠે છે; તેની ક્રિયા જો કે અકિંચિત્કર હોય તોપણ આખા સમુદ્રમાં તેની હિલચાલ થાય છે. તેવીજ રીતે ક્ષુદ્ર મનુષ્યની શુભ અશુભ ક્ષુદ્ર ચિન્તાઓ પણ આ વિશાળ જગતમાં કાર્ય કરે છે. શુભ ચિન્તાથી જે શુભ આન્દોલન થઇ ઊઠે છે તેથી હિત, અને અશુભ ભાવનાથી જે અશુભ આન્દોલન થઈ ઊઠે છે તેથી અહિત થાય છે.

જ્યારે શાસ્ત્ર પ્રમાણે ચાલવું એ ધર્મ છે ત્યારે હિલચાલ થતી નથી, જગતને સુખ કરવા માટે ધર્મ સિવાય બીજો ઉપાય હોતો નથી અને સાધ્ય સાધનની યથાર્થ ધારણા શિવાય અન્ય કોઈ ઉપાયે સ્થાયિ

ભાવે શાસ્ત્રોક્ત કર્મમાં રહિ શકાતું નથી. ત્યારે જગતના પૂર્ણ ધર્મની પ્રાપ્તિને માટે સાધ્ય વિષય અને સાધનનો વિષય ગીતા જે કાંઈ બતાવી આપે છે, તેનું નિર્દ્ધારણ કરવાનું વૃથા જતું નથી.

## સાધ્ય વસ્તુની વાત.

જગતના લોકોએ સાધ્ય વસ્તુનું જે એક સાધારણ નામ દીધું છે. તે નામ એજ ઇશ્વર છે. શ્રીગીતા એજ ઇશ્વિરને કોઇ વખત નિર્ગુણ બ્રહ્મ કહે છે, કોઇ વખત સગુણ બ્રહ્મ કહે છે, અથવા વિશ્વરૂપ અથવા અન્તર્યામી અને કોઇ વખત અવતાર કહે છે. તેમજ કોઇ વખત આત્મા પણ કહે છે, મૂળ વસ્તુ એક છે. પણ જે પૃથક્પણું જોવામાં આવે છે તે ઉપાધિના અવલંબનથી. જે સર્વ પ્રકારની ઉપાધિથી રહિત છે, જે સ્વયં છે, જે અવિજ્ઞાત સ્વરૂપ છે, તેજ નિર્ગુણ બ્રહ્મ છે.

જે નિરંતર સ્વયંભાવે રહીને માયાનો આશ્રય કરી રહેલો છે તે માયાધીશ છે, તેજ ઇશ્વર, તેજ અન્તર્યામી, તેજ સૃષ્ટિ સ્થાપનાર, તેજ પ્રલય કરનાર, અને તેજ પ્રલયકારિણી સ્થાપેલી સૃષ્ટિ તેજ સગુણ બ્રહ્મ છે.

એ સગુણ ઇશ્વરજ બહુ પ્રકારે ભાગ પડાયેલી માયા અથવા અવિદ્યાને વશ થઇ માયાને આધીન થએલો જીવ અથવા જીવાત્મા છે.

એ માયાધીશ ઇશ્વરજ ધર્મના નાશ અને અધર્મની વૃદ્ધિમાં સૃષ્ટિને માટે શાસ્ત્ર સ્થાપિત કરવા માટે, માયામનુષ્ય અથવા માયામાનુષી રૂપે કે અવતાર રૂપે પ્રકટ થાય છે.

જેને સાધ્ય વસ્તુ મળી છે તેને નિર્ગુણ બ્રહ્મ, સગુણ બ્રહ્મ, અવતાર અને આત્મા સરખા છે.

જુદાં જુદાં નામ રૂપની અંદર નિરન્તર તે તેજોમય, અમૃતમય, સર્વાનુભૂ, અવિજ્ઞાત સ્વરૂપ છે. અવતાર સ્વરૂપમાં આત્મા સર્વદા વિરાજમાન છે.

લોકો નાનાપ્રકારે તેને બોલાવે છે, વિશ્વાસુ લોકો જેને બોલાવે છે, બહારના કર્મથી જેને બોલાવે છે, અંતરના કર્મથી જેને બોલાવે છે

અને સર્વ કર્મ ત્યાગી સન્યાસી થઈ નિઃસંગભાવે ધ્યાનયોગની જે પ્રાપ્તિ કરાવે છે, તેજ સાધ્ય વસ્તુ, તેજ ઇશ્વર, તેજ શ્રીભગવાન્ છે. આ વિષયની આલોચના પછીથી કરવામાં આવશે. અહિં માત્ર એટલું જ કહિ દેવું બસ છે કે જે સર્વકાલમાં સમભાવથી સર્વત્ર વિદ્યમાન, તેજ જગતને માટે ઉપાસનાની વસ્તુ છે. આ સાધ્યવસ્તુના સંબંધમાં કાંઈ કહેવાની જરૂર હોય તો આ પ્રમાણે કહેવું જોઇએ.

૧ સૃષ્ટિના પૂર્વે જેઓ હતા તે નિર્ગુણ બ્રહ્મ.

૨ સૃષ્ટિ થવા પછી જેઓ છે તે સગુણ બ્રહ્મ.

૩ સૃષ્ટિની શાસ્ત્રમર્યાદાના ઉલ્લંઘન માટે જેઓ ઉત્પન્ન થાય છે તે અવતાર.

૪ સર્વ સમયે સર્વ સૃષ્ટિમાં જેઓ છે તે આત્મા. શ્રીશિવ મહાપુરાણની જ્ઞાનસંહિતાના પરિપાઠિકા નામના પ્રથમ અધ્યાયમાં ઋષિઓએ સુત પુરાણીને ઠીક આજ પ્રશ્ન પૂછ્યો હતો.—

सृष्टेः पूर्वं कथं देवस्तन्मध्ये च कथं पुनः ।
तदनन्ते च कथं तिष्ठेत् शंकरो लोकशंकरः ॥

જગતના મંગલ કરનારા શંકર સૃષ્ટિના પૂર્વે, સૃષ્ટિની સ્થિતિના સમયમાં અને સૃષ્ટિના અંતમાં કેવી રીતે રહે છે? આની પ્રથમનો પ્રશ્ન આ છે;—

अगुणो गुणतां यातः कथं लोके महेश्वरः ।
शिवतत्वं वयं सर्वे न जानीमो विचारतः ॥

આ શ્લોકમાં મહેશ્વર નિર્ગુણ હોવા છતાં સગુણ કેવી રીતે થાય છે? અમો સર્વ કોઇ આ શિવતત્વને સારી રીતે જાણતા નથી.

શ્રુતિનું અનુસરણ કરીને શ્રીગીતા અનેક સ્થાનોમાં નિર્ગુણ બ્રહ્મ, સગુણ બ્રહ્મ, અવતાર અને આત્માની વાતને કહે છે. અમોએ મૂળ

ગ્રન્થમાં આ સંબંધે અધિક રૂપથી વિચાર કર્યો છે. અત્રે આ વિષયમા ફરીને લખવાની જરૂર નથી. ભગવાન્ શંકરના મતનું અવલંબન કરીને કેટલાક વિદ્વાનો કહે છે કેઃ—

**सन्ति उभयाल्लिङ्गाः श्रुतयो ब्रह्मविषयाः । सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः इत्येवमाद्याः सविशेषलिङ्गाः अस्थूलमनणुअह्रस्वम् अदीर्घम्, इत्येवमाद्याश्च निर्विशेषलिङ्गाः ।**

બ્રહ્મના સંબંધમાં સવિશેષ અને નિર્વિશેષ એ બન્ને પ્રકારની શ્રુતિઓ છે. બ્રહ્મ સર્વકર્મા, સર્વકામ, સર્વગંધ, સર્વરસ, ઇત્યાદિ શ્રુતિનું વિશેષપણું છે. વળી તે સ્થૂળ પણ નથી, સૂક્ષ્મ પણ નથી, હ્રસ્વ પણ નથી, દીર્ઘ પણ નથી ઇત્યાદિ શ્રુતિનું નિર્વિશેષપણું છે.

શ્રીગીતા પણ જેને નિર્વિશેષ બ્રહ્મ કહે છે, તેને સવિશેષ બ્રહ્મ કહે છે; વળી તેનેજ આત્મા અને તેનેજ અવતાર કહે છે. માત્ર ગીતા જ નહિ પણ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ ઇતિહાસ, તંત્ર વગેરે સઘળાં શાસ્ત્રો પણ એમજ કહે છે. તોપણ આમાં આશ્ચર્યની વાત એ છે કે, આ દેશના કેટલાક આચાર્યો નિર્ગુણ, સગુણ, અવતાર, આત્મા વિગેરેને લઇને કેટલાક મત મતાન્તરો ઉભા કરેછે અદ્વૈતવાદ, દ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ, અચિન્ત્ય ભેદાભેદવાદ વિગેરે કેટલાક વાદો આ વેદને માનનારી જાતિની અંદર ઉભા થયા છે, મારે કહેવું જોઇએ કે, ધર્મનું રહસ્ય સમ્પૂર્ણ રીતે નહિ સમજી શકવાના કારણથી આ સઘળા વાદો ઉભા થાય છે, અમોએ મૂળ ગ્રંથમાં અનેક સ્થળોએ આ મતોનું સામંજસ્ય ક્યાં છે, તે તરફ લક્ષ્ય આપ્યું છે. આધુનિક સમયના વિચારવાન મનુષ્યોમાંથી કોઇ કોઇ, શ્રી ભગવાન્ શંકરને પણ એક સંપ્રદાયભૂક્ત કહેવામાં પાછી પાની ભરતા નથી. તેઓ કહે છે કે,—ભગવાન્ શંકરે ફક્ત એક નિર્વિશેષ બ્રહ્મનોજ સ્વીકાર કર્યો છે. શંકરાચાર્ય જો કે તે નિર્વિશેષ બ્રહ્મ શિવાય અન્ય કોઇને માનતા નથી, તોપણ શ્રીગીતાની ઉપક્રમણિકામાં તેમણે સ્પષ્ટાક્ષરે દેવકીનંદન શ્રીકૃષ્ણને અવતાર તરીકે જણાવ્યા છે. સારાંશ કે ભગવાન્ વશિષ્ઠ, વાલ્મીકિ, વ્યાસ, અને શંકરે એકજ ભાવથી વેદોની પ્રવૃત્તિ અને નિવૃત્તિના માર્ગની ધર્મ વ્યાખ્યા

કરી છે. તે સર્વનો અભિપ્રાય એ છે કે, જે નિર્ગુણ બ્રહ્મ છે તેજ સમકાલે સગુણ બ્રહ્મ, અવતાર અને આત્મા બને છે. હું પાછળથી બતાવી આપીશ કે સમકાલે બ્રહ્મની એ ચાર અવસ્થા થવાનો કેવી રીતે સંભવ છે? અને જેઓ બોલે છે કે,–સર્વ વ્યાપી બ્રહ્મનો–મૂર્તિ ધારણ કરવાથી પોતાના સ્વરૂપનો ધ્વંસ થાય છે, એ કથનમાં આ આધુનિક ધાર્મિક ગણોના વિચારોમાં દોષ રહી જાય છે. હું પાછળથી એની પણ આલોચના કરીશ. આ સ્થળે તો હું એટલુંજ કહું છું કે, વેદ અને વેદપ્રમુખ સમગ્ર આર્ય શાસ્ત્ર કહે છે કે જે નિર્ગુણ બ્રહ્મ છે, તેજ સમકાલે સગુણ બ્રહ્મ બને છે, અવતાર અને આત્મા એમાં અમને મૂળ કથા શું મળી શકે છે? મળે છે એજ કે, બ્રહ્મ છે તેજ તે સર્વ કાલે નિઃસંગ પુરૂષ બને છે, જ્યારે તે સગુણ હોય અથવા અવતાર હોય અથવા જીવાત્મા હોય, ત્યારેજ તે નિર્ગુણ અને નિઃસંગ પુરૂષ બને છે. નિઃસંગ–નિર્ગુણ અવસ્થા એજ તેનું સ્વરૂપ છે. એજ સ્વરૂપમાં તેને સર્વદા અવસ્થાન કરવાનું (રહેવાનું) અને માયાને અનુસરીને સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રત્ અવસ્થામાં પોતે હોય તેમ ભાસે છે. પોતાના સ્વરૂપમાં નિવાસ કરીને પણ તે સગુણ બ્રહ્મ, અવતાર અને આત્માની માફક રહે છે. માયાનો આશ્રય કરનાર તેજ અક્ષર અવ્યક્ત નિર્ગુણ બ્રહ્મ અને એજ કોઇ વખત ઇશ્વર જેવો અન્તર્યામી, પ્રાજ્ઞ (ડાહ્યો) પુરૂષ, કોઇ વખત હિરણ્યગર્ભે તેજસ્વી પુરૂષ, કોઇ વખત તેજ વિરાટના જેવો, વૈશ્વાનર પુરૂષ બને છે. અન્ય રૂપે તેનો ભાસ તે "**स्वमन्यमिवोल्लसन्**" ના જેવો કેવળ માયા સહાય્યમાં જણાય છે, અને માયા એ એક સ્પન્દનાત્મિકા સંકલ્પશક્તિ માત્ર છે. કોઈ કાંઈ અગાધ સીમાશૂન્ય વસ્તુ હોય તેમાં જે સ્પન્દન અથવા કમ્પની માફક જે કાંઇ જણાય છે, તેજ માયા છે, તેજ શક્તિ છે, અને તેજ ઇન્દ્રજાલ ગણાય છે.

બ્રહ્મને શક્તિશૂન્ય કહેવામાં કાંઇ બાધ નથી એવું જેઓ કહે છે, તેઓને હું પૂછું છું કે, એ શક્તિ શું નિર્ગુણ બ્રહ્મમાં રહેલી છે કે કોઇ બીજે સ્થળે છે? શક્તિના અસ્તિત્વપણાનો અસ્વીકાર કરવાનું સાધારણ મનુષ્યનું સાધ્યાતીત છે. જ્યાં સુધી જગત્માં અજ્ઞાન છે, ત્યાં સુધી શક્તિ પણ છે, કિન્તુ અજ્ઞાનનો ભંગ થવાથી જ્યારે બ્રહ્મ પોતાના સ્વરૂપમાં–પોતાના સ્વસ્વરૂપમાં અવસ્થાન કરે, ત્યારે શક્તિ કયે સ્થાને રહે છે? બ્રહ્મ જ્યારે માયાતીત અવસ્થામાં રહે છે, ત્યારે માયા

ક્યે ઠેકાણે રહે છે? જે શક્તિ છે તેજ સ્પન્દનાત્મિકા છે. અને જે બ્રહ્મ છે, તે સર્વ પ્રકારના ચલનવલન શૂન્ય એટલે સ્થિર છે, પરમ શાન્ત છે, પરમ જ્ઞાન અને આનંદ સ્વરૂપ છે. બ્રહ્મ છે તેજ સ્થિતિ છે; અને શક્તિ છે તેજ ગતિ છે. સ્થિતિમાં ગતિ કેવી રીતે હોઇ શકે? જ્ઞાનમાં અજ્ઞાન કેવી રીતે રહી શકે? અજવાળામાં અંધકારનું અધિષ્ટાન કેવી રીતે હોય શકે? જેને નિર્ગુણા શક્તિ કહેવામાં આવે છે, જે શક્તિની અવ્યક્તાવસ્થા કહેવાય છે તે શું બ્રહ્મ અથવા બ્રહ્માતિરિક્ત કે કોઇ બીજું પદાર્થ છે? શક્તિ અને શક્તિમાન્ એક છે એવું કદિ ક્યાંય હોઇ શકે? જે બ્રહ્મ સ્વગત સ્વજાતીય વિજાતીયના ભેદ વગર છે, તેમાં તે છે; તેમાંથી પણ જેઓ પાછળથી વિભિન્ન થાય તેઓને રહેવાનું સ્થળ ક્યાંય હોઇ શકે? જે પૂર્ણ છે તેજ નિરાકાર છે. **पूर्णात् पूर्णं प्रसरति।** પૂર્ણમાંથી પૂર્ણ પ્રસારિત થાય છે. ત્યારે હવે પૂર્ણ નિરાકાર બ્રહ્મમાંથી અપૂર્ણ સાકાર એ અવ્યક્ત શક્તિની વ્યક્તાવસ્થા વિશ્વમાં કેવી રીતે આવી શકે? તે વેદશક્તિને માયા કહે છે, ઇન્દ્રજાળ કહે છે, કિન્તુ બ્રહ્મ સર્વદા સ્વયંરૂપ છે. શ્રીમદ્ ભાગવત કહે છે કે, "**धाम्ना स्वेन सदा निरस्त कुहकम्**" તે પોતાના મહિમા અને માયાના આવરણ અને વિક્ષેપ–શક્તિરૂપ કુહકને નિવૃત્ત કરી સર્વદા સર્વને પોતપોતાના ભાવમાં અવસ્થિત કરે છે. માયાનું કુહક તેને કોઇ કાલે અન્યરૂપમાં વિકાર પ્રાપ્ત કરવાને સમર્થ નથી. માયાના કુહકને નિર્ગુણ બ્રહ્મને જેમ વિકાર થતા નથી, તેવીજ રીતે માયા, સગુણ બ્રહ્મ, અવતાર અને આત્માને પણ કોઇ વિકાર ઉત્પન્ન કરવાને સમર્થ નથી. તોપણ જે તેને ઇશ્વર, અવતાર અને જીવાત્મા રૂપે ભાસે છે, તે માત્ર ઇન્દ્ર જાલ છે. "**मायि जीवत्वमी एवं माकलितं वस्तुतो न हि**" એ એક શ્રુતિનું વાક્ય છે. એ માટે કહેવાય છે કે, નિર્ગુણ બ્રહ્મ એ બ્રહ્મ બનીને યોગ્ય સમયે માયા દ્વારા સગુણ, અવતાર અને આત્મારૂપે ભાસે છે. જેમ રજ્જુ (દોરી) છે તે સર્વદા રજ્જુજ રહેવા છતાં કોઈ વખત સર્પ રૂપે ભાસ થાય છે અને સર્પના નામથી ઓળખવામાં આવે છે, વસ્તુતઃ કાંઈ હોતું નથી, તેવીજ રીતે બ્રહ્મ લાંબો વખત સુધી બ્રહ્મ રૂપેજ રહેવા છતાં માત્ર વિશ્વરૂપે ભાસે છે.

આ ઉપરથી જોઈ શકાય છે કે, નિર્ગુણ બ્રહ્મ સગુણ કેવી રીતે થઈ શકે? તે પછી એમ પણ જણાઇ આવશે કે તે અવતાર પણ કેવી રીતે હોઇ શકે અને જીવાત્મા પણ કેવી રીતે બની શકે?

હું ભગવાન્ વશિષ્ઠ દેવની યુક્તિનું અનુસરણ કરીને નિર્ગુણનો સગુણ ભાવ કેવી રીતે ધારણ થાય અને બ્રહ્મનો વિશ્વરૂપે ભાસ કેવી રીતે.થાય, તેની આલોચના કરૂં છું.

સમસ્ત જીવની જે સુષુપ્તિ અવસ્થા—સમુહની સમષ્ટિ જ્યારે થાય ત્યારે પ્રલયાવસ્થા આવે છે, તે સુષુપ્તિ સ્થાન એજ સગુણ બ્રહ્મ છે. જે તુરીય તેજ નિર્ગુણ છે. સુષુપ્ત અને તુરીયનો સંબંધ એટલો બધો નિકટ છે કે, સુષુપ્ત સ્થાનમાંથી સૃષ્ટિ કેવા રૂપમાં દેખાય, એ અવસ્થામાંથી જે ક્રમે સૃષ્ટિ થાય તેની કથાવાર્ત્તા કરતાં હું નિર્ગુણનો ભાસ સગુણમાં કેવી રીતે થાય, તેની એક મૂખ્ય ધારણા કહિશ, કિન્તુ સાધન વિના એ આત્મતત્વ કાંઈ પણ રીતે પ્રાપ્ત થઈ શકે નહિ.

तस्यानन्त प्रकाशात्मरूपस्यानन्त चिन्मनेः ।
सत्ता मात्रात्मकं विश्वं यदजस्रं स्वभावतः ॥
तदात्मानि स्वयं किञ्चिच्चेत्सतामिव गच्छति ।
अगृहीतात्मकं सन्वि दहं-मर्शनपूर्वकम् ॥
भावि नामार्थ कल्पनैः किञ्चिदुहित रुपकम् ।
आकाशादनुशुद्धश्च सर्वस्मिन् भाति बोधनम् ॥

મણીની સાથે બ્રહ્મનો એક દેશનો સરખો દૃશ્ય છે, તો પણ મણી શાન્ત છે, કિન્તુ ચિન્મણી અનન્ત છે. મહા પ્રલયમાં જે બ્રહ્મ અવશિષ્ટ રહે છે, તેના આત્મરૂપનો અનન્ત પ્રકાશ છે. તે અનન્ત પ્રકાશ સ્વરૂપ છે. તે મણી અનન્તચિત્ત સ્વરૂપ છે. આ બીજું વિશ્વ છે. આ વિશ્વ કયું ? અનન્ત ચિન્મણીમાં આ વિશ્વ ક્યાં રહે છે ?

આ વિશ્વ તેજ અનન્ત પ્રકાશ સ્વરૂપ છે. તેજ અનન્ત ચિન્મણીની સત્તા માત્રાત્મક છે. એ વિશ્વ અનાદિકાળનું છે, ઓજસ્ ભાસે છે, તે બ્રહ્મ સત્તાનું અવલંબન કરીને ઉત્પન્ન થાય છે અને લય પામે છે.

જે હેતુ આ વિશ્વનો છે તેજ ચિન્મણીનો સત્તામાત્રાત્મકનો છે. જે હેતુ તે ચિન્મણીના પરમાર્થ રૂપ માત્ર એ વિશ્વની સત્તા છે. તેજ હેતુ મણીના ચળકાટના જેવો સ્વાભવતઃ ઘડીમાં લય પામે અને ઘડીમાં

ચળકે તેવો છે. તેવીજ રીતે તે બ્રહ્મ સત્તામાંથી સ્વભાવતઃ એક ઝબકારો છે. એક ચેત્યતા—એક બહિર્મુખતા જેવો છે. કોઇ કાંઇ શેમાંથી જેમ અનહદ અગાધ એક સ્પન્દન, એક કમ્પ ઉત્પન્ન થયો હોય તેમ જણાય છે. જે વિશ્વ તે ચિન્મણીનો સત્તામાં જેમ સુપ્ત હોય, જે વિશ્વ તે વખતે પણ ઉત્પન્ન થાય નહિ, ત્યારે પણ નામ રૂપની રેખાપાત માત્ર પણ હોતી નથી, વિશ્વ સૃષ્ટિની પૂર્વે ચિન્મણીની સત્તા પોત પોતાનામાં પોતે કિંચિત્ ચેત્યતા, કિંચિત્ બહિર્મુખતા, કિંચિત્ સૃષ્ટિ—વિષયક ઇચ્છા અને કિંચિત્ સ્પન્દન જેમ પ્રાપ્ત થાય તેમ જણાય છે. આ સ્વભાવતઃ હોય એમ મનમાં જણાય છે. એ ચેત્યતા છે, કિન્તુ સંચિત્ દ્વારા, જ્ઞાન દ્વારા, ચિત્ દ્વારા હું હજી સ્પર્શ પણ કરતો નથી. ચિત્ દ્વારા હું સ્પર્શ કરીને સાધારણ વસ્તુ જે રૂપે નામ રૂપ ગ્રહણ કરે તેજ રૂપે હજી પણ તે કરતો નથી. આ " **अहमर्शनपूर्वक अगृहीतात्मकम** " છે. તે ચિન્મણીની સત્તામાત્ર—નામરૂપ ગ્રહણની પૂર્વે જે રૂપે હોય, તે આકાશમાંથી પણ શૂક્ષ્મ અને શુદ્ધનો માત્ર ભાસ થાય છે. એ શુષ્ક ભાસ એક દિશામાં નિર્ગુણ બ્રહ્મનો સ્પર્શ કરે છે. અન્ય દિશામાં આ સમસ્ત સૃજ્ય વિષયનું ભાવિ—નામ રૂપ—અનુસંધાન તે પછી થાય છે. એ ભાવિ નામ રૂપ અનુસંધાન દ્વારા કિંચિત્ રૂપા—ભાસ વિશિષ્ટ બનીને તે સત્તાને ચેત્યતા પ્રાપ્ત થાય છે,

મહા પ્રલયમાં સ્વપ્રકાશ, ચિત્ સ્વરૂપ, શુદ્ધ બોધ રૂપ જે બ્રહ્મ સત્તા છે, તેજ સત્તા માત્રાત્મક આ વિશ્વ મૂળમાં છે.

વિશ્વની કાંઇ બીજી સત્તા નથી. એ માત્ર તે બ્રહ્મની સત્તાને અબલંબીને ભાસે છે. તે કેવી રીતે ભાસ થાય છે, તે સાંભળો:—

સત્તા છે તેજ અસ્તિતા છે એમ જાણ, એ શુષ્ક બોધ સર્વદા સર્વત્ર વિદ્યમાન છે. ચિદ્‌ભાવ અને આનંદ ભાવની સાથે આ સદ્‌ભાવ જડેલો છે. બ્રહ્મનો ચિદ્ અને આનંદ ભાવ સર્વત્ર સઘળાના અનુભવમાં દેખાતો નથી, કિન્તુ એ સદ્‌ભાવ એજ અસ્તિતા ભાવ છે. એજ ભાવ નિરંતર સર્વત્ર વિદ્યમાન છે. સૃષ્ટિની પૂર્વે પણ અસ્તિતા વિદ્યમાન નહોતી એમ ધારી શકાય નહિ. સૃષ્ટિની પછી પણ આ અસ્તિતા વિદ્યમાન છે, એમ કહેવાને કોઈ ના કહી શકે તેમ નથી. સત્, ચિત્, આનંદ અને સગુણ એ બ્રહ્મના વિશેષણો છે. એમ કોઇ કોઇ કહે છે; પરન્તુ

એમ કહેવામાં કાંઈ દોષ આવતો નથી. સત્ સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ અને આનંદ સ્વરૂપ એ ત્રણે નિર્ગુણ બ્રહ્મ છે. જ્ઞાન સ્વરૂપ કહેતાં શું જાણી શકાય છે? સુષુપ્તિમાં સ્થૂળ અને સૂક્ષ્મનો લય થઇને જ્યારે વિશ્વ રહે નહિ, જ્યારે વિશ્વ અનુભવમાં આવે નહિ, જ્યારે બીજું કાંઇ પણ નથી એવો અભાવ અનુભવમાં આવે છે. ત્યારે પોતપોતાના ભાવમાં સ્થિતિ થાય છે, વિશ્વનો અભાવ અનુભવમાં આવવાથી પોતપોતાનો ભાવ પ્રાપ્ત થાય છે. બીજું કાંઇ પણ નથી એ અનુભુત થવાથી પોત પોતાનું અન્ય નામ થાય છે. તેમ વસ્તુ નથી અર્થાત્ જ્ઞાન સ્વરૂપ છે. એ શૂન્ય નથી. એ પરિપૂર્ણ બ્રહ્મ છે. જ્ઞેય બીજું કાંઇ નથી પણ તે શુદ્ધ જ્ઞાન છે. એ જ્ઞેય વસ્તુનું અનુભવ રહિત જે શુષ્ક જ્ઞાન છે, તેનેજ જ્ઞાન સ્વરૂપ કહેવાય છે. જે જ્ઞાન સ્વરૂપ, છે, જે આનંદ સ્વરૂપ છે, તેજ નિર્ગુણ બ્રહ્મ છે. જ્ઞાનની સાથે જ્ઞેય વસ્તુ જડેલી છે; આનંદની સાથે આનંદની વસ્તુ જડેલી છે, એમ કહેતાં જ્ઞાન અને આનંદને સગુણ બ્રહ્મનાં વિશેષણો કહ્યાં છે, પરન્તુ જે જ્ઞાન સ્વરૂપ છે, જે આનંદ સ્વરૂપ છે, તેજ નિર્ગુણ બ્રહ્મ છે. એટલા માટે જે સચ્ચિદાનંદ સ્વરૂપ છે, તેજ નિર્ગુણ બ્રહ્મ છે. પૂર્વે જે કહ્યું છે કે, સગુણની સાથે નિર્ગુણ બ્રહ્મનો બહુ નિકટ સંબંધ છે, તે એટલા માટે જ. આ અતિ સૂક્ષ્મ વિષયને ધ્યાનમાં લઇને માતેવ હિતકારિણી શ્રુતિ, સઘળે સ્થળે સગુણ અને નિર્ગુણ બ્રહ્મનું એકજ સ્થાન છે; એમ એકજ શ્લોકમાં ઉલ્લેખ કરેલો છે. કઠશ્રુતિ ૨ જી. વલીના ૨૧મા શ્લોકમાં કહ્યું છે. કેઃ—

**आसीनो दूरं व्रजति शयानो याति सर्वतः ।**

આત્મા અવસ્થિત હોવા છતાં દુરગામી છે, શયાનક્રિયા રહિત હોવા છતાં સર્વત્ર ગામી છે. આના ભાષ્યમાં ભગવાન્ શંકર કહે છેઃ—

**अयमात्मा स्थितिगतिनित्यानित्यादिविरुद्धानेकविध धर्मोपाधिकत्वात् विरुद्धधर्मवत्त्वाद् विश्वरुप इव चिन्तामणिवद् भासते ।**

**अशरीरं शरीरेषु अनवस्थेष्ववस्थितम् ।**
**महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥२२॥**

આકાશની માફક શરીર નથી, પરન્તુ શરીરમાં અવસ્થિત, અન-વસ્થામાં અવસ્થિત, રહિતમાં–અનિત્યમાં નિત્ય અવસ્થિત, અવિકૃત મહત્ અને વિભુ–સર્વ વ્યાપી આ આત્માને 'હું એજ રૂપ' એમ જાણી ધીર વ્યક્તિ બીજા કશાનો શોક કરે નહિં.

**तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके ।**
**तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥**

તે ચલાયમાન છે અને નિશ્ચલ પણ છે. તે અતિ દૂર છે તેમ અત્યન્ત નિકટ પણ છે. સર્વ જગતની અંદર અને બહાર પણ તે છે.

ભગવાન્ વશિષ્ઠદેવ એક ઠેકાણે કહે છે કેઃ—

**"कः सर्वं न च किञ्चिच्च कोऽहं नाहञ्च किं भवेत्"।**

કોણ સઘળું અર્થાત્ કાંઇ પણ છે નહિ? કોણ હું? અર્થાત્ હું પણ નહિ. ઇત્યાદિ.

શ્રીગીતા પણ કહે છે કેઃ—

**सर्वेन्द्रिय गुणाभासं सर्वेन्द्रिय विवर्जितम् ।**
**असक्तं सर्व भृच्चैव निर्गुणं गुण भोक्तृ च ॥१३।१४॥**

તે જ્ઞેય બ્રહ્મ સર્વેન્દ્રિયનો જે ગુણ–બુદ્ધિનો અધ્યવસાય, મનનો સંકલ્પ, કર્ણનું શ્રવણ, વાક્યનું વચન ઇત્યાદિ એ સઘળા ગુણોવડે જે ભાસે છે, અર્થાત્ સર્વેન્દ્રિય રહિત તે સંબંધ–વિહીન રહીને અસક્ત અર્થાત્ સઘળાને ધારણ કર્યા કરે છે, પાલન કરે છે, અને તે ગુણ રહિત છે, પરન્તુ ગુણનું ઉપલબ્ધ કરે છે. તે "**साक्षी चेता केवलो निर्गुणश्च**" તે સાક્ષી છે, તે ચેતન છે, તે કેવળ છે, અને તે નિર્ગુણ છે. ગીતા બીજું પણ કહે છે કેઃ—

**बहिरन्तश्च भूतानामचरंचरमेव च ।**
**सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥**

તે ભૂતગણની અંદર અને બહાર પણ છે, અચલ વસ્તુ પણ તે છે ચલાયમાન પણ તેજ છે. તે સૂક્ષ્મ, રૂપ વગેરેથી વર્જિત અને અવિધેય કહેવાય છે. આત્મજ્ઞાન સાધન વિનાનાં મનુષ્યો તરફ તે દૂર દૂરાન્તરે રહે છે, અને આત્મજ્ઞાન-સાધન સમ્પન્નની તે તદ્દન નિકટ છે. શ્રી ગીતાની આ સઘળી કથા એ શ્રુતિનો પ્રતિધ્વનિ છે.

વિશ્વ કાંઈ પણ હો, પરંતુ તે બ્રહ્મનો સદ્ભાવ છે, ભાવ— અસ્તિતાભાવ, તેજ સત્તા માત્રાત્મક છે. બ્રહ્મસત્તા એજ વિશ્વને સત્તા અર્પે છે. બ્રહ્મસત્તા વિના વિશ્વનું કોઈ પ્રકારે અસ્તિત્વ નથી.

બ્રહ્મસત્તા વિશ્વને સત્તાવાન કેવી રીતે કરે છે? રજ્જુમાં સર્પ હોવાનો બોધ થવો એ જેમ એક માત્ર કલ્પિત ભ્રમ છે, તેવીજ રીતે બ્રહ્મમાં જગતનો બોધ થવો એ પણ એક માત્ર કલ્પના-ભ્રમ છે. "**धाम्ना स्वेन सदा निरस्त कुहकम्**" બ્રહ્મ પોતાના મહિમાને માટે માયાનું કુહક સર્વદા નિરસ્ત કરીને સત્ય રૂપે, પોતપોતાના ભાવમાં નિરન્તર વિરાજમાન થઈ રહે છે. બ્રહ્મના આ શુદ્ધ બોધરૂપ અસ્તિ ભાવને અવલંબન કરીને માયા આ વિશ્વ કુહક બતાવેછે. **यत्र त्रिसर्गोऽमृषा सत्वरजस्तमोगुणान्विता** ઇશ્વરની માયા રચના મિથ્યા થવાથી, સત્ય સ્વરૂપ બ્રહ્મસત્તા મૂળમાં છે એમ કહીને જગત્ સત્ય હોય એમ જણાય છે.

જો કદી પૂછવામાં આવે કે અતિ નિર્મળ, આકાશ કરતાં પણ સૂક્ષ્મ, શુદ્ધ બોધ-સ્વરૂપ જે શુદ્ધ સત્તા માત્ર છે, તે આ સ્થૂળ સમસ્ત વિશ્વ રૂપે કેવી રીતે ભાસે? તેના ઉત્તરમાં કહે છે કે, આ સૃષ્ટિતત્વ છે. બ્રહ્મને ચિન્મણી કહે છે. ચિન્મણી લાંબો વખત સુધી પોતાના સ્વરૂપ-માં અવસ્થિત છે. મણીમાંથી સ્વભાવતઃ જેમ ઝબકારો થાય છે, તેવીજ રીતે એ અનન્ત ચિન્મણીમાંથી અબુદ્ધિ પૂર્વક જે ઉત્પન્ન થવાનો બોધ થાય છે, તેને માયા કહે છે. પૂર્વે કહ્યું છે કે, કોઈ કાંઈ પણ અગાધ હોવાથી તેમાંથી એક સ્પંદન, એક કમ્પન ઉત્પન્ન થવાની માફક જણાય છે. વાયુ અને સ્પંદન, ચંદ્ર અને ચંદ્રિકા જેમ અભિન્ન-એકજ રૂપ છે, તેમ એ પણ એકજ છે. મણીમાનો ઝબકારો જેમ ટકતો નથી-રહેતો નથી, અને જેમ ઝબકારો મણીમાં છે, એમ કહેવાતું પણ નથી, તેવી જ રીતે બ્રહ્મમાં માયા છે તેમ કહી શકાય નહિ. અર્થાત્ એક ભાવ રૂપ પદાર્થ બ્રહ્મ સત્તાને અવલંબીને જે ભાસે છે તેજ માયા છે. એ

અવ્યક્ત માયા, એકીભૂત સુષુપ્તિનો વિચિત્ર સ્વરૂપમાં ભાસની માફક બ્રહ્મ પદાર્થમાં વિચિત્ર રૂપે ભાસે છે. દેખાવમાં અતિ સૂક્ષ્મ અતિ નિર્મળ બ્રહ્મને જેમ વિચિત્ર સૃષ્ટિરૂપે દેખાય છે. માયાના જે ગુણમાં બ્રહ્મને સૃષ્ટિરૂપના ભાસના જેવો દેખાવ થાય છે, તેજ માયાની વિક્ષેપ–શક્તિ છે. વળી માયાનો બીજો જે ગુણ દ્રષ્ટા અને દૃશ્યના ભેદને આવરણ કરીને, દૃશ્યની સાથે દ્રષ્ટાનો અભેદભાવ સ્થાપન કરે, તેજ માયાની આવરણ શક્તિ છે, જે રૂપે આવરણ શક્તિનું કાર્ય થાય છે, તે તરફ લક્ષ્ય કરીને કહ્યું છે, એક અદ્વિતીય બ્રહ્મ પોતાની માયા શક્તિના આશ્રયની જેમ બહુધા ભિન્ન બનીને જગતના જેવું સ્વરૂપ ધારણ કરે છે. એક અદ્વિતીય તત્ત્વ પોતાના સ્વરૂપમાં સર્વદા રહીને પણ વિશ્વરૂપમાં જેમ વિસ્તાર પ્રાપ્ત કરે છે. જાણે વિવર્ત્તિત થાય છે. “ **तनु विस्तारे** ” વિસ્તારને માટે તન્–શરીર ધાતુમાંથી તે પદ થયું છે. જે એનો ભાવ તેજ તત્વ બ્રહ્મત્વ છે. એ સૃષ્ટિ અથવા જગત્‌નું સ્વરૂપ, સ્વભાવ, પોત પોતાનો ભાવ છે. વિશ્વની જે કાંઈ વસ્તુ લેવી કે કેમ, તેના સ્વરૂપને ઓળખવાથી બ્રહ્મ બુદ્ધિ પ્રાપ્ત થાય છે. કોઇપણ વસ્તુના સ્વરૂપનું ચિન્તવન કરવું એજ બ્રહ્મનું ચિન્તવન છે.

તેજસ્વી મણી–માયાસંવલિત બ્રહ્મ કોઇ અપૂર્વક્રમે વિચિત્ર સૃષ્ટિ રૂપે ભાસે છે, આ સ્થળે તે વિષે લક્ષ્ય આપીએ. **तत्रतावत् क्रमं शृणु ।**

સર્વાત્મક સુષુપ્તિ–સ્થાન એજ બ્રહ્મ છે. એ સગુણ હોવા છતાં નિર્ગુણ છે. એનો સંબંધ અતિ નિકટ છે, એ અખંડ અનન્ત ચિત-સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ છે. એ ચિન્મણી છે. એ ચિન્મણીની પરમસત્તા છે, એજ વિશ્વ છે.

એ પરમ સત્તાને ચેત્યતા સ્વભાવતઃ પ્રાપ્ત થાય છે.

**सम्विदा अहं मर्शनपूर्वकम्, अगृहीतात्मकं अहंकारा-भ्यासं विनाऽकाशात् अनुशुद्धश्च किञ्चिदुहितानि रूपकाणि यस्मिस्तथाविधं सत् चेत्यतामिव गच्छति ।**

**ततः सा परमा सत्ता सचेताश्चेतनोन्मुखी ।**
**चिन्नामयोग्या भवति किञ्चिल्लभ्यतया तथा ॥**

તે પરમ સત્તા જ્યારે ચેત્યતા પ્રાપ્ત કરે છે, ત્યારે તે ચેત્યતાની અંદર **भाविनामरूपानुसन्धान** વૃત્તિ થાય છે. ભાવિ નામ રૂપાનુસન્ધાન વૃત્તિદ્વારા એ બ્રહ્મસત્તા, એ શુષ્ક બોધ કિંચિત્ ઉદિતરૂપ ધારણ કરે છે.

**तस्येक्षणवृत्ति–तद्विषयोपाधिभ्यामीश्वरजीवभावौ दर्शयति तत इति । चेत इक्षणात्मिका वृत्तिस्तत्सहिता चेतना तदभिव्यक्तचैतन्यं तदुन्मुखी तत्प्रधाना सती चेतयतीति चित् सर्वज्ञेश्वरस्तन्नामयोग्येत्यर्थः । वाक् प्रवृत्ति विषयधर्मवत्त्वेन वागव्यवहार–लभ्यतया ।**

**घन सन्वेदना पश्चात् भावि–जीवादि नामिका ।**<br>
**सम्पवसात्तकलना यदोज्झति परं पदम् ॥**

**चिरानुवृत्त्या घना दृढीभूता इक्षणसम्वेदना यस्यास्तथाविधा सती आत्ता गृहीता कलना तद्विषयसूक्ष्म स्वात्मभावलक्षण परिच्छेद कलना यया अतएव परं पदमपरिच्छिन्नभूमात्मभावं विस्मरणेनोजझति तदा भावि प्राणधारणोपाधिकजीवहिरण्यगर्भादिनामिका संभवतीत्यर्थः।**

બ્રહ્મસત્તા ચેત્યતા પ્રાપ્ત થયા પછી જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તે સંક્ષેપમાં કહેવામાં આવે છે.

માયા સાથે યુક્ત પરબ્રહ્મ જગતનો આકાર ધારણ કરતી વખતે જે રૂપે વિવર્તિત થાય છે, તેનો ઉલ્લેખ શારદાતિલક આ પ્રમાણે કરે છે.

**परः शक्तिमयः साक्षात् त्रिधाऽसौ भिद्यते पुनः ।**<br>
**बिन्दुर्नादो बीजमिति तस्य भेदाः समीरिताः ॥**<br>
**बिन्दुः शिवात्मको बीजं शक्तिर्नादस्तयोर्मिथः ।**<br>
**समवायः समाख्यातः सर्वागमविशारदैः ॥**

માયામય અથવા શક્તિમય પરબ્રહ્મ, બિંદુ, નાદ અને બીજ

આ ત્રણ પ્રકારે ભેદને પામે છે. તે કેવી રીતે થાય છે તેની આલોચના પાછળ કરવામાં આવી છે. આ સ્થળે એક બીજો વિશેષ પ્રયોજનીય વિષય સારી રીતે ચર્ચવાની આવશ્યક્તા છે.

શું માયા અને શક્તિ એકજ વસ્તુ છે? માયાને જેમ મિથ્યા કહી છે તેમ શક્તિને પણ શું મિથ્યા કહેવી? સર્વે શક્તિમય બ્રહ્મ એનો અર્થ શું માયા જડિત ઇશ્વર? જે શક્તિને લઇને વિજ્ઞાન આટલું કાંડ પ્રકાંડ કરે છે, તે શક્તિને માયા કેમ કહી શકાય?

ચિત્ શક્તિ, અને આહ્લાદિની શક્તિ એમ બે પ્રકારની શક્તિ શાસ્ત્રમાં કહી છે. જ્ઞાનને ચિત્ કહે છે, આહ્લાદિની શક્તિને આનંદ કહે છે. જે જ્ઞાનસ્વરૂપ છે, જે આનંદ સ્વરૂપ છે, તે સર્વે પ્રકારનાં ચલનથી રહિત છે. પરન્તુ જે શક્તિ છે, તે સ્પંદન રૂપિણી છે. ત્યારે ચિત્ એ શક્તિ કેવી રીતે હોઈ શકે? સ્થિતિ એ ગતિ કેવી રીતે હોઇ શકે? જ્યારે ચિત્ શક્તિ કહેવાય ત્યારે શક્તિ જડિત સમજવાનું છે. માયા જડિત બ્રહ્મ પણ જે છે, તેજ શક્તિ જડિત ચિત્ પણ છે. ચિત્ શક્તિનું અન્ય એક નામ મહા નિયતિ છે. એ સ્પંદનરૂપિણી અવશ્યમ્ભાવિની છે. એ ચિત્ શક્તિ અથવા મહા નિયતિ આદિ સૃષ્ટિ કાળે પરબ્રહ્મની સંકલ્પાત્મક વૃત્તિ રૂપે ઉદ્રિક્ત છે. મહાનિયતિ કહે છે બ્રહ્મકર્તૃક જગત્ તૃણનાં સમૂહની માફક પરિવર્ત્તિત થાય છે. પૂર્વે ગીતામાં શક્તિ સંચાર સંબંધે આ ઉલ્લેખ કર્યો છે. તે સ્થળે બીજું પણ કહ્યું છે કે, મહાનિયતિ સર્વેકાળગામી અને સકલવસ્તુ વ્યાપી છે. એ વિશુદ્ધ ઇશ્વર સંકલ્પ છે. ઇશ્વરની સૃષ્ટિ વિષયક ઇચ્છા અથવા સંકલ્પને પણ આદિ સ્પંદન કહેલ છે.

આ સ્થળે જોવું જોઇએ કે, શક્તિની ઉપાસનાના સંબંધમાં શાસ્ત્ર શું કહે છે. દેવીભાગવતમાં કહેલું છે કેઃ—

**भगवन् देव देवेश मिथ्या मायेति विश्रुता ।**
**तस्याः कथमुपास्यत्वं भवन्मुक्तावनन्वयात् ॥**
**श्रद्धा न जायते क्वापि मिथ्या वस्तुनि कुत्रचित् ।**
**देव्या उपासना चेयं श्रुता मायाश्रिता प्रभो ॥**

ભાવાર્થઃ—શ્રીપાર્વતીજી મહાદેવને પૂછે છે કે, હે પ્રભો! જે

છે, તે મિથ્યા છે. ત્યારે માયા, શક્તિ અથવા દેવીની ઉપાસના શા માટે માયા કરવી? વળી મિથ્યા માયાની ઉપાસના કરવાથી મુક્તિ શી રીતે પ્રાપ્ત થાય? મિથ્યા વસ્તુની ઉપર કદી પણ શ્રદ્ધા ઉત્પન્ન થાય નહિ. દેવીની ઉપાસના જો માયાના આશ્રયે હોય, તો તેમાં શ્રદ્ધા પણ કેવી રીતે જન્મે અને તે ઉપાસનાથી લાભ પણ શું થઇ શકે? તેના પ્રત્યુત્તરમાં ભગવાન્ કહે છે કેઃ—

**नाहं सुमुखि मायाया उपास्यत्वं ब्रवे क्वचित् ।**
**मायाधिष्ठानचैतन्यमुपास्यत्वेन कीर्तितम् ॥**

•

હે સુંદર વદનવાળી પાર્વતી! માયાની ઉપાસના કરવી જોઇએ એવું મેં કયાંઇ પણ કહ્યું નથી. પરન્તુ માયા—ઉપહત જે ચૈતન્ય છે, તેની ઉપાસના કરવી જોઇએ, આ વાત મેં સર્વત્ર કહી છે. શક્તિ તત્વ શું છે, તેની આલોચના પાછળ કરેલી છે, પરન્તુ શક્તિ—ઉપહત ચૈતન્ય એ ઉપાસ્ય છે. શક્તિ અને શક્તિમાનને કોઇ અવસ્થામાં એક કહ્યા છે, તે પણ પૂર્વે એકથી વધારે વાર કહેવાઇ ગયું છે.

હવે બ્રહ્મ જેવી રીતે બિંદુ, નાદ અને બીજ રૂપે વિવર્ત્તિત છે, તે સંબંધી વિચાર અત્રે કરવામાં આવે છે.

•

માયાને સંકલ્પરૂપિણી, સ્પંદનરૂપિણી ઇત્યાદિ કહી છે. બ્રહ્મને ચાર પગ છે. ત્રણ પગ સર્વદા શાન્ત—સર્વ પ્રકારે ચલન રહિત છે. એક પગે માયાના સ્પંદનની માફક લક્ષ્ય કર્યું છે. બ્રહ્મના જે પગે માયાનું સ્પંદન ઉત્પન્ન થાય, તે ચતુષ્પાદ બ્રહ્મની તુલનામાં એક બિંદુ માત્ર છે. બ્રહ્મની તુલનામાં અનન્તકોટિ બ્રહ્માંડનું પ્રસવસ્થાન એ એક ક્ષુદ્ર બિંદુ માત્ર છે. એ અતિસૂક્ષ્મ કહેવાય છે. તેથી તેને બિંદુ કહે છે. માયા-જડિત બ્રહ્મ એજ બિંદુ છે. સ્પંદનજડિત ચૈતન્ય એજ બિંદુ છે. જ્ઞાનજડિત સ્પંદનનું આ સ્થળે લક્ષ્ય કરવામાં આવ્યું છે, જે સ્થળે સ્પંદન, જે સ્થળે ચલન, તે સ્થળે શબ્દ પણ અવશ્ય હોવો જોઇએ, તેથી જ્ઞાનનું શબ્દત્વ સહજમાં અનુમાન કરી શકાય છે, વળી શબ્દમાંથી આ વિશ્વની ઉત્પત્તિ થઈ છે, તેનો પણ શાસ્ત્રમાં ઉલ્લેખ કર્યો છે, શબ્દની ચાર પ્રકારની અવસ્થા છે, પરા, પશ્યન્તિ મધ્યમા

અને વૈખરી. કુંડલિની રૂપે અવ્યક્ત અવસ્થામાં જે શક્તિ રહેલી છે, તે પરા કહેવાય છે. નાભિમાં યોગિગણ એને જોઇ શકે છે તેથી તે પશ્યન્તિ કહેવાય છે શબ્દ હૃદયમાં આવવાથી મધ્યમાં અને શબ્દનું જે સઘળા ઉચ્ચારણ કરે તે વૈખરી કહેવાય છે.

**अथेदमान्तरं ज्ञानं सूक्ष्मवागात्मना स्थितम् ।**
**व्यक्तये स्वस्य रूपस्य शब्दत्वेन निवर्त्तते ॥ वाक्यपदीप ।**

આર્યશાસ્ત્રપ્રદીપ નામના પૂજ્ય ગણાતા ગ્રંથમાં આ શ્લોકનો ઉલ્લેખ કરેલો છે, ત્યાં કહે છે કે, નાદ બિંદુ અને બીજનો મર્મ જોવાને માટે આ સ્થળે તેનો ઉલ્લેખ કર્યો છે.

સુક્ષ્મ વાગાત્મામાં રહેલું આંતર જ્ઞાન સ્વકીય રૂપની અભિવ્યક્તિના નિમિત્ત શબ્દ રૂપે વિવર્ત્તિત થઇ જાય છે. શબ્દ (ભેદ સંસર્ગવૃત્તિ શક્તિ) મનોભાવ પ્રાપ્ત અને તેજની દ્વારા પરિપક્વ ( અનુગ્રહીત ) થઇને પ્રાણ વાયુમાં દાખલ થાય છે અને વાયુ અન્તઃકરણ તત્વના આશ્રયે તદ્ધર્મે સમાવિષ્ટ બનીને તેજ દ્વારા વિવર્ત્તિત થઇ જાય છે. એટલે શબ્દ, ચૈતન્યને આધીન થયેલી-ભેદ સંસર્ગવૃત્તિ એજ શક્તિ છે. શબ્દ નિત્ય અને કાર્યના ભેદ વડે બે પ્રકારનો છે. કાર્ય શબ્દ એ સગુણ બ્રહ્મ છે. નિત્ય શબ્દ અને નિર્ગુણ બ્રહ્મ એકજ છે, શબ્દમાંથી જગત્ કેવી રીતે ઉત્પન્ન થયું છે, તે જણાવવાને માટે પૂજ્યપાદ નાગેશભટ્ટજીએ સ્વરચિત મંજુષા ગ્રંથમાં કહ્યું છે કેઃ—

**प्रलये नियतकालपरिपाकाणां सर्वप्राणिकर्मणामुपभोगेन प्रलयालीन सर्वजगत्कामायाचेतन ईश्वरे लीयते । लयश्चायं पुनः प्रादुर्भावफलको नात्यन्तिको नाशः । * * । अपरिपक्कप्राणि कर्मभिः कालवशात् प्राप्तपरिपाटकः स्वफलप्रदानाय भगवतोऽबुद्धिपूर्विका सृष्टिः मायापुरुषौ प्रादुर्भवतः । ततः परमेश्वरस्य सिसृक्षात्मिका मायावृत्तिर्जायते । ततो बिंदुरूपमव्यक्तं त्रिगुणं जायते । इदमेव शक्तितत्त्वम् । तस्य बिन्दोरचिदंशो बीजम् । चिदचिन्मिश्रोंशो नादः ।**

**अचिच्छदेन शब्दार्थोभयसंस्काररूपाऽविद्योच्यते । अस्माद्विन्दोः शब्दब्रह्मापरनामधेयम् ।**

નિયમિત કાલથી પરિપક્વ થયેલ નિખિલ પ્રાણુકર્મ, ઉપભોગવડે પ્રક્ષીણુ થાય છે, જગત્ સ્થૂલરૂપનો ત્યાગકરીને, સ્વકારણુ ઇશ્વરમાં પ્રલીન અથવા લીન થાય છે, લીન થાય છે એમ કહેવાથી એકદમ પ્રધ્વસ્ત થાય છે એમ કહેવાય નહિ. લય પ્રાદુર્ભાવ ફલક છે. એ આત્યન્તિક નાશને માટે નથી. પ્રલયાવસ્થામાં થોડો વખત અવસ્થાન કર્યા પછી, ક્રિયા પ્રતિક્રિયાની આદ્રક, પ્રાણી માત્રના સકામ ભાવમાં કૃતકર્મ સકલ જ્યારે ફલ દાનમાં ઉન્મુખ થાય છે, ત્યારે સર્વ સાક્ષી, સર્વ કર્મ ફલપ્રદ પરમેશ્વરમાંથી અબુદ્ધિ પૂર્વક સૃષ્ટ માયા અને પુરૂષનું પ્રાદુર્ભાવ થાય છે—પરમેશ્વરની સિસૃક્ષાત્મિકા માયા—વૃત્તિનો વિકાસ થાય છે. તે પછી બિંદુ રૂપી ત્રિગુણાત્મક અવ્યક્તનો આવિર્ભાવ થઇ જાય છે. આનું નામ શક્તિતત્વ છે. બિંદુનો અચિદંશ બીજ અને ચિદચિન્મિશ્રઅંશ નાદ છે. "અચિત્" એ શબ્દ વડે શબ્દાર્થ ઉભય સંસ્કારરૂપ અવિદ્યા લક્ષિત થાય છે. ચૈતન્યાધિષ્ટિત-પ્રકૃતિ—અથવા શક્તિની પુંકાલઆદિ વ્યપદેશ—ક્રિયા—પ્રધાન અવસ્થા એ નાદ શબ્દમાં અભિધેય છે. એ બિંદુ—નાદ—લક્ષિત પદાર્થનું નામ શબ્દ બ્રહ્મ છે.

ત્યારે શબ્દ એ શું? "આર્યશાસ્ત્રપ્રદીપ" કહે છે કે,—અખંડ સચ્ચિદાનંદમય પરમાત્મા નાદાભિવ્યક્ત છે—નામવડે બહાર પ્રકાશિત અવસ્થાને આપણે સાધારણતઃ શબ્દ કહી નાખીએ છીએ.

શારદા તિલક કહે છે કે,—જે બિંદુ છે, તે શિવાત્મક છે. જે બીજ છે, તે શક્ત્યાત્મક છે, અને જે નાદ છે, તે શિવશક્ત્યાત્મક અથવા ચિદચિદાત્મક છે. **शिवात्मतया बिंदुसंज्ञः शक्त्यात्मया नादसंज्ञःसंबंधरुपेण नादसंज्ञः** પ્રણુવની અંદર અ, ઊ, મ, અર્ધ માત્રા, નાદ અને બિંદુ એ છ અંશ મળી શકે છે.

સૃષ્ટિતત્વ અત્યન્ત દુરૂહ છે. જેઓ વિચારશીલ છે, તેઓ સાધનસમ્પન્ન બનીને જો કદિ વિચાર કરે, તો યથાર્થ ભાવે એની અંદર પ્રવેશ કરી શકે, સાધારણુ પાઠકને માટે પ્રબુદ્ધ કરવામાં સમર્થ શ્રીગુરૂ શિવાય બીજો કોઈ છે નહિ.

હું કહું છું કે, નિર્ગુણ બ્રહ્મ એ નિર્ગુણ બ્રહ્મજ છે, પરન્તુ માયાના અવલંબનથી તે પોતાના સ્વરૂપમાં નિત્ય રહીને પણ જુદા જુદા જીવમાં આત્મારૂપે નિવાસ કરે છે, એ પણ પૂર્વે શ્રુતિ અને સ્મૃતિમાંથી દેખાઈ આવે છે. શ્રીગીતા જીવાત્માને કહે છે કે, "**न जायते म्रियते वा कदाचित्**" જીવ કદિ જન્મે પણ નહિ—મરે પણ નહિ—એ વિષે કોઇએ લક્ષ્ય કર્યું છે? વળી "**नव द्वारे पुरे देही नैव कुर्वन् न कारयन्**" એ પણ કોઇએ લક્ષ્યપૂર્વક કહ્યું છે? જીવાત્મા એજ ઉપાધિનો ત્યાગ કરવાથી પરમાત્મા બને છે, એવું શ્રીગીતા સર્વ સ્થળે કહે છે. જે નિર્ગુણ ભાવે જીવની અંદર **नैव कुर्वन् न कारयन्** થાય છે, તે ફરીથી ઈશ્વર રૂપે જીવની અંદર રહીને જીવને નાના પ્રકારે ભ્રમિત કરે છે. શ્રીગીતા કહે છે કે:—

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥**

એ રીતે ગીતાનો વિરૂદ્ધ વાદ નથી, પરન્તુ જે નિર્ગુણ છે, તેજ યોગ્ય સમયે સગુણ થાય છે. આત્મા અને અવતાર તેનું આ સઘળું પ્રમાણ છે.

જે નિર્ગુણ બ્રહ્મ છે, તે યોગ્ય સમયે અવતાર થાય છે. એની કથા વધારે હું કહેતો નથી. બ્રહ્મની મૂર્ત્તિ ગ્રહણ થઇ શકે નહિ. રાજા રામમોહનરાયે પ્રથમમાં આ બ્રહ્મ ઉભો કર્યો હતો તેઓ જે યુક્તિ કહે છે તે આજ સિદ્ધાંતમાં ઉપનીત થાય છે, તે હું નીચે કહું છું.

"જગતની સૃષ્ટિ વિગેરે વિષયમાં બ્રહ્મ સર્વ શક્તિમાન છે, પરન્તુ તેના પોતાના સ્વરૂપનો નાશ કરવાની શક્તિ તેની છે, એ મતનો સ્વીકાર કરતાં જગતની માફક બ્રહ્મમાંથી બ્રહ્મનો નાશ થવાની સંભાવના, તેથી સ્વીકાર કરે છે; પરન્તુ જેના નાશનો સંભવ, તે બ્રહ્મ નથી, તેથી જગતના વિષયમાં બ્રહ્મ સર્વ શક્તિમાન બનીને પોતાના સ્વરૂપનો નાશ કરવાને શક્તિમાન્ નથી. એ નિમિત્ત સ્વભાવતઃ અમૂર્ત્તિ બ્રહ્મ કદાપિ સમૂર્ત્તિ થઈ શકે નહિ; જે હેતુ સમૂર્ત્તિને માટે થાય, તેના

સ્વરૂપનો વિપર્યય અર્થાત્ પરિમાણુ અને આકાશ વિગેરેનું વ્યાપત્વ ઇત્યાદિ ઇશ્વરનાં વિરૂદ્ધ ધર્મ સઘળું તેનાથી ઉત્થાપિત થાય છે.”

રાજા રામમોહનની આ યુક્તિ તેને ઉપયોગી નથી. કારણુ કે, સ્વસ્વરૂપે નિત્ય રહેવાથી પણુ “ अहं बहुस्याम् ” જ્યારે તે થાય છે, ત્યારે રાજાના પૂર્વોક્ત સ્વરૂપના ધ્વંસનો ભય કેમ ઉત્પન્ન થયો છે, તે કહેવાય નહિ. એક મનુષ્ય પણુ એકેક દિવસમાં કેટલાક કરોડો સંકલ્પ કરે છે. પરન્તુ એક સંકલ્પમાં અભિમાન કરીને જ્યારે તે કાર્ય કરે, ત્યારે તેને એ સંકલ્પની મૂર્ત્તિ કહી શકાય છે. જે વ્યક્તિ અનંતકોટી સંકલ્પની મૂર્ત્તિ, તે એક અભિમાન કરીને પણ જ્યારે પોતાના સ્વરૂપનો ધ્વંસ કરે નહિ, અને સ્વસ્વરૂપમાં અવસ્થાન કરીને પણુ એક માત્ર સંકલ્પમાં મૂર્ત્તિમાન થાય છે, આ એકલા મનુષ્યના પક્ષમાં જ્યારે અસંભવ નથી, ત્યારે બ્રહ્મ માયાની સહાયતાથી પોતાના સ્વરૂપમાં સર્વદા અવસ્થાન કરીને બહુ મૂર્ત્તિ ધારણુ કરી ( નાનારૂપ ધારણુ કરી ) લીલા કરે છે; તેમાં વળી વિચિત્રતા શું ? યાત્રાના દળનું એક બાળક કેવર્ત્ત પણુ જો કૃષ્ણનું અભિનય કરી શકે, એક વૃદ્ધ વૃદ્ધ હોવા છતાં પણુ બાળકની માફક આમતેમ ઘોડા ખેલવ્યા કરે, અથવા ધર્મયાજક બાલ્યકાલથી પોતે શું કર્યું છે, તે સર્વદા જાણીને પણુ ધાર્મિક થઇને વેદી ઉપર બેસી ધર્મ સંબંધી વક્તૃતા કરી શકે, ત્યારે સર્વશક્તિમાન બ્રહ્મ સર્વદા પોતાના સ્વરૂપમાં રહીને રામ કૃષ્ણુ વિગેરે અવતાર લઇને લીલા કરી શકે નહિ ? શું આ શ્રદ્ધાની વાત છે ? આગળ આપણે ગીતાના વિશેષપણુા વિષે અવતાર-તત્વની મૂળ કથા વિષે આલોચના કરી છે. વળી આ પ્રબંધના છેવટના ભાગમાં નિરાકાર અને સાકારના તત્વ વિષે શ્રુતિમાંથી આપણે આલોચના કરીશું. આ સ્થળે એટલુંજ કહેવાની જરૂર છે કે, બ્રહ્મ અવતાર લઇ શકે નહિ એ સંબંધે રાજા રામમોહનરાયે જે શ્લોકનો પ્રમાણુ રૂપે ઉલ્લેખ કર્યો છે, તે તેણે ક્યાંથી ગૃહણુ કરેલ છે તે પોતે કેમ કહેતા નથી ? રાજા રામમોહને પોતાનો મત સ્થાપન કરવાને માટે જ્યારે જે શાસ્ત્રમાંથી તેમણે પ્રમાણુ ગૃહણુ કર્યું છે, તે સ્પષ્ટ રીતે લખ્યું છે, પરન્તુઃ—

रूपं रूपविवर्जितस्य भवतो ध्यानेन यद्वर्णितं
स्तुत्याऽनिर्वचनीयताऽखिलगुरोर्दूरीकृता यन्मया ।

**व्यापित्वंच विनाशितं भगवतो य तीर्थयात्रा न्वा**
**क्षन्तव्यं जगदीश तद्विकलता—दोषत्रयं मत् कृतम् ॥**

આ શ્લોક ક્યાંથી લીધો છે, તે તે ગુપ્ત રાખે છે કેમ ? મેં જે જે અને જેટલાં શાસ્ત્રો તપાસ્યાં છે, તેમાં મહાભારત અથવા ભાગવત અથવા તંત્ર વિગેરે શાસ્ત્રોમાં એ ક્યાંય પણ જોવામાં આવેલ નથી. શ્રીમાન્ લક્ષ્મણ શાસ્ત્રી-પ્રમુખ અનેક પંડિત જનોને પણ પૂછતાં જોવામાં આવ્યું છે. તેઓ પણ આ શ્લોકને કયાંય જોઇ શકયા નથી. વળી તેઓ શ્લોક સાંભળીને કહે છે કે, આ શ્લોક રૂષિએ બનાવેલો નથી. એ શ્લોક સર્વ શાસ્ત્રથી વિરૂદ્ધ છે. આ સ્થિતિમાં રાજા રામમોહનરાયે એક ધર્મ સંપ્રદાય બાંધવાને માટે પંડિતોદ્વારા આની રચના કરાવી છે, એમ પણ અનેકના મનમાં આવી ગયું છે.

હું અવતાર સંબંધે શ્રીગીતાનો ફક્ત એક શ્લોક આ સ્થળે આપું છું.

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥४।६**

જે નિર્ગુણ બ્રહ્મ છે તે અજન્મા છે, અવ્યયાત્મા છે. તે જ્યારે સગુણ થાય છે ત્યારે ભૂત સર્વનો ઇશ્વર બને છે. એ નિર્ગુણ અને સગુણ આત્મા વળી પોતે પ્રકૃતિમાં અધિષ્ઠિત બનીને આત્મમાયા દ્વારા મૂર્ત્તિ ગૃહણ કરીને અવતાર ધારણ કરે છે. પછીના બે શ્લોકમાં અવતાર શું કાર્ય કરે છે તેનો ઉલ્લેખ કર્યો છે.

શ્રીગીતાના ઉપાસ્ય નિર્ણય સંબંધે મેં જે કાંઈ થોડી ઘણી આલોચના કરી છે અને જેવી રીતે એ દુરૂહ તત્વની આલોચના કરવાની ઇચ્છા હતી, તે નાના પ્રકારના કારણોથી થઇ શકી નથી. તોપણ આ સ્થળે કહેવાની સઘળી કથા કહી છે. જેને આ તત્વ વિષે આલોચના કરવાની ઇચ્છા થાય, તેણે સાધના સહિત કેટલાક દિવસ સુધી આનું મનન કરીને સમજવાનો પ્રયત્ન કરવો, તેથી વિશદ ભાવે સમસ્ત તત્વ જાણી શકાશે—એ મારી ખાત્રી છે.

આ સ્થળે હું ગીતામાં વર્ણવેલી ઉપાસનાના નિર્ણય સંબંધે આલોચના કરૂં છું.

( ૫ )

શ્રી ગીતામાં પૂર્ણ ધર્મનું જે જે અંગ વર્ણવ્યું છે, તે હું શ્રી ગીતાના બારમાં અધ્યાયમાંથી બતાવી આપું છું. સઘળી જાતિનો ધર્મ એ એનું અંગ છે. હું સર્વથી શ્રેષ્ટ અવસ્થાથી લઇને તે સર્વથી હલકી અવસ્થા પર્યન્ત આલોચના કરૂં છું.

(૧) અક્ષર, અવ્યક્ત અથવા નિર્ગુણ બ્રહ્મની ઉપાસના.

(૨) સગુણ બ્રહ્મની ઉપાસના.

(૩) અભ્યાસયોગમાં વિશ્વરૂપની ઉપાસના.

(क) યોગીની ઉપાસના.

(ख) ભક્તની ઉપાસના.

(૪) સત્કર્મ પરમ થવાનું સાધન.

(૫) મદ્યોગઆશ્રયમાં સાધન.

આ પાંચે અંગમાં જે સંપૂર્ણ ધર્મ છે, તેજ જગતનો પૂર્ણ ધર્મ છે. સંપૂર્ણ ધર્મનું મુખ જેણે જોયું નથી, તે એક અંગની સાથે બીજા અંગોનો વિરોધ બતાવે છે.

બહુ માણસોએ જોયેલા હાથીમાં—જેમ કોઇ તેને સૂંપડા જેવો, કોઈ થાંભલા જેવો, કોઇ સાંબેલા જેવો અને કોઇ દોરડા જેવો કહે છે, એમ જુદા જુદા અંધ મનુષ્યોના મતભેદમાં પણ વિવાદ ઉત્પન્ન થાય છે, પરંતુ ચક્ષુ ઉઘાડીને જોતાં તે વિવાદ નકામાં ભાસે છે, તેવીજ રીતે અંધ મનુષ્યો ધર્મનું સ્વરૂપ સમ્પૂર્ણ રીતે જોઇ નહિ શકવાથી જુદા જુદા મતો બાંધી ફોગટ ધર્મના વિરોધી બને છે. સમ્પૂર્ણ ધર્મનું દર્શન કરવામાં જગતનું પ્રભૂત મંગલ છે એમ કહેવાય છે. ગીતા તે પૂર્ણ ધર્મ બતાવીને કહે છે કે, ગીતા સઘળી જાતિનો માનીતો ગ્રંથ છે

## પ્રથમ—અક્ષર, અવ્યક્ત અથવા નિર્ગુણ બ્રહ્મની ઉપાસના.

નિર્ગુણ બ્રહ્મની ઉપાસના સર્વે ઉપાસના કરતાં શ્રેષ્ટ છે. ધાર્મિક લોકની સર્વથી શ્રેષ્ટ અવસ્થાઓ નિર્ગુણ ઉપાસનાદ્વારા પ્રાપ્ત થાય છે.

ઉપાસનાનો અર્થ (૧) સમીપમાં હોવું. ઉપ—સમીપમાં આસન બેસવું.
(૨) સ્થિતિ પ્રાપ્ત કરવી.

નિર્ગુણ—ઉપાસનાને માટે જે "ઉપાસના" શબ્દ વાપરવામાં આવે છે, તેનો અર્થ સ્થિતિ એવો છે. નિર્ગુણ નિઃસંગભાવથી સ્થિતિ પ્રાપ્ત કરવી તેનું નામ નિર્ગુણ ઉપાસના. એ શ્રેણીનો ઉપાસક જલદી મુક્તિને પ્રાપ્ત કરે છે. "**न तस्य प्राणा उत्क्रामन्ति अत्रैव समवलीयन्ते एष सम्प्रसादोऽस्मात् शरीरात् समुत्थाय परं ज्योतीरूपं स्वेन रुपेणाभिनिष्पद्यते,**" નિર્ગુણ ઉપાસકના પ્રાણનો ઉત્ક્રમણ થતો નથી. આ સ્થળેજ પ્રાણ વિલીન થઈ જાય છે. જીવ મૃત્યુ કાલે શરીરમાંથી ઉત્થિત થઇને પરમજ્યોતિ પ્રાપ્ત કરીને સ્વસ્વરૂપમાં સમાઈ જાય છે.

માલૂમ પડે છે કે, મૃત્યુકાળમાં સઘળા જીવોનો પ્રાણ ઉંચે ચડી જાય છે. પ્રાણના ઉત્ક્રમણ સમયે જીવ નિદારૂણ દુઃખ ભોગવે છે, નિર્ગુણ ઉપાસક બનવાથી ફરી તેને મૃત્યુનું દુઃખ ભોગવવું પડતુ નથી—એમ વિચારીને જેઓ નિર્ગુણ ઉપાસકની શ્રેણીમાં મળી જાય છે—તેને આ ઉપાસનાનું સામર્થ્ય તેઓની પાસે છે કે નહિ, આ વાતનો જો કદિ વિચાર ન કરે, તો એક આત્મપ્રતારણામાં પડીને તે ઠગાય છે કે નહિ, તેની સારી રીતે પરીક્ષા કરી લેવાની આવશ્યકતા છે. આપણા દેશની આજકાલ અનેક સ્ત્રીઓ અને અનેક પુરૂષો વધારે કાંઈ તપશ્ચર્યા નહિ કરતાં બોલે છે કે, "હું બ્રહ્મ છું." બીજું કાંઈ પણ નથી હું જ છું. જગત્ પણ મિથ્યા છે, દેહ પણ મિથ્યા અને મનોજગત્ પણ મિથ્યા છે.

ખરૂં જ્ઞાન કે જેનો અર્થ બ્રહ્મ સત્ય જગત્ મિથ્યા એટલુંજ છે,—જ્યારે મેં એ જ્ઞાન સાંભળ્યું, ત્યારે મને વિશ્વાસ આવ્યો કે બ્રહ્મ એજ માત્ર એક સત્ય વસ્તુ છે, અન્ય સઘળું મિથ્યા છે—એમ થવાથી

સોડહં જ્ઞાન મને પ્રાપ્ત થયું. એ પ્રમાણે જેઓ વિચાર કરે છે, તેઓ નિતાન્ત મૂઢબુદ્ધિ અને નિતાન્ત ભ્રાન્ત, છે એ વિષયમાં કાંઇ પણ સંદેહ નથી.

ગીતા એ મુઢ બુદ્ધિવાળા મનુષ્યને ચેતવણી આપવાને કહે છે કેઃ-

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥**

જેઓ અવ્યક્તાસક્ત ચિત્ત છે, તેઓનું સાધન માત્ર ક્લેશથીજ અધિક છે એમ નથી, અન્યના કરતાં પણ અધિક છે. જ્યાં સુધી "આ મારો દેહ" એમ મારાપણું રાખે છે, ત્યાં સુધી નિર્ગુણ બ્રહ્મ અથવા અવ્યક્ત પદની પ્રાપ્તિ મહા મુશ્કેલીથી પ્રાપ્ત થાય છે.

તાત્પર્ય એ છે કે, જેઓને પોતાના દેહનું અભિમાન દૂર થયું નથી, દેહના સુખદુઃખમાં જેને જ્ઞાન છે, તેઓને નિઃસંગ બ્રહ્મ ભાવમાં સ્થિતિ પ્રાપ્ત કરવાનું બહુ દુઃખદાયક છે—કઠિન છે. જો કે તે કઠિન અને બહુ ક્લેશકર છે, તો પણ તે તદ્દન અસંભવિત નથી. કઠિન સાધનદ્વારા એ અવસ્થા પ્રાપ્ત કરી શકાય છે.—જો કદિ કઠોર સાધન કોઇ કરે, તો કઠોરતા એ તો દૂરની વાત છે—જેટલી સામાન્ય સુખની ચિન્તા શિવાય કોઈ પ્રકારનું સાધન હોતું નથી એટલે હું સોડહં થઇ ગયો છું, એમ જેઓ મનમાં લાવે, તેઓ તદ્દન મુઢ બુદ્ધિવાળા ગણાય છે. જગતના અનિષ્ટને માટે તેઓ જન્મગ્રહણ કરે છે.

નિર્ગુણ ઉપાસનામાં ભયાનક આત્મપ્રપંચ હોવાનું કહીને હું નિર્ગુણ ઉપાસનાની કથાની હજી પણ કેટલીક આલોચના કરીશ.

"આત્મા અસંગ, ઉદાસીન, એ જાણીનેજ ભોગ અને અભિમાનનો ત્યાગ કર્યા શિવાય મોક્ષ પ્રાપ્તિ થતી નથી." "જે વ્યક્તિ ભોગનો આસ્વાદ ગૃહણ કરે નહિ, તેને ભોગ્ય જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થઇ શકે?"

આ ભગવાન્ વશિષ્ટનું વાક્ય છે. મૂળ શ્લોક આ છે કેઃ—

**सदेहा वाऽस्त्वदेहा वा मुक्तता विषये न च ।**
**अनास्वादितभोगस्य कुतो भोग्यानुभूतयः ॥**

પેટીમાં પૈસા છે એમ વિશ્વાસ રાખીને એક નિશ્ચિન્ત ભાવ પ્રાપ્ત થઇ શકે છે ખરો; પરન્તુ જ્યાં સુધી પેટીમાંના પૈસા જોયા નથી, ત્યાં સુધી નિશ્ચયની દઢતા થઇ શકતી નથી. અપરીક્ષિત વિષયમાં આત્મ પ્રતારણા હોવાનો સંભવ છે.

તેવીજ રીતે હું પોતેજ પોતે છું એ ફક્ત વિશ્વાસ કરી રાખવાથી ચાલે નહિ.—બીજું કાંઇ પણ નથી એનો નિશ્ચય કરવો જોઇએ. જ્યાં સુધી આત્મા શિવાય વસ્તુ છે ત્યાં સુધી ભોગ પણ છે. કદિ તમે કહેશો કે આત્મા વિના કાંઇ જો કદિ હોય, તેને જ્યારે મિથ્યા કહીને માનેલ છે, ત્યારે વળી ભોગની ઇચ્છા કેવી રીતે હોઇ શકે ? મિથ્યા વિષયના ભોગમાં શું રૂચિ હોય ? સત્ય, તેથી પરીક્ષા કરીને જોવું જોઇએ કે, હું મને પોતાને એ ભાવે સ્થિતિ પ્રાપ્ત કરવાથી કદિ દેહ ન રહે, એ ભયથી પ્રકૃત જ્ઞાની કદિ સ્થિતિ પ્રાપ્તિમાં સંકુચિત થઇ શકે નહિ. દેહ જ્યારે મિથ્યા છે, પ્રારબ્ધ ભોગાદિ સમસ્ત જ્યારે મિથ્યા છે; ત્યારે દેહ જશે અથવા પ્રારબ્ધ ભોગ કરવો પડશે એ મિથ્યાવડે પ્રવંચિત બનીને સ્વસ્વરૂપમાંથી દૂર રહેવું બુદ્ધિમાનનું કામ નથી. સ્વસ્વરૂપમાં અવસ્થાન કરવા જતાં દેહ રહે નહિ—એ આશંકા પ્રકૃત જ્ઞાનીની હોઇ શકે નહિ. દેહ રહે અગર ન રહે એ બન્ને જ્યારે મિથ્યા છે, ત્યારે દેહ રાખવા તરફ જ્યારે પ્રયત્ન કરે છે, ત્યારે તે એક પ્રકારની આત્મવંચના છે, એક પ્રકારની આસક્તિ છે–એ નિશ્ચય. એક ભોગની પણ ઇચ્છા તો રહે છે. ત્યારે તે કહેવાય છે. જ્યાં સુધી ભોગનો ત્યાગ ન થાય, ત્યાં સુધી નિઃસંગ ઉદાસીન ભાવે સ્થિતિ પ્રાપ્ત થઇ શકે નહિ.

મિથ્યાને મિથ્યા જાણીને ભોગ કરવામાં કાંઇ દોષ લાગતો નથી, એ પણ કોઇ કોઇની યુક્તિ છે. એ ભોગ યથાપ્રાપ્ત વસ્તુનો ભોગ માત્ર છે. ભોગ આવવામાં જે છે, તેજ ભોગ ન આવવામાં પણ છે. તે સર્વ આરંભ–પરિત્યાગી છે. દેહની રક્ષા કરવાને માટે જેમ નિત્ય ઔષધનું સેવન કરવું પડે છે–તેમ મટી જતાં વળી આવનાર પણ છે. એટલે કહેવાય છે કે, ભોગ મિથ્યા છે—એ પ્રમાણે વર્ણવામાં આત્મ પ્રતારણા છે. ભોગ કરો કે ભોગ ન કરો તે એકજ છે—ત્યારે ભોગનો ત્યાગ કરવા તરફ રૂચિ ના હોય, તો પછી શાસ્ત્ર માન્ય રાખવું પડે.

પરિણામે જે યથાર્થ જ્ઞાની છે, તેનું ઐશ્વર્ય પણ વિકાસ પામે

છે. તેઓ વિભૂતિની આકાંક્ષા કરે નહિ એ સત્ય છે. પરન્તુ વિભૂતિ અથવા ઐશ્વર્ય તેની આકાંક્ષા કરે છે. એ શિવાય જે જ્ઞાન તે જ્ઞાન નહિ, તે તો માત્ર જ્ઞાનનું અભિમાન અથવા તો કપટ જ્ઞાન છે. જ્યાં સુધી દેહમાં આત્મબોધ પ્રાપ્ત થાય નહિ, જ્યાં સુધી બહિર્ગત સંસ્કાર મનમાંથી ભુસાઇ જાય નહિ, જ્યાં સુધી દેશમાંથી, જગત્માંથી, સંસારમાંથી પોતપોતાને પૃથક્ કરી એ સઘળું ભૂલી ન જાય, ત્યાં સુધી પોતામાં પોતાપણું રહેતું નથી. ત્યાં સુધી નિર્ગુણ ઉપાસનાનો અધિકાર પણ ઉત્પન્ન થતો નથી. એ કારણથી સાધન વિનાના દેહાત્માભિમાનીને નિર્ગુણ ઉપાસના પણ પ્રાપ્ત થતી નથી. જે ભાવથી સ્થિતિ પ્રાપ્ત કરી શકાય, તે અવસ્થા કરતાં બીજી કોઇ પણ શ્રેષ્ટ અવસ્થા નથી, તે અવસ્થા સાધન વિના પ્રાપ્ત થઇ શકતી નથી. જગત્ નથી, જગત્ નથી, એમ કોટિ કલ્પ સુધી બૂમો પાડવાથી પણ મનમાંથી જગત્ દૂર ખસતું નથી અથવા જગત્ મિથ્યા છે એવું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. સર્વ શાસ્ત્રનો એ સિદ્ધાંત છે જે તત્વજ્ઞાન, મનોનાશ, વાસનાનો ત્યાગ એ સર્વનો યોગ્ય સમય સુધી અભ્યાસ કરવો જોઇએ. વળી વિશેષમાં ભક્તિ વિના, વૈરાગ્ય વિના બીલકુલ જ્ઞાન પ્રાપ્ત થશે નહિ, અર્થાત્ અજ્ઞાનનો નાશ કશાથી થઇ શકશે નહિ. શ્રી ભગવાન્ કહે છે કેઃ—

**मद्भक्ति विमुखानां हि शास्त्रमात्रेषु मुह्यताम् ।**
**न ज्ञानं न च मोक्षः स्यात् तेषां जन्मशतैरपि ॥**

દ્વિતીય સગુણ બ્રહ્મોપાસના. વેદમાં બ્રહ્મના બે રૂપનો ઉલ્લેખ છે. બીજું કશું નથી. આ જગત્ પણ ઉત્પન્ન થતું નથી, કેવલ બ્રહ્મ છે, તેજ એક રૂપ છે. દ્વિતીયરૂપ હોય છે જગત્માં જે છે તેજ બ્રહ્મ છે; સમસ્ત બ્રહ્મજ છે. **सर्वं खल्विदं ब्रह्म** અસ્તિ ભાતિ પ્રિય એ સર્વત્ર છે; નામરૂપનું આવરણું માત્ર ઇંદ્રજાળ છે. નામરૂપ એ માત્ર માયાજ છે, એ બ્રહ્મને સગુણ બ્રહ્મ કહે છે. નિર્ગુણ બ્રહ્મની સાથે સગુણ બ્રહ્મના ઉપાધિગત ભેદ શિવાય મૂળમાં કાંઇ ભેદ નથી. અવિજ્ઞાત-સ્વરૂપ નિર્ગુણ બ્રહ્મ એ માયાના આશ્રયે સગુણ થાય છે. સગુણ થતાં પણ તે પોતામાં પોતેજ રહે છે; તે પોતાના સ્વસ્વરૂપથી એક ક્ષણ પણ જુદો થતો નથી. કોઈ કહે છે કે, સ્વસ્વરૂપમાં રહીને પણ સગુણ બનવું-એ વાક્યમાં આત્મનાશનો આત્મ વિરોધ છે. હું કહું છું કે એ તદ્દન

અસંભવ નથી. વૃદ્ધ વૃદ્ધ હોવા છતાં બાલક બની શકે છે. નાટયાભિનયમાં સજ્જન લોક સજ્જન રહ્યાં છતાં જેમ હલકટનો વેષ લે છે. યાત્રાના દળનું બાલક યાત્રાનું બાલક હોવા છતાં જેમ કૃષ્ણ રૂપે બની શકે છે; તેવીજ રીતે તુરીય બ્રહ્મ તુરીયા વસ્થામાં સર્વદા રહીને પણ જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિમાં અભિમાન કરીને રમત કરી શકે છે. સગુણ બ્રહ્મનો અવતાર હોવા છતાં માત્ર અભિનય જ છે. વળી જે અભિનયમાં જેટલું આત્મવિસ્મૃતિનું પ્રાબલ્ય રહે છે, તેજ અભિનય તેટલો સ્વભાવિક હોય છે.

આ ગીતા શાસ્ત્રમાં શ્રીભગવાન્ કહે છે કેઃ—"**मत्स्थानि सर्वभूतानि**" વળી તુરતજ કહે છે કે; "**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम्**" ઈત્યાદિ. સન્યાસ ગ્રહણ કરીને, સાધન–ચતુષ્ટય સંપન્ન બનીને જે ગુરૂમુખે તત્વમસિ આદિનો વિચાર શ્રવણ કરે છે, શ્રવણ કરીને જે સગુણ બ્રહ્મભાવમાં પ્રવિષ્ટ થઇને "હું સર્વ કાંઇ" એ ભાવમાં સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે, તે વિશ્વરૂપનો ઉપાસક છે. સગુણ બ્રહ્મની એજ ઉપાસના છે.

તૃતીય—અભ્યાસ યોગમાં વિશ્વરૂપની ઉપાસના. જે વિશ્વરૂપમાં સ્થિતિ પ્રાપ્ત ન કરી શકે, તે કોઇ એક અવલંબનમાં ચિત્ત એકાગ્ર કરીને તેજ અવલંબનની વિશ્વરૂપમાં ભાવના કરે છે. અભ્યાસયોગનું અવલંબન બે પ્રકારથી થાય છે. (૧) અંદરનું અવલંબન. અને (૨) બહારનું અવલંબન. અંદરના અવલંબનમાં જ્યોતિ પણ હોય છે, પ્રણવ પણ હોય છે અથવા અંદરની મૂર્ત્તિ પણ હોય છે. બહારનું અવલંબન સ્થૂળમૂર્ત્તિ અથવા પ્રતિમા છે, જેઓ યોગી છે, તેઓ યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રતિહાર રૂપ બહિર અંગના સાધનદ્વારા મનને વિષયશૂન્ય કરે છે; કરીને ધારણા, ધ્યાન, સમાધિરૂપ અન્ત રંગ ( અંદરના અંગ ) નાં સાધનવડે અન્તર જ્યોતિની વિશ્વરૂપે ભાવના કરે. જેઓ ભક્ત છે તેઓ પણ અંદરની સૂક્ષ્મ મૂર્ત્તિ અથવા બાહેરની સ્થૂળ મૂર્ત્તિમાં વિશ્વરૂપનો આરોપ કરીને ઉપાસના કરે છે. મૂર્ત્તિ ક્ષુદ્ર હોવા છતાં જે ભાવના કરી શકે છે, એ મૂર્ત્તિ તેજ અવ્યક્તની મૂર્ત્તિ છે; એજ જડમાં ચૈતન્યરૂપે અધિષ્ઠાન છે, સ્થળમાં, અગ્નિમાં, સર્વત્ર સર્વે ભાવે વિદ્યમાન છે; એજ અવ્યક્ત છે વ્યક્તિમાન્ પણ એજ છે; એજ મૂળમાં અવિજ્ઞાત સ્વરૂપ, વળી એજ સગુણ વિશ્વરૂપ—એજ મહતત્વ, એજ અહં-

તત્વ, પંચતન્માત્રા, પંચભૂત, એજ મહાદેવની અષ્ટ—આઠ મૂર્તિ, એજ બ્રહ્મા વિષ્ણુ મહેશ, એજ અન્તર્યામી પુરૂષ, એજ જીવનાં કર્મ ફલના આપનાર, એજ મોક્ષદાતા છે.

તેઓજ સ્વરૂપમાં સચ્ચિદાનંદ, તટસ્થ લક્ષણે સૃષ્ટિ, સ્થિતિ પ્રલય-કર્ત્તા છે. મૂર્તિનું અવલંબન કરીને એ જે ભાવે અભ્યાસ યોગની સાધના કરે, તેજ સ્થિતિ પ્રાપ્ત કરીને વિશ્વરૂપે સ્થિતિ પ્રાપ્ત કરે છે; તેના પૂર્વે દેહત્યાગ થવાથી પણ શ્રીભગવાન્ તેને મૃત્યુ સંસાર—સાગરથી પાર કરી દે છે. "**तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात्**" ઇતિ.

ચતુર્થ—મત્કર્મ—પરમ થવાનું સાધન. જે અભ્યાસ યોગ તેને પણ ન પામી શકે, તેણે ભગવદ્ ભક્તિ ઉત્પાદક કર્મ કરવું જોઇએ. એ સાધકે પ્રથમ નિર્ગુણ બ્રહ્મ, સગુણ બ્રહ્મ અને અવતારની કથા શ્રવણ કરવી,—શ્રવણ કરીને તેમાં શ્રદ્ધા રાખીને વિશ્વાસ રાખીને શ્રવણથી આત્મનિવેદન પર્યન્ત નવધા ભક્તિનું કર્મ કરવું જોઇએ.

શ્રીભગવાન્ છે એવા વિશ્વાસથી શ્રવણ, કીર્ત્તન, સ્મરણ પદ-સેવા, અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એમ નવ પ્રકારની ભક્તિ ઉત્પન્ન થાય છે. એકાદશી વ્રત, શ્રીમંદિરમાર્જન, વિગ્રહની આગળ દીપદાન, પૂજાના સરસામાનનું આયોજન, પુષ્પવાટિકા—પ્રસ્તુતકરણ, તુલસીક્યારામાં જલદાન, પૂજા, ભોગ, આરતી, મંદિરની પ્રદક્ષિણા, પૂર્ણપ્રેમથી નૃત્ય ગીતાદિ કર્મદ્વારા ચિત્તશુદ્ધિ થવાથી ભક્તિ પ્રાપ્ત થાય છે. સર્વ જીવમાં શ્રીભગવાન્ રહેલા છે—સર્વ ક્ષણને માટે એનું જ સ્મરણ કરીને સર્વ પ્રાણીની સેવા, કોઇ પણ પ્રકારે કોઈ જીવનું અપ-માન કરવું નહિ.—આ સર્વ ઉપાય દ્વારા ક્રમે ક્રમે અભ્યાસ યોગમાં સામર્થ્ય ઉત્પન્ન થાય છે અને તે દ્વારા વિશ્વરૂપની ઉપાસનાની પીછાન થાય છે.

જે સાધક ભગવત્ કર્મ પરાયણ છે, તેને માટે શાસ્ત્ર અન્ય ભાવે પણ ભક્તિ—ઉત્પાદક કર્મનો નિર્દેશ કરે છે.

(૧) સત્સંગ.

(૨) સત્કથા—વાર્ત્તાલાપ—ભક્તિ શાસ્ત્રની રીતિ પ્રમાણે.

(૩) ભગવાનના ગુણનું સ્મરણ.

(૪) ઉપનિષદ આદિમાં ભગવદ્-વાક્યની વ્યાખ્યા.

(૫) કપટ રહિત બનીને આચાર્ય-ગુરૂને ઇશ્વર માનીને સેવા કરવી.

(૬) પૂણ્ય કર્મ કરવું, યમ નિયમ આદિની સેવા કરવી, ભગવાનની પૂજામાં દૃઢતા.

(૭) ભગવાનનો મંત્ર જાપ અને પ્રાર્થના.

(૮) ભગવાનના ભક્તની સેવા, સર્વ પ્રાણીમાં ઇશ્વરબુદ્ધિ, બાહેરની વસ્તુમાં વૈરાગ્ય, શમ અથવા અન્તરેન્દ્રિયનો નિગ્રહ, દમ અથવા બાહ્યેન્દ્રિયના નિગ્રહરૂપની સાધના.

(૯) તત્વ વિચાર.

આ સાધનોદ્વારા "**भक्तिः सञ्जायते प्रेमलक्षणा शुभलक्षणे**" હે શુભ લક્ષણે! આ સાધનો દ્વારા પ્રેમભક્તિનો વિકાશ થાય છે.

માનસપૂજા, સ્વાધ્યાય, અન્તરમાં પ્રણામ, પ્રદક્ષિણા ઈત્યાદિ કર્મોથી પણ ભક્તિ પ્રાપ્ત થાય છે.

પંચમ-મદ્યોગ-આશ્રયમાં ફલસન્યાસ કરીને કર્મ કરવું.

જે "**मत्कर्मपरम**" આ સ્થિતિને પ્રાપ્ત કરી શકે નહિ, ભક્તિ-ઉત્પાદક કર્મ કરવા જતાં જેના મનમાં હોય કે, "મારે અનેક કર્ત્તવ્ય છે; સ્ત્રી,પુત્ર, કન્યા, પરિવાર સંબંધી અનેક કામ છે; બજારમાં દુકાન છે, પુત્ર પુત્રીને શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવાની છે, રોગીની સેવા ચાકરી મારે કરવાની છે, નિબંધ લખવો છે, સભાસમિતિ કરવી છે, વક્તૃતા કરવાને માટે પ્રસ્તુત થવું છે, સંવાદપત્ર વાંચવા છે ઇત્યાદિ ઈત્યાદિ અનેક કામો જેને છે એવી વ્યક્તિ "**मत्कर्मपरम**" સ્થિતિને પ્રાપ્ત કરી શકે નહિ. એવી વ્યક્તિ પણ પોતાનાં કાર્યો ઇશ્વરને અર્પણ કરવાનો અભ્યાસ કરે. ફલની આકાંક્ષા નહિ રાખતાં ઇશ્વર-પ્રીતિને માટે ચાકર જે ભાવથી માલિકની આજ્ઞાનું પાલન કરે, તેજ ભાવથી "તમે

પ્રસન્ન રહેજે" એમ સ્મરણ રાખીને કૃપદનું અભિમાન નહિ રાખતાં, પોતાનું સમસ્ત કાર્ય ઇશ્વરમાં અર્પણ કરવું. આથી પણ ફલ સન્યાસની સાથે સાથે પોતાના કર્મ સન્યાસનો અધિકાર પ્રાપ્ત થશે. ત્યારે મતકર્મ-પરમની ઉપાસનાદ્વારા સાધકનું ચિત્ત શુદ્ધ થાય છે, પછી અભ્યાસ યોગ દ્વારા ચિત્તને એકાગ્રે કરી તેજ સાધક વિશ્વરૂપની ઉપાસના કરી શકે છે; પછી નિઃસંગભાવે સ્થિતિ પ્રાપ્ત કરીને ઉપાસનાનું ચરમ ફલ જે સર્વ દુઃખ નિવૃત્તિરૂપ પરમાનંદ પ્રાપ્તિ તેને પણ પ્રાપ્ત કરી શકે છે.

એજ સંપૂર્ણ ધર્મ છે. જે કાંઇ ઇશ્વર સંબંધે કાર્ય તે પણ સંપૂર્ણ ધર્મના કોઇને કોઇ અંગ લેઇને રહેછે.

જો કોઇ સંકીર્ણતા ત્યાગ કરીને અને પક્ષપાત વગરનો બનીને જુએ તો જોઇ શકે છે કે, બૌદ્ધધર્મ, ક્રિશ્ચિયનધર્મ, મુસલમાન ધર્મ, પારસી ધર્મ ઇત્યાદિ એ સઘળા ધર્મ, મૂખ્ય ધર્મનાં અંગ છે, સમ્પૂર્ણ રીતે નહિ જોઇ શકવાથી પરસ્પર વિરૂદ્ધ ધર્મ બન્યા છે. હિન્દુધર્મ એ માટે કોઈ પણ ધર્મની નિંદા કરતો નથી. પૂર્ણ ધર્મ અંશ માત્ર પણ નિન્દા કરી શકે નહિ; કિન્તુ અંશ માત્ર ધર્મને તથા પરસ્પર એક બીજાને જોઈ નહિ શકવાથી એક બીજા ધર્મના અનુયાયીઓ પરસ્પર વાદવિવાદ કર્યા કરે છે. પ્રભો ! આ જગતમાં પૂર્ણ ધર્મ ક્યારે પ્રકટ થશે ?

પૂર્વ પ્રબંધમાં હું કહી ગયો છું કે, સંપૂર્ણ ધર્મના પાંચ અંગો છે.

(૬)

(૧) નિર્ગુણ ઉપાસના—" પોતામાં પોતાની " સ્થિતિ.

(૨) વિશ્વરૂપ ઉપાસના—પોતાની પણ વિશ્વરૂપથી સ્થિતિ.

(૩) અભ્યાસ યોગમાં વિશ્વરૂપ—કોઇ અવલંબન પકડીને તેજ સર્વ કાંઇ છે એવી નિરંતર ભાવના.

એ સંપૂર્ણ સત્ય છે. જગતની વસ્તુનું કેમ અવલંબન કેમ કરવુ નહિ, તેનું સ્વરૂપ જોતાં સમસ્ત જગત્ જોડાઈ જઇને તે એકજ વસ્તુ ભાસે છે. જગત્ એ વસ્તુને બતાવી આપીને કહે છે કે તે એક વસ્તુ જેમ એ જગતરૂપે દેખાય છે, પ્રથમ એજ મનમાં આવે છે.

એજ વિશ્વરૂપમાં જાય છે; કિન્તુ વિશ્વરૂપમાં જઇને પણ વધારે ચક્ષુ ઉઘાડીને જોવું; એક સીમા રહિત "પોતે તેજ પોતે" પદાર્થના ત્રણુ પગ પરમશાન્ત, સર્વ પ્રકારના ચલન રહિત છે. તે સમુદ્રની માફક સ્થિર છે, પોતાના આનંદમાં પોતાના વિભુનું, પોતાના જ્ઞાનમાં પોતે મગ્ન, પોતાના ધ્યાનમાં પોતે સમાધિસ્થ અથવા કેવા ભાવમાં તે છે તે કોણ કહી શકે? જેને વેદ પણ પ્રકટ કરી શકે નહિ, તેની કથા કોણ કહે? તથાપિ જેમ આકાશનું એક સ્થાન જોઇને કહેવાય કે, આ કેવું મહાન્, કેવું અનન્ત આકાશ ઉભું છે? આકાશ તરફ જોવાથી તે લક્ષમાં આવે છે, કિન્તુ તે કેવું મહાન્, કેવું અનન્ત આકાશ! બોલે છે, મનમાં મનમાં જેમ કેટલુંક કેવું દેખાય છે! મનની ઉપર પણ યદિ કાંઈ હોય તો જેમ અંદર અનન્તમાં અને બાહેર અનન્ત કેવું જેમ જોતાં ને વારજ સ્તબ્ધ બની જવાય. જેમ અનન્ત અનન્તને સ્પર્શ કરશે—મન અને વાક્ય તેવીજ રીતે અવલોકન કરનારને નિસ્તબ્ધ ભાષાથી બોલાય છે–બોલાય છે કે કેવું મહાન્! કેવું અનન્ત! તેના સંબંધમાં કાંઈ કહિ શકાય તેમ નથી, અને તે દેખી શકાય તેમ નથી છતાં તે મહાન્! અનન્ત! અખન્ડ! અપરિસીમ છે એમ કહેવાય છે.

એકને જોઇને, એકને વિચારીને સ્તબ્ધ બનીને જેનો આભાસ મળી શકે છે,—અંદર જેમ કોઈ છે, અંદર જેમ પોતાને પોતે જોઇને બહાર આવીને તેની વાત કહેતાં કહેવાતી નથી—ભાષા તે સ્થળે પહોંચતી નથી. પોતામાં પોતાની સ્થિતિ હોય છે; કિન્તુ એ સ્થિતિની કથા કોઈ કહિ શકે નહિ જેમ ભાવથી બોલતાં અનન્તને સીમાની અંદર લાવવું જોઇએ. યદિ કાંઈ બની શકે તો તેને પ્રકાશમાં લાવવું.

કહેવાય છે કે, "પોતે એજ પોતે" એજ પોતે છે. બ્રહ્મ નિર્ગુણ, નિરૂઅવયવ, નિરાકાર—તેને ગુણ દે છે અથવા અવયવો આપે છે, અથવા આકાર આપે છે, તે પોતાના સ્વરૂપમાં સર્વદા છે, એ સત્ય છે, કિન્તુ જાણી જોઇને તેને સાકાર કહે છે, ગુણવાન્ કહે છે, ભગવાન્ કહે છે, અવયવવાળા કહે છે. વિશ્વરૂપની ઉપાસના કરો. તે પણ સાકારની જેમજ છે, અવતારની ઉપાસના કરો તે પણ તેવી જ રીતે સાકાર છે. વિશ્વરૂપની ઉપાસનામાં અથવા પ્રતિમા–મૂર્ત્તિમાં જે ઉપાસના છે, એ બન્ને ઉપાસનામાં એકજ કાર્ય થાય છે. જડરૂપને ભૂલીને ચૈતન્યનો સ્પર્શ કરવો જોઇએ. તમારૂં ઉપાસ્ય વિશ્વ

રૂપ હોય અથવા કોઈ મૂર્ત્તિ હોય તેમાં કશું આવતું જતું નથી. જે ચિન્તા યુક્ત થઇને જડભાવથી મૂક્ત થાય છે, તેજ તમારૂં તે તેજ "સ્વયં જડનું આવરણ—શક્તિની વ્યક્તાવસ્થા–તે જ અખંડ અને જે હોય તે હોય :કહીને માત્ર દેખાડે છે. તેટલા માટે જ કહ્યું છે કે, કોઈ અવલંબન પકડીને વિશ્વરૂપમાં જવું જોઇએ. વિશ્વરૂપમાં પહોંચે છે તો પણ એ અનન્ત કોટિ જગત્–તરંગ તેજ પરમપદનું સર્વ એક અતિ ક્ષુદ્ર સ્થાનમાં છે, એથી એ ધારણા દૃઢ થવાથી પરમપદમાં સ્થિતિ પ્રાપ્ત થાય છે.

બ્રહ્મનો તુરીય પાદ માત્ર નિરાકાર છે; બાકીના ત્રણ પાદ સાકાર છે. એ સાકારના બે પ્રકાર છે—ઉપાધિ રહિત સાકાર અને ઉપાધિયુક્ત સાકાર, ઉપાધિ રહિત સાકારના ત્રણ પ્રકાર છે. બ્રહ્મવિદ્યા સાકાર, આનંદ સાકાર, અને ઉભયાત્મક સાકાર. ઉપાધિયુક્ત સાકારને અવિદ્યાપાદ કહે છે. એ અવિદ્યાપાદના એક સ્થાનમાં આ જગત્–તરંગ છે. આ વાતને સમજાવનારી શ્રુતિનું ચિત્ર હું નીચે આપું છું.




શ્રુતિ કહે છે કેઃ—

पादचतुष्टयात्मकं ब्रह्म ।
किं तत्पादचतुष्टयं भवति ?
अविद्यापादः प्रथमः पादो [illegible]ो द्वितीयः
आनन्द पादस्तृतीयस्तुरीयपादश्चतुर्थ इति ।

तत्राधनमेकं पादमविद्या शबलं भवति । उपरितन पादत्रयं शुद्ध–बोधाऽनन्दलक्षणमतं भवति । तुरीयन्तु निराकारम् साकारः सावयवो निरवयवः निराकारम् । तस्मात् साकारमनित्यं नित्यं निराकारमिति श्रुतेः ।

તુરીયપાદ માત્ર નિરાકાર છે. એ નિરાકારમાં સ્થિતિ પ્રાપ્ત કરવી એજ નિરાકારની ઉપાસના છે; તે શિવાય નિરાકારની અન્ય કોઈ ઉપાસના હોતી નથી.

બ્રહ્મના ઉર્ધ્વ ત્રણ પાદ છેઃ—વિદ્યાપાદ, આનંદપાદ અને ઉભયાત્મકપાદ—એ ત્રણ પાદ શુદ્ધ બોધ—આનંદ અને અમૃત સ્વરૂપ છે. એ ત્રણ પાદને પણ સાકાર કહે છે. તુરીયપાદ નિરાકાર છે.

માતાની માફક હિતકારિણી ભગવતી પોતે પ્રશ્ન કરે છે કેઃ—

निरवयवं ब्रह्म चैतन्यमिति सर्वोपनिषत् सर्वशास्त्र सिद्धान्तेषु श्रुयते । अथच विद्यानन्द तुरीयां नाम भेद एव श्रुयते ।

બ્રહ્મ ચૈતન્ય નિરવયવ છે. સર્વ ઉપનિષદ્ આ પ્રમાણે કહે છે. સર્વ શાસ્ત્રનો સિદ્ધાન્ત પણ એજ છે. વળી વિદ્યાપાદ, આનંદ પાદ, તુરીયપાદ એ સઘળા તો અભેદ છે. જો અભેદ છે તો એ સાકાર ભેદ કેમ હોઈ શકે ?

તેના ઉત્તરમાં શ્રુતિ કહે છે કેઃ—

विद्या प्राधान्येन विद्यासाकारः आनन्दप्राधान्येनानन्दसाकारः उभयप्राधान्येनोभयात्मक साकारश्चेति ।

વસ્તુ વસ્તુ માત્ર અભેદ છે, કેવળ પ્રાધાન્ય માત્ર જ ભેદ છે.

બ્રહ્મ ચૈતન્ય જેમ નિરાકાર અને નિર્ગુણ છે; તેવી જ રીતે જીવ ચૈતન્ય હોવા છતાં નિરાકાર અને નિર્ગુણ છે. મહાભારતના સેંકડો અને હજારો સ્થળે કહેલું છે કેઃ—

" જીવ નિર્ગુણ અને દેહશૂન્ય છે, કેવળ ભ્રાન્ત બુદ્ધિવાળા

માણસો ભ્રમણાને લીધે એને સગુણ અને દેહયુક્ત કહીને ગણના કરે છે." વળી કહે છે કે:—"એ જીવને શાશ્વત બ્રહ્મ કહીને અભિહિત થઈ જાય છે." અનુગીતા ૩૦ મો અધ્યાય.

નિરાકારપાદ માત્ર તદ્દન માયાશૂન્ય છે. અન્ય ત્રણ પાદે માયાના ગુણવાળા છે. માયાને ચોકખી કહીને સાકાર અને અવયવ વાળી કહે છે, કિન્તુ સ્વરૂપતઃ બ્રહ્મ નથી માયા કોઇ પ્રકાર ઉપહત થતા નથી. તે સર્વદા સ્વસ્વરૂપમાં રહે છે. સમુદ્રના એક ભાગમાં તરંગ ઉઠવાથી એ તરંગ તાડિત સમુદ્રના અંશનું મુળ દેશમાં, કિંતુ તેજ પરમ શાન્ત ચલન રહિત બ્રહ્મ છે. ઉપર તરંગ ઉઠે છે, ભાસે છે શાંત થાય છે, માત્ર. બ્રહ્મ માયાકર્તૃક ઇશ્વિર ભાવે-કે જીવભાવે જે રીતે પ્રતિબિંબિત થાય છે, તે સર્વદા પોતાનું સ્વરૂપ એ તુરીય અવસ્થા છે. અન્ય અવસ્થા માયાવડે માત્ર કલ્પિત છે.—મૂળમાં તેજ સ્વરૂપ એ સ્વસ્વરૂપમાં સર્વદા રહે છે અથવા "પોતે પોતામાં બીજી એ ભાવમાં લક્ષ્ય ન રાખવાથી શ્રુતિ અથવા ગીતા બ્રહ્મ સંબંધે જે કહે છે તેનાથી વિરૂદ્ધ જણાશે.

શ્રુતિ કહે છે કે:—

**"आसीनो दूरं व्रजति शयानो याति सर्वतः"**

કઠ વલ્લી ૨૫ શ્રુતિ. આસીન થઇને દૂર ભ્રમણ કરે સૂઈ રહીને પણ સર્વત્ર જાણે છે.

**तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके ।**

**तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ।**

એજતિ-તે ચાલે છે, તે ચાલશે, તે ચાલતા નથી; તે દૂર છે, તે નિકટ છે; તે સઘળાના અન્તરમાં છે; તે સઘળાની બાહેર છે.

ગીતા પણ એ નિર્ગુણ અને સગુણ ભાવે લક્ષ્ય રાખીને સર્વત્ર કહે છે કે:—

**"न स सन्नासदुच्यते"** ૧૩-૧૨;

**"निर्गुणंगुणभोक्तृ च"** ૧૩-૧૪;

**"दूरस्थं चान्तिके चतत्"** ૧૩-૧૫;

**"अविभक्तञ्च भूतेषु विभक्तमिव च स्थितम्"** ૧૩-૧૬.

એક સ્થાને બેસવા છતાં દૂર ભ્રમણ કરે છે, સૂતાં છતાં સર્વત્ર ગમન કરે છે—એ વાક્યનું એક વખત ચિન્તવન કરવાથી જાણી શકાય છે, જે અવિજ્ઞાત સ્વરૂપ છે, માયાગુણાન્વિત છે, તે માયાના ગુણમાં ચાલે છે, સ્વરૂપમાં ચાલે નહિ ઇત્યાદિ.

એ ત્રણ અંગો ઉપરાંત બીજાં બે અંગો પણ કહ્યાં છે.

(૪) મત્કર્મ પરાયણ થાઓ.

(૫) તમારૂં કર્મ અમારામાં અર્પણ કરો.

એ છેલ્લાં બે કર્મ છે, અને પ્રથમની ત્રણ ઉપાસના છે. એની અંદર નિર્ગુણ ઉપાસના જ્ઞાન છે. ઉપાસના અને ભકિત એક છે એમ કહેવામાં વાંધો નથી; કિંતુ નિર્ગુણ ઉપાસના કહીને જે ઓળખી શકાય છે. જેને ઉપાસના અથવા ભક્તિ કહે છે, તેજ જ્ઞાન છે.

વેદમાં જેમ જ્ઞાનકાંડ, ઉપાસનાકાંડ અને કર્મકાંડ એ ત્રણ પ્રધાન કાંડ છે. ગીતા પણ તેજ ત્રણને બતાવે છે. કર્મ નહિ કરવાથી ચિત્ત શુદ્ધ થતું નથી; ઉપાસના નહિ કરવાથી ચંચળ મન ભગવત્ રસમાં આપ્લુત થઇને શાન્ત થતું નથી; મન ભગવત્ રસમાં નહિ ભીંજાવાથી "પોતામાં પોતા ભાવે" સ્થિતિ કોઈ પણ રીતે પ્રાપ્ત કરી શકે નહિ.

કર્મ કરવાની ઇચ્છા હોય તો નિષ્કામ ભાવે કર્મ કરવું જોઇએ. યદિ એ ભગવત્ આજ્ઞા પાલન ન કરવા જાય, તો પણ કર્મ કરવા જતાં, ઉપાસના કરવી જોઇએ. ઉપાસના કરવા જતાં, અવલંબનમાંથી વિશ્વરૂપ, વિશ્વરૂપમાંથી "પોતામાં પોતાને" ભાવે સ્થિતિ થાય છે.

જે "પોતામાં પોતાની" સ્થિતિ પ્રાપ્ત કરી શકે, તેને માટે કર્મ પણ આવશ્યક નથી, ઉપાસના પણ આવશ્યક નથી. જે વિશ્વરૂપ ઉપાસના કરી શકે છે, વિશ્વ બ્રહ્માંડમાં અન્ય કાંઈ વસ્તુ છે કે નહિ, તે વસ્તુ સુરૂપ છે કે કુરૂપ છે, મનુષ્ય છે કે પશુ છે, શત્રુ છે કે મિત્ર છે, વિષ્ટા છે કે ચંદન છે, જે તે અધિષ્ટાન ચૈતન્યને જોઇને સર્વત્ર તેને જુવે છે, ભેદ અભેદ કાંઈ પણ દેખે નહિ, જગત્ જેની નિકટ સાક્ષી ચૈતન્ય છે. તે વળી અન્ય કયું અવલંબન કરીને અભ્યાસ યોગમાં સાધના કરશે? જે વિશ્વરૂપમાં ગયા છે, તેને અભ્યાસ યોગનું પ્રયોજન નથી. કિન્તુ જે સર્વત્ર તેજ વસ્તુને જોઈ શકે નહિ, "**वासुदेवः सर्वमिति**" એ જ્ઞાનમાં તે વખતે પણ જે પહોંચી શકે નહિ, જે સંન્યાસી થઈ પોતાના દેહની રક્ષાને માટે માંસાદિ ભક્ષણરૂપ હિંસાવૃત્તિ રાખે,

જે "**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च**" માંથી પાર પામે નહિ.—જેનાં હર્ષ, અમર્ષ, ભય, ઉદ્વેગ વિગેરે લક્ષણો હજી પણ જતા નથી, જે હજી પણ અન્યની અપેક્ષા કરે છે, જેને અંદર અને બહાર હજુ પણ સૂચિત થતું નથી. જેને હજુ પણ સર્વદા અનલસ હોતું નથી, વિશ્રામની પણ જેને હજુ દરકાર છે, સંધ્યા ભ્રમણને હજુ પણ જેઓ ચાહે છે, જે પક્ષપાત વગરનો ઉદાસી હજુ પણ બન્યો નથી; જે સર્વારંભ પરિત્યાગી નથી, અને ઠંડી ઉષ્ણતા, અને સુખ દુઃખને સમાન માનતો નથી, જે "**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः**" હજી પણ પ્રાપ્ત કરી શક્યો નથી, જેને "**तुल्य निन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित्**" હજુ પણ નથી, જે હજુ પણ "**अनिकेतः**" નથી, તેઓને માટે અભ્યાસયોગની આવશ્યકતા છે. મૂર્તિપૂજા કરો અથવા જ્યોતિર્ભાવના કરો—અથવા વિશ્વાસથી કોઇનું પણ અવલંબન કરો અથવા કોઈ ગુણની પૂજા કરો, તે સાકારની ઉપાસના છે.

ઉપાસનામાં દાખલ થવા માટે સર્વેને માટે કર્મ આવશ્યક છે. તો પણ શું આ સ્થળે એ પણ કહ્યું છે કે જે કર્મ માર્ગે છે, તે ઉપાસના કરશે નહિ? ના, એ ભૂલ છે.

મત્કર્મ પરમ થવાને માટે કર્મદ્વારા તેની ઉપાસના-સ્થૂળ ભાવે મંદિરમાર્જન, (દેહ મંદિર પણ લેવું.) માળા ગુંથવી, આરતી કરવી એટલું તો હોવું જોઇએ. વળી કર્માર્પણમાં પણ મનમાં મનમાં સ્મરણ રૂપ ઉપાસના તો છેજ. તો પણ એ કર્મ અને ઉપાસના યોગ્ય સમયે કરવાં જોઇએ. સ્થૂળ ઉપાસના અને સુક્ષ્મ ઉપાસના બનેની જરૂર છે. યોગ્ય સમયે એ થવાની જરૂર છે. એટલા માટે આર્ય જાતિ નિત્યકર્મને ત્રણ વખતનું કાર્ય રાખીને સાથે સાથે જે જેવો અધિકારી તે પ્રમાણે તેને કર્મ કરવાનું કહ્યું છે.

હું ગીતામાંથી બતાવી આપું છું કે, આત્મા નિર્ગુણ છે. જીવાત્મા પણ નિર્ગુણ છે. પરમાત્મા પણ નિર્ગુણ છે. આત્મા સર્વથા "પોતામાં પોતે" તેનું સદ્દર્શન અન્ય કોઈ વસ્તુમાં નથી—તે અન્ય કોઈ વસ્તુ સાથે મિશ્રિત થતું નથી. મહાભારત પણ એ કથા કહે છે. વેદ પણ એમજ કહે છે. એ કથા સત્ય છે.

આત્મા નિર્ગુણ હોવાથી તેની અનિર્વચનીય શક્તિદ્વારા તેનો ગુણ સંગ થાય છે; ત્યારે તે ગુણવાન જેવો બને છે.

એ કથાનો સઘળાએ અનુભવ લેઈ જોયો છે જે તદ્દન જડ અવસ્થા હોવા છતાં મનુષ્ય બોલી શકે છે. હવે તમોગુણ આવ્યો છે તે આવો. હું ગુણ નથી—હું "પોતામાં પોતે" છું. ગુણની સાથે મારે સંબંધ રાખીને હું ગુણને વશ થઈ ગયો છું. ગુણના તાબામાંથી દૂર થવાને માટે મારે શક્તિની ઉપાસના કરવી જોઇએ. પ્રકૃતિના હાથમાંથી, મનના હાથમાંથી, મુક્તિને માટે હું કર્મની પણ ઉપાસના કરૂં છું.

મનને રાગદ્વેષ વગરનું કરવાને માટે હું જગતની સમસ્ત વસ્તુની સાથે જે ક્ષણસ્થાયિત્વ દોષ જડિત છે, તેની આલોચના કરૂં છું, સમસ્ત ઇશ્વર આ છે. જોઈ જોઇને હું સર્વ વસ્તુમાં આસ્થા વિનાનો થઈ વળી ફરીથી પ્રથમ પ્રથમ હું મૈત્રી, કરૂણા, મુદિતા, ઉપેક્ષા દ્વારા રાગદ્વેષને જીતવાનો પ્રયત્ન કરૂં છું. વળી મનની કામનાના ત્યાગને માટે ઉપરોક્ત બહિરંગ સાધનની સંગે સંગે દીર્ઘ પ્રણવ જપ લઇને રહું છું અને વૈરાગ્ય તથા અભ્યાસદ્વારા હું મનને વશીભૂત કરીને વિચારદ્વારા પ્રકૃતિમાંથી આપની ભિન્નભાવના કરીને "પોતામાં પોતે" એ ભાવમાં સ્થિતિ પ્રાપ્ત કરવા ચાહું છું. એની સાથે મનને સરસ કરવાને માટે ઉપાસના પણ કરૂં છું.

હું પુનઃ પુનઃ ગીતાના સંપૂર્ણ ધર્મની આલોચના કરૂં છું—એનો ઉદ્દેશ જગતમાં જે ધર્મ ચાલે છે તે આ ગીતામાં કહેલા ધર્મનું એક એક અંગ છે એમ દેખાડવાને માટે. યદિ કોઈ આધુનિક કોઈ ભૂલધર્મનો પ્રચાર કરવાનું ઇચ્છે—તેની ભૂલ કયે સ્થળે થાય છે, અથવા સનાતન ધર્મના કોઈ અંગને યદિ કોઈ ભૂલ ભરેલ જણાવવાની ઇચ્છા કરે, તેને પણ તે પોતે કેવી ભ્રાન્તિમાં છે—મારી ધારણા ગીતાનો સંપૂર્ણ ધર્મ જાણવાની હોવાથી ઉપરોક્ત ભ્રમનું સંશોધન કરૂં છું. તો પણ જે ગીતા સંબંધે મેળવી શકાય છે તે એ કેઃ—

**"अहं वेद्मि शुको वेत्ति व्यासो वेत्ति न वेत्ति वा"—**

અથવા

**कृष्णो जानाति वै सम्यक् किंचित् कुन्तीसुतो फलम् ।**
**व्यासो वा व्यासपुत्रो वा याज्ञवल्क्यो ऽथ मैथिलः ।**

તે ગીતાને હું ઠીક સમજ્યો છું, એ પ્રમાણે મનમાં લાવવું એ

પણ મૂર્ખપણું છે. એ વિષયમાં જેટલી અધિક આલોચના થઇ શકે તેટલી સુધર્મની પ્રત્યે કુધર્મ ગાત્રબળથી અથવા સત્યધર્મની પ્રત્યે અપધર્મની નિંદા, સઘળાનું જ્ઞાન થાય છે છેવટે એ પણ જાણી શકાય છે કે કયો સત્ય ધર્મ અને કયો અસત્યધર્મ અથવા ગાત્રબળનો કયો ધર્મ છે. તે દ્વારા મન ·સંશય વગરનું થાય છે તો પણ ઠીક સાધન કરવું જોઇએ.

સાકારવાદ, નિરાકારવાદ, અવતારવાદ, પૂજાપદ્ધતિ ઉપસ્થિત જગત્ ઉન્નત થાય છે કે નહિ, એક પ્રાણી મનુષ્ય થયા પછી તે પશુ થાય નહિં ઇત્યાદિ પ્રકારની ભ્રાંતિની મીમાંસા સહજમાં કરી શકું યદિ હું સંપૂર્ણ ધર્મને જાણી શકું.

ગીતા છેવટે એક સંપૂર્ણ ધર્મ બતાવે છે કેઃ–આપણે એ જાણવાને માટે જેટલો પ્રયત્ન કરશું તેટલી વ્યક્તિગત, જાતિગત, એવી કેટલીક સમગ્ર માનવજાતિનો એમાંથી વિલક્ષણ ઉપકાર થશે, એ સમસ્ત કારણોથી હું એની પુનઃ પુનઃ આલોચના કરૂં છું.

( ૭ )

પૂર્વના પ્રબંધોમાં મેં સંપૂર્ણ ધર્મના અંગનું અથવા અવસ્થાનું વર્ણન કર્યું છે.

હવે આ પ્રબંધમાં નીચે લખેલા વિષયોની આલોચના કરવાની છે.

(૧) સંપૂર્ણ ધર્માનુષ્ઠાનનો સાધકની અંદર કયા કયા ગુણોનો ઉદય થાય છે. આમાં " ધર્યામતિપાનનો ગુણ " ની પ્રથમ આલોચના કરી છે.

(૨) સંપૂર્ણ ધર્માનુષ્ઠાનમાં જે આત્મદર્શન થાય છે, તેમાં આત્માના કયા કયા ભાવથી દર્શન કરી શકાય છે ?

(૩) જે સાધક આત્મદર્શન કરવાની ઇચ્છા કરે, તેનામાં કેવા કેવા ગુણો હોવા જોઇએ ?

(૪) સંપૂર્ણ ધર્મની જે પાંચ અવસ્થા કહેવાય છે, તે પ્રાપ્ત કરવાને શું શું સાધન કરવાં જોઇએ. અર્થાત્ નિર્ગુણ ઉપાસકનું સાધન કયું ? વિશ્વરૂપ ઉપાસકનું સાધન શું ? અભ્યાસયોગી કમ સાધનથી

થઈ શકે છે ? કર્મયોગીની સાધના કેવા પ્રકારની ? સર્વ કર્માર્પણ જે અનુષ્ઠાન કરે છે, તેને કેવી સાધના કરવી જોઇએ ?

આ સાધનોનો ઉલ્લેખ કરવાનો મારો મુખ્ય ઉદ્દેશ્ય એ છે કેઃ— પ્રથમ ત્રણ પ્રશ્ન આલોચના આ સ્થળે ગૌણ છે. ગીતા એ સમસ્ત વ્યાપાર બતાવી દેખાડે છે. હું અમો આ વાતને જાણીને ગીતાની આજ્ઞાનું પાલન કરીએજ છીએ, તેવીજ રીતે અનુષ્ઠાનમાં પ્રવૃત્ત થઇએ છીએ.

## ધર્મામૃત પાનનો ગુણ.

નિર્ગુણોપાસના, સગુણોપાસના, અભ્યાસયોગમાં વિશ્વરૂપ, મતકર્મ-પરમ સાધન અને ( દાસભાવમાં ) સર્વ કર્મ ફલ ત્યાગસાધના એ તપ-શ્ચર્યાના પાંચ અંગની કથાનો ઉલ્લેખ કરેલો છે.

ક્રમ અનુસારે ઉપાસના કરવાથી જે ધર્મનો ઉદય થાય છે, તેજ સંપૂર્ણ ધર્મ કહેવાય છે.

એ ધર્મ અમૃત સ્વરૂપ છે. ગીતા એને ધર્મામૃત કહે છે. એ અમૃતમય ધર્મસુધા પાન કરવાથી સકલ જવાલા, સકળતાપ સદૈવને માટે શાન્ત થાય છે.

એ ધર્મામૃતનું પાન કરવાથી જે ગુણો મનુષ્યને અલંકૃત કરે છે, તેનો ઉલ્લેખ ગીતા બહુ સ્થળે કરે છે.

જે કોઈ મનુષ્ય એ ધર્મામૃતનું પાન કરે, તેને કોઇ ભૂતની પ્રત્યે દ્વેષ કરવો પડતો નથી. સર્વ જીવમાં આત્મભાવે વ્યવહાર થાય છે. પોતાને પીડા દેવાને જેમ પોતે ચાહતો નથી, કેમકે આપણો આત્મા આપણને અતિપ્રિય છે—આત્મવેદ જે આપણું ઇપ્સિતતમ છે, તેજ અમારો દેવતા, તેજ અમારો દયિત છે, તેજ અમારા રમણીય દર્શન છે—તેની પીડા, જેમ આત્મદેવને દુઃખ અમે ઇચ્છાપૂર્વક દેવાને તૈયાર નથી—તેવીજ રીતે સર્વ પ્રાણીનો દેહ, સર્વ જીવનું દેહ સમષ્ટિરૂપ એ ઇંદ્રિયગોચર વિશાલ બ્રહ્માંડ સમસ્ત આપણા હૃદયના રાજા અમારા ઇપ્સિતતમનું અમારા દયિતનું અમારા દેવતાનું, અમારા ફક્ત એક

રમણીય દર્શન આત્મદેવનું મંદિર છે, હું બ્રહ્માંડનું કાંઇ પણ ઇચ્છા કરીને નષ્ટ કરી શકું નહિ; કોઈ જીવની હિંસા કરવાથી કોઇ પ્રાણીને ક્લેશ દેવાથી પછી તે મંદિરની અધિષ્ઠાત્રી દેવતાનો અસંતોષ ઉત્પન્ન થાય છે. બુદ્ધિપૂર્વક પોતાને જેમ અસંતોષ કરવામાં આવતો નથી, તેવીજ રીતે કોઇ પણ જીવને વ્યથા અથવા ક્લેશ દેવો નહિ.

જેણે એ ધર્મામૃતનું પાન કર્યું છે, બીજા કોઈની હિંસા કરવાથી તેનો પ્રારબ્ધ ક્ષય થાય છે, તેથી તે આત્મદેવની તરફ જોઇ જોઇને, એ હૃદયના રાજાને સ્મરણ કરતાં કરતાં સઘળું સહન કરી શકે છે. લય, વિક્ષેપ, લાભ અલાભ, ભય પરાજય, સુખ દુ:ખ, શીત અને ઉષ્ણ, તિરસ્કાર પુરસ્કાર (બક્ષીસ), નિંદા સ્તુતિ, દેહની પીડા દેહનું આરોગ્ય—એ સઘળું તે સહન કરી શકે છે.

લોકો જેને ઉત્તમ કહે છે, તેની તે હિંસા કરે નહિ, લોકો જેને પોતાની સમાન ગણે તેની સાથે તેને મિત્રતા હોય; લોકો જેને અધમ કહે છે તેને અજ્ઞાન ગણીને તે પ્રત્યે તે કરૂણા કરે, બિલકુલ અહંકાર તેને થતો નથી; કારણ કે, તેનો અહંકાર પ્રસરિત થઇને તે સર્વ અન્તર્યામી સર્વાધિષ્ટાનભૂત, સર્વાનુસ્યુત શ્રીચૈતન્યમાં ઢંકાઇ રહે છે; બિલકુલ તેને મમતા હોતી નથી, કારણ કે તેની મમતા પ્રસારિત થઇને સકળને પોતાનું કરી દે છે—હાય ! એ જગત્ ક્યારે એ ધર્મામૃતનું પાન કરશે ? ગીતા એથી પણ વિશેષ ગુણોનો ઉલ્લેખ કરે છે. સદા સંતોષ, અને પ્રમત્ત, સંયતસ્વભાવ, સ્થિતપ્રજ્ઞ, મદ્‌ભક્ત, જે કોઇને પણ પીડા કરે નહિ, તેને પણ કોઇ પીડા દે નહિ ઇત્યાદિ. હું કહું છું કે એ-સંપૂર્ણ ધર્મનું પૂર્ણભાવે પાલન નહિ કરતાં સુધી મનુષ્યનું ક્ષુદ્રત્વ રહે છે. મારો ધર્મ સારો છે બીજા બધા ધર્મો ખોટા છે, મારા ધર્મનો આશ્રય નહિ કરવાથી જીવ પાપમાંથી મુક્ત થઇ શકે નહિ. મારા ધર્મ શિવાય કોઇપણ ધર્મમાં પવિત્રતા નથી, અન્ય ધર્મમાં બહુ દોષ છે ઇત્યાદિ કદર્ય વ્યવહારમાં જગતની શાન્તિ કદી પણ રહેતી નથી.

શ્રીગીતાના બારમા અધ્યાયના શ્લોક ૧૩ થી ૨૦ ની અંદર આ ધર્મામૃતનો ઉલ્લેખ કર્યો છે. એ શ્લોકો કંઠ કરવા જેવા છે.

( ૮ )

## કયા કયા ભાવથી આત્મદર્શન થાય છે.

જેઓએ આત્મદર્શન કર્યું છે, તેઓ જાણતા હશે કે આત્માથી કાંઈ આદિ નથી; તે સત્ પણ નથી, અસત્ પણ નથી; તે સર્વત્ર હાથ પગ આંખો મુખ અને મસ્તકમાં વ્યાપ્તમાન છે; તે સર્વ ઈંદ્રિયોરહિત છે. કિન્તુ ઈંદ્રિયોના ગુણુમાં પ્રતિબિમ્બિત છે; કોઈની સાથે તેને સંપર્ક નથી. એટલે તે સકલનો આધાર છે; સત્વ રજસ્તમ એમાંનો કોઇપણ ગુણુ તેનામાં નથી, એટલે તે ગુણુનો પાલક છે, સર્વ જીવની બાહેર પણુ તે છે; અંદર પણુ તે છે; સ્થાવર પણુ તે છે, જંગમ પણુ તે છે; તે અતિ સૂક્ષ્મ કહેવાય છે છતાં તે અવિજ્ઞેય છે; દૂર પણુ તે છે; નિકટ પણુ તે છે, અવિભક્ત હોવા છતાં વિભક્તની માફક જ છે; સૃષ્ટિનો સ્થાપનકર્તા અને પ્રલયકર્તા પણુ તે છે, તે સૂર્ય વગેરેનો પ્રકાશક છે; તે પ્રકૃતિનો પણુ અતીત છે; તે જ્ઞાન છે, તે જ્ઞેય પણુ છે; તે જ્ઞાનગમ્ય, સકલની બુદ્ધિમાં વ્યાપ્તમાન છે.

આત્માનો પૂર્વ લિખિત ભાવ હૃદયંગમ કરવાથી આત્મા નિ-ર્ગુણુ છે કે સગુણુ છે તે જાણી શકાય છે.

આત્મદર્શન ઇચ્છનારમાં જે સમસ્ત ગુણુ હોવાની જરૂર છે—તેમાં દેખાડી આપ્યું છે જે આત્મદર્શનેચ્છુ સર્વદા વેદાંત અર્થની આ-લોચના કરે છે.

ઉપનિષદને વેદાન્ત કહે છે.

**तिलेषु तैलवद् वेदे वेदान्तः सुप्रतिष्ठितः ॥**

તલમાં જે પ્રમાણે તેલ રહે છે, વેદની અંદર તેવીજ રીતે વેદાન્ત અથવા ઉપનિષદ પ્રતિષ્ટિત છે.

ગીતા જે રીતે નિર્ગુણુ અને સગુણુ બ્રહ્મની કથા એક સાથે કહે છે, ઉપનિષદ્ પણુ તેવીજ રીતે કહે છે એનો સઘળા સ્વીકાર કરે છે. અનેક માણુસ જાણુવાના પ્રયત્નો નહિ કરતાં હિંદુશાસ્ત્ર ગપ છે એમ કહે છે. જેઓ જાણી શકે નહિ તેઓને માટે તો એ ગપાંજ જણાશે.

"आसीनो दूरं व्रजति शयानो याति सर्वतः ।"

. બ્રહ્મ વ્યાપ્તમાન હોવા છતાં દૂર ફર્યા કરે છે; આત્મા શયાન હોવા છતાં સર્વત્ર ગમન કરે છે. સાંભળવામાં અસંભવ પણ કથા સારી છે. સઘળાં જાણી શકે છે મનુષના દેહરૂપી ઘરમાં રહે છે, પરન્તુ મન અન્ય સ્થાને ભ્રમણ કરી શકે છે. મનની શક્તિ જ્યારે આટલી છે, ત્યારે આત્માની શક્તિ કેટલી બધી હશે!

શ્રુતિ એથી પણ વધારે કહે છે કેઃ—

"तदेजति तन्नेजति तद्दूरे तदन्तिके ।
तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ।" ईश ७ ।

તે ચાલે છે, તે ચાલતો છે; તે દૂર છે, તે નિકટ છે; તે સકળની અંદર છે, તે સકળની બાહેર છે! શ્રુતિનું સમસ્ત વાક્ય છે—જે સ્વરૂપે નિર્ગુણ છે, તે સ્વસ્વરૂપમાં રહેવા છતાં પણ જે સ્વગુણ ભાવ અવલંબને ગુણવાન અને ત્રિયાશીલ થઇને, તે બતાવવાને માટે સાધનાની કથાની આલોચના વખતે હું આ વિશેષ કરીને બતાવીશ.

આત્માની આ સમસ્ત ભાવની કથા, ગીતાના તેરમા અધ્યાયના ૧૨ મા શ્લોકથી ૧૭ મા શ્લોક સુધીમાં લખેલી છે.

"अनादिमत् परंब्रह्म न सत्तेनासदुच्यते ।"
"सर्वतः पाणिपादं तत्" इत्यादि ।

હું આજકાલ જોઉં છું તો સઘળા બોલીને સત્યનું અનુસંધાન કરે છે. ઇશ્વર સંબંધે સત્યાનુસંધાન એજ સર્વ પ્રધાન સત્યાનુ સંધાન છે. જે ધર્મ બ્રહ્મ ચૈતન્ય, ઇશ્વર ચૈતન્ય, જીવ ચૈતન્ય સંબંધે સત્ય મીમાંસા ઉપનિતમાંથી પ્રાપ્ત કરી શકે નહિ, તેજ ધર્મ ઇશ્વરને વિશ્વાસની વસ્તુ માત્ર નિર્દોશ કરીને નીતિ પ્રાપ્ત કરી શકે છે. ઇશ્વરનું નામ લેઇને નીતિના અવલંબનમાં મનુષ્યને ઉન્નત કરવાના પ્રયત્નો એ સમસ્ત ધર્મનો ઉદ્દેશ્ય છે. કિંતુ એ સમસ્ત ધર્મનું વ્યવહારિક જીવન ઉન્નત અવનત, સ્પંદનમાં સ્પંદિત થાય, એ ધર્મ શાન્તિ આપી શકે નહિ. જ્યાં સુધી

જીવ અને ઇશ્વરને ઓળખી શકાય નહિ, ત્યાં સુધી જીવ કોઇપણ રીતે દુઃખના હાથમાંથી નીકળી શકે નહિ. વેદ વિગેરે શાસ્ત્રોમાં એ લા માટે જ્ઞાન છે એ એક માત્ર મુક્તિનું કારણ છે, એમ ઉલ્લેખ કરેલો છે. વિશ્વાસનો ધર્મ મનુષ્યને જ્ઞાન માર્ગે ચલાવવાને સર્વ નીચે આવ્યો છે, નીચે લખેલી ભૂમિકામાં અટકાઇ પડવાથી, જીવનો ઉદ્દેશ્ય સાધી શકાતો નથી. જેઓ બોલે છે કે, હું વિશ્વાસ કરીશ, અને પછી જેને તેને ઇશ્વર માની દે છે—તેઓને એ પણ જણાવવું ઉચિત છે કે—ઇશ્વરે જે જે વાક્યો બનાવ્યાં છે—તેમાં કહે છે કે, ઇશ્વરને જાણવું આવશ્યક છે શ્રી ભગવાન્ પોતેજ કહે છે કે: "**ददामि बुद्धियोगं तं यन मामुपयान्तिते**" તમને હું તેજ બુદ્ધિ પ્રદાન કરીશ, જેથી તમે મને પ્રાપ્ત થઇ શકશો. બુદ્ધિનું કામ એજ વિચાર કહેવાય. શ્રી ભગવાન્ જીવને વિચાર અર્પણ કરે છે, એ તેમની મોટી કૃપા છે. હાથ પકડીને કોઇને પણ ભવસંસારની પાર ઉતારી દે નહિ. મનુષ્યનો સ્વભાવ એવો છે કે તે જે પ્રાપ્ત કરે તે પૂર્વે જાણીને, એ ઉચ્ચ અવસ્થાએ જવાને માટે પુનઃ પુનઃ ચેષ્ટાઓ કરે છે. તેથી જ્ઞાનની આકાંક્ષા સઘળાને હોય છે એ સ્વાભાવિક જ છે. માત્ર વિશ્વાસ રાખીને ચાલવામાં જ્ઞાનાકાંક્ષાની તૃપ્તિ થતી નથી. તેથી કરીને મનુષ્યને સુખ કોઇ પણ રીતે મળી શકે નહિ. જે વ્યક્તિઓ વિશ્વાસને ધર્મ માને છે, તેઓ પણ યોગ્ય વિશ્વાસ પ્રાપ્ત કરી શકતા નથી. ઇશ્વરને ઓળખી શકાય નહિ—એ વાક્ય પણ તદ્દન અસ્વાભાવિક છે. આ સ્થળે બોલવાનો ભાવાર્થ માત્ર એટલો જ છે કે, જે જાણવાનું છે તે ઉત્તમ રૂપે જાણવાની આવશ્યકતા છે. જ્યાં સુધી સત્યમાં ઉપજાતીન થાય નહિ, ત્યાં સુધી વિચાર કરવો જોઇએ. જે ધર્મમાં વિચારનો અનાદર થાય છે, તે ધર્મ યથાર્થ—સાધુને પોતાને ભાવે સંતોષિત રાખી શકે નહિ.

હું એ કારણથી વેદ પ્રમુખ શાસ્ત્રમાં બ્રહ્મ, ઇશ્વર, જીવ સંબંધે સત્ય બોલીને નિર્ધારિત થાય છે, ગીતામાં કહેલા સંપૂર્ણ ધર્મમાંથી તે પણ દેખાડવાની ચેષ્ટા કરે છે. અત્યારે માત્ર અતિ સંક્ષેપમાં એ મીમાંસાનો ઉલ્લેખ કર્યો છે.

બ્રહ્મ, પરમાત્મા, આત્મા ઇત્યાદિ શબ્દોમાં સર્વ વ્યાપી પરિપૂર્ણ ચૈતન્યનું લક્ષ્ય કર્યું છે. ઉપાધિને માટે આત્મા બહુ નામી છે. "સ્ફટિકમાં નાના પ્રકારના વર્ણના પદાર્થો પ્રતિબિમ્બિત થવાથી, ત્યાં જે નાના

રૂપે રંજિત દૃશ્ય દેખાય છે," તેવીજ રીતે અખંડ સચ્ચિદાનંદ પરમાત્મા પણ માયાવડે વિવિધ નામ રૂપે પરિછન્ન (મત) થઇને વિચિત્ર વિશ્વરૂપ ધારણ કરે છે. એક વ્યક્તિ ક્રિયા અને કર્મના તફાવતથી જેમ ભિન્ન ભિન્ન નામે અભિહિત થાય છે, મહેશ્વર્ય પરમાત્મા પણ તેવીજ રીતે કર્મના તફાવતથી (કર્મના ભેદથી) વિવિધનામ રૂપે ઓળખાય છે માયાનું મનોશેગંધ્ધર નૃત્ય-વિમોહિત ચિત્તમાં ભેદ જ્ઞાન આદિ પત્યા કરે છે—માયા મુગ્ધ વ્યક્તિ કાર્યને કારણમાંથી સ્વરૂપતઃ પૃથક્ સામગ્રી ધારી દે છે. અર્થશાસ્ત્ર પ્રદીપ

ઉપનિષદ્ આદિમાં બ્રહ્મ, ઇશ્વર, જીવ સંબંધે મીમાંસા-વાક્ય-એ પ્રમાણે છે કેઃ—

જે આત્મદર્શન દ્વારા જગ, મૃત્યુ, પુનર્જન્મ વિગેરે દૂર થઇ શકે-તેજ આત્મા પોતાના સ્વરૂપમાં પોતને પોતે જ છે. આત્માનું સ્વસ્વરૂપ નિર્ગુણ છે. નિર્ગુણ બ્રહ્મમાંથી જ્યારે મણીના ચળકાટની માફક માયાનો ઉદ્‌ભવ થાય છે. ત્યારે તે બ્રહ્મસ્વરૂપમાં રહેવા છતાં આત્મ માયનો સંગ કરતો નથી. માયા યદિ આત્માના ધર્મમાંથી પ્રકટ થએલ છે, તોપણ માયાની સાથે આત્માનો સંગ થાય—એમ કહી શકાય નહિ. ધર્મને ધર્મનો શો સંગ? ગમે તેમ હો તોપણ સંગ થવાથી આત્માનું નામ પુરૂષ બને છે, સગુણ બ્રહ્મ, વિશ્વરૂપ ઇશ્વર, અન્તર્યામી, સૃષ્ટિ સ્થિતિ પ્રલય કર્ત્તા ઇત્યાદિ.

માયાના હજી બીજાં નામ પણ છે અવ્યક્ત, પ્રધાન, પ્રકૃતિ, સત્વ રજસ્તમની સામ્ય અવસ્થા ઇત્યાદિ પ્રકૃતિના ગુણમાં ભગવાનની માફક બનીને પુરૂષ કેવી રીતે થાય છે, તે ગીતા તેના ૧૩-૨૧ શ્લોકમાં કહે છે કે, પ્રકૃતિમાં અધિષ્ઠાન કરીને પ્રકૃતિનું પરિણામ જે આ દેહ—આ દેહમાં અધિષ્ટાન કરીને તે પુરૂષ ઉપદ્રષ્ટા, સાક્ષી, અનુમન્તા, ભર્ત્તા, ભોક્તા, મહેશ્વર, પરમેશ્વર રૂપ બને છે.

જીવ, સર્વદા સ્મરણમાં રાખ કે જીવના દેહમાં એ પુરૂષ છે. એ પુરૂષ પ્રકૃતિનાં અધિષ્ઠાન કરીને પ્રકૃતિના સકળ ગુણનો ભોગ કરે છે. જ્યારે પ્રકૃતિ તેને નાનાનૂ ભોગ કરાવીને કોઇપણ રીતે પોતાને વશ લાવી શકે નહિ, ત્યારે તે ઇશ્વર કહેવાય છે. જ્યારે પ્રકૃતિના ગુણ સાથે તે

બંધાએલ હોય, મુગ્ધ હોય "હું અને મારૂં" એથી જડેલ હોય, ત્યારે તેનું જીવત્વ બને છે અને સારી સાચી યોનિમાં તેનો પુનઃ પુનઃ જન્મ થાય છે. પ્રકૃતિ જડ છે. ૧૩–૨૦ શ્લોકમાં કહ્યું છે કે, તે કાર્ય કારણ રૂપે પરિણત થાય છે—પુરૂષના સાનિધ વશતઃ છે. કિંતુ સુખ દુઃખ, શોક, મોહ વિગેરે ધર્મમાં જડેલ પુરૂષ અથવા જીવાત્મા—પ્રકૃતિસંગવશતઃ તેઓ છે. પ્રકૃતિનો ધર્મ તેમાં માત્ર આરોપ છે. આ જે પ્રકૃતિ-તેનો વિકાર અને તેનો ગુણ અને તેની સાથે જડેલ પુરૂષ–એ બંને અનાદિ છે. (૧૩–૧૯) મણિના ચળકાટની માફક માયા, બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે—ઉત્પન્ન થઇને બ્રહ્મ અને માયા, પુરૂષ અને પ્રકૃતિ થાય છે. આ અનાદિ કાળથી થતું આવે છે. પ્રકૃતિ અને પુરૂષ અનાદિ હોવા છતાં અનન્ત નથી. કેમ નહિ બ્રહ્મ જ્યારે સ્વસ્વરૂપમાં પોતામાં પોતાના ભાવમાં નિવાસ કરે છે, ત્યારે પ્રકૃતિ પુરૂષ થતાં નથી. સમસ્ત સ્પંદન સમસ્ત સ્પંનાત્મિકા, સંકલ્પશક્તિ રૂપ માયા, ત્યારે પરમ શાન્ત ચલન રહિત શક્તિમાનના સ્પર્શથી તેની સાથે અભિન્ન થઇ જાય છે. એ અવસ્થામાં માયા છે અથવા નથી તે કાંઇ કહી શકાય નહિ. તે અનિર્વચનીય છે. તે માટે કહ્યું છે કે, અનાદિ હોવા છતાં તે અનન્ત નથી.

પ્રકૃતિ અને પુરૂષ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ, અપરા અને પરા પ્રકૃતિ છે. જેઓ એ બે પ્રકૃતિ છે તેજ આત્મા, તેજ નિર્ગુણ, તેજ પોતામાં પોતે છે.

આત્મદર્શનની ઇચ્છાવાળા કયા કયા ભાવે આત્માનું દર્શન કરે છે? પ્રથમ જે કહ્યું છે તેજ આ વખતે કહેવાનું છે.

આત્મ દર્શનની ઇચ્છાવાળા આત્માને જુએ છે (૧). તે અનાદિની માફક છે (૨) તે સત્ પણ નથી અને અસત્ પણ નથી (૩). તે સર્વત્ર હાથ–પગ–આંખો–મસ્તક–મુખ વિગેરે અવયવો સહિત છે (૪). સર્વેન્દ્રિયરહિત, કિન્તુ ઇંદ્રિયના ગુણો પ્રતિબિમ્બત છે (૫). કોઇની સાથે તેનો કાંઇ સંપર્ક નથી, અથવા તે સકળનો આધાર છે (૬) સત્વ–રજઃ–તમઃ માંના કોઇપણ ગુણો તેમાં નથી; અથવા તે ગુણના પાલક છે (૭) સર્વ જીવની બહાર પણ તે છે અને અંદર પણ તે છે (૮) સ્થાવર તે છે અને જંગમ પણ તે છે (૯). તે અતિ સુક્ષ્મ કહેવાય છે અને અવિજ્ઞેય પણ કહેવાય છે (૧૦) તે દૂર પણ છે અને નિકટ પણ છે (૧૧). તે અવિભક્ત હોવા છતાં વિભક્તની માફક છે (૧૨). તે

સૃષ્ટિના સ્થાપન કર્તા છે અને પ્રલય કર્તા પણ છે (૧૩). તે સર્વ વિગેરેના પ્રકાશક છે (૧૪). તે પ્રકૃતિના પણ અતીત છે (૧૫). તેજ જ્ઞાન, તેજ જ્ઞેય અને તેજ જ્ઞાન ગમ્ય પણ છે (૧૬). તે સકળની બુદ્ધિમાં અવસ્થિત છે.

સાધક સર્વદા આત્માનો પોતામાં પોતે અથવા નિર્ગુણભાવઅને સગુણ ભાવ ધારણ કરીને આત્માને ઉપલબ્ધિ કરવાની ચેષ્ટા કરે છે. એવા ભાવથી નીરિક્ષણ કરવું તેનું નામ આત્મ દર્શન.

( ૯ )

## ધાર્મિક મનુષ્યમાં કયા કયા ગુણો હોવા જોઇએ ?

ખરા ધાર્મિક–ધર્મનિષ્ટ મનુષ્યમાં કયા ગુણ હોવા જોઇએ આ એક અત્યંત વિચારણીય વિષય છે. આ વિષયમાં આજે કાંઇક વિચાર કરવો યોગ્ય લાગે છે.

શ્રીમદ્‌ભગવદ્‌ ગીતામાં કહ્યું છે કે જેઓ બ્રહ્મને જાણવા ઇચ્છે છે, જેઓ બ્રહ્મજ્ઞાની થવા ચાહે છે, તેઓમાં નીચે લખેલા ૨૦ ગુણો અવશ્ય હોવા જોઇએ. આ ગુણોને ઉપાર્જન પ્રાપ્ત કરી શકતા નથી, અથવા પ્રયત્ન કરવા છતાં જેઓ પ્રાપ્ત કરી શકતા નથી, તેઓ બ્રહ્મજ્ઞાની કહી શકાય નહિ. જેનામાં આ ગુણો હોતા નથી, તેવા સાધક અશુદ્ધ ચિત્તવાળા ગણાય છે. જ્યાં સુધી ચિત્ત અશુદ્ધ રહે છે, ત્યાં સુધી તે સામાન્ય ઉપાસનાનો અધિકારી પણ થઇ શકતો નથી, પછી પરમ ભક્તિમાન થવું એ તો તેને માટે ક્યાંથી બની શકે ? અહિં તે ૨૦ ગુણોના સંબંધમાં સંક્ષેપમાં કાંઇક જણાવવામાં આવે છે.

૧. **માનત્યાગઃ**—ધાર્મિક મનુષ્ય લોકોના તરફથી કોઇ પણ પ્રકારના સન્માનની ઇચ્છા રાખે નહિ. "**तृणादपि सुनीचेन तरोरिव सहिष्णुना। अमानिना मानदेन कीर्तनीयः सदा हरिः।**" પોતાને તૃણ કરતાં પણ નીચ માનવું જોઇએ. કોઇ લાતો મારે, પદદલિત કરે તો પણ સમજી લેવું કે શ્રી પ્રભુએ અન્યદ્વારાએ ચરણરજ આપેલ છે. આમ માની સંતુષ્ટ રહેવું જોઇએ. બીજાઓ દુઃખ દે તોપણ વૃક્ષની માફક સહિષ્ણુ બનવું જોઇએ. વૃક્ષ જેમ જેમ, પોતાના ઉપર પ્રહાર કરનારને પોતાનું સર્વસ્વ જે ફળ, ફુલ અને છાયાનું દાન કરે છે, તેમ

ધાર્મિક અનુષ્ઠે પણ પીડા આપનારને પ્રસન્નતા પૂર્વક તથા સર્વસ્વ આપતાં કુંઠિત થવું નહિ. પોતે સન્માનની ઇચ્છા ન રાખતાં બીજાઓનું સન્માન કરવું જોઇએ. પોતાનામાં ગુણ હો અથવા ન હો. છતાં હું ગુણવાન છું એમ સમજીને જે આત્મ શ્લાઘા કરવામાં આવે છે, અને લોકો તરફથી સન્માનની આકાંક્ષા રાખવામાં આવે છે તે અનુચિત છે. આત્મશ્લાઘાનું ન હોવું એજ અમાનિત્વ છે. જેઓ એમ સમજી શકે છે કે સર્વ કાંઇ બ્રહ્મ છે, પરમાત્મા સ્વરૂપ છે તેઓ તે બ્રહ્મના સર્વ રૂપોના સમીપમાં પોતાને અણુ સમાન સહેજે સમજી શકે છે.

૨. દંભત્યાગઃ—હું ધાર્મિક છું, હું વિદ્વાન્ છું. બીજાઓ શું સમજે છે? કોઇપણ ઉદારચિત્તવાળો નથી, કારણ કે મ્હારા ઉદાર ધર્મને તેઓ ગ્રહણ કરી શકતા નથી. આ સર્વ પ્રકારનું જે અભિમાન છે, તે દંભ છે. આવા દંભની સાથે જે ધર્મ પ્રચાર કરવો તે પણ એક પ્રકારની દાંભિકતા છે. જેઓ આત્મસ્વરૂપનાં દર્શન કરવા ઇચ્છતા હોય તેમણે આવા દંભનો ત્યાગ કરવો જોઇએ.

૩ અહિંસા—વાણી, મન અને શરીરથી બીજા પ્રાણીઓને પીડા ન આપવી એનું નામ અહિંસા છે. બીજાને ઉપદેશ આપવો હોય તે વખતે તેના ઉપર પ્રેમ રાખી ઉપદેશ આપવો જોઇએ. કોઇને દુઃખ આપી અથવા હિંસા કરી ઉપદેશ આપવાથી કોઇ કાર્ય થઇ શકતું નથી. જેને ભગવદ્ભાવ સિદ્ધ થયો છે તે વાણી, મન અને શરીરદ્વારા કોઇ પણ પ્રાણીને પીડા આપી શકતો નથી. પોતાની જીવન રક્ષાને માટે બીજાના પ્રાણનો નાશ ન કરતાં આત્મજ્ઞાનેચ્છુ મનુષ્ય પોતાના પ્રાણ પર્યન્ત અર્પણ કરી બીજાના પ્રાણની રક્ષા કરે છે આ પ્રમાણે વર્તન રાખવાથી સર્વ પ્રાણીના સ્વામી-માલીક જે પરમાત્મા તેમની કૃપાદૃષ્ટિ થાય છે.

૪ શાન્તિ—બીજાઓને કેઇ પણ પ્રકારની પીડા ન આપતાં બીજાઓ તરફથી આપવામાં આવતી પીડાને ધૈર્યથી સહન કરવી.

૫ આર્જવ—ઋજુ અથવા સરલ થવું મનથી કોઇના ઉપર ઘૃણા રાખવા છતાં મોઢે સારૂં લગાડવું એ એક પ્રકારની કુટિલતા છે. આ કુટિલતાનો ત્યાગ કરવો એનુંજ નામ આર્જવ છે સર્વ કાંઇ બ્રહ્મ છે. આવી જેની ધારણા છે તે કુટિલ કોની પાસે થઇ શકે?

૬ આચાર્યોપાસના—તત્ત્વ ગુરૂની ઉપાસના સેવા વગેરે.

૭ શૌચ—મૃતિકા, જલ વગેરેથી બહારની પવિત્રતા અને સુખીના પ્રત્યે મિત્રભાવ, દુઃખીના પ્રત્યે દયા, પુણ્યવાનના પ્રત્યે હર્ષભાવ, અને કુત્સિત કર્મ કરનારા પ્રત્યે ઉપેક્ષા. મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષા વડે અંતરની પવિત્રતા થાય છે.

૮ સ્થૈર્ય—સેંકડો વીઘ્નો ઉપસ્થિત થવા છતાં પ્રભુ પ્રાપ્તિના સાધનનો ત્યાગ ન કરતાં પુનઃ પુનઃ તેની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો.

૯ આત્મનિગ્રહ—મન, વાણી અને શરીરને વશમાં રાખવા. આત્મા શબ્દનો અનેક અર્થમાં વ્યવહાર થાય છે. જે જેનો વ્યાપક તે તેનો આત્મા. મન, વાણી અને શરીરને શાસ્ત્રના આજ્ઞા પ્રમાણે સ્થિર કરી તેઓને સન્માર્ગે લગાડવાં આનુંજ નામ આત્મનિગ્રહ અથવા આત્મસંયમ છે.

૧૦ વિષય વૈરાગ્ય—વિષયના સુખો ક્ષણભુરથાયી અને ક્ષણભંગુર ધ્વંસી છે. આ પ્રમાણે વિષયોનું દોષ દર્શન કરી વિષય ભોગની અંદર અરૂચિ ઉત્પન્ન કરવી.

૧૧ અનહંકાર—દેહ વગેરેમાં અભિમાન કરી હું ઉત્કૃષ્ટ-શ્રેષ્ટ છું આવું અભિમાન ન કરવું.

૧૨ દોષ દર્શન—જન્મ, મૃત્યુ અને જરા-વૃદ્ધાવસ્થા ઇત્યાદિ દોષો સંબંધે વારંવાર વિચાર કરવો.

૧૩ અસક્તિ ૧૪ અનભિષ્વંગ—સ્ત્રી, પુત્ર, દેહ વગેરેમાં પોતાપણાનો ત્યાગ કરી કેવળ બાહ્ય રૂપથી તેની સાથે સંબંધ રાખવો.

૧૫ સર્વદા સમચિત્તત્વ—પોતાની ઇચ્છાનુસાર થાય અથવા તેથી વિપરિત થાય તો પણ સદૈવ હર્ષ શોક શૂન્ય રહેવું.

૧૬ અન્ય યોગ ભક્તિ—પ્રભુ શિવાય મ્હારી બીજી ગતિ નથી આવી નિશ્ચિંત બુદ્ધિથી તેમની ભક્તિ કરવી.

૧૭ વિવિક્ત દેશસેવા—ભયરહિત, વિઘ્ની રહિત, ચિત્તને પ્રસન્ન કરનાર અરણ્ય, નદીતટ અથવા મંદિરમાં એકાકી નિવાસ કરવામાં અનુરાગ.

૧૮ પ્રાકૃત લોક સંગ ત્યાગ—પામર અને વિષયી મનુષ્યોનો સમાગમ ન કરવો.

૧૯ આત્મજ્ઞાન નિષ્ઠા—આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે સદૈવ ઉદ્યોગ કરતાં રહેવું. અવિદ્યાપાદ, વિદ્યાપાદ, આનંદપાદ અને તુરીયપાદની હકીકત જાણી મનન અને નિદિધ્યાસનદ્વારા આત્મ દર્શનનો ઉદ્યોગ કરવો.

૨૦ તત્વજ્ઞાન—વેદાન્ત શાસ્ત્રના અર્થનો વિચાર.

જેઓ ઉપરોક્ત વીસ ગુણોને જાણી શકશે તેઓ નિષિદ્ધનો ત્યાગ, વિહિતનું ગ્રહણ અને જ્ઞાન તથા ભક્તિના રહસ્યને સમજી શ્રેય માર્ગને સંપાદન કરી શકશે. જેઓ સ્વસ્વરૂપમાં સ્થિતિ પ્રાપ્ત કરવા ઇચ્છતા હોય, જેઓ સર્વ દુઃખ નિવૃત્તિની પ્રાપ્તિની અભિલાષા રાખતા હોય અને પરમાનંદની સ્થિતિ કરવી એ જેમનું લક્ષ્ય હોય, તેમણે ઉપરોક્ત વીશ ગુણોને ધારણ કરવા જોઇએ અને જેમાં આ ગુણો નિત્ય હોય છે તેજ ખરો ધાર્મિક મનુષ્ય કહી શકાય છે.

---

(૪)

## ગીતાનો સંપૂર્ણ ધર્મ પ્રાપ્ત કરવાનું સાધન.

આ પ્રબંધની શરૂઆતમાં જ મેં કહ્યું છે કે, સાધના છે તે મારી આલોચનાનો મૂખ્ય વિષય છે. વિષય જાણવા છતાં જો તેની પ્રાપ્તિ કરવાની ચેષ્ટા ન કરે, તો તે જાણવું વૃથા છે. ધર્મામૃતનું પાન કરવાથી સઘળો શોક દૂર થાય છે એમ જાણ્યું, સઘળા સંતાપની નિવૃત્તિ થાય છે એમ સમજાયું, કિન્તુ એ અમૃતપાન કરવાને માટે પ્રયત્ન કર્યો નહિ; સંપૂર્ણ ધર્માનુષ્ઠાનમાં, મારા ઇપ્સિત તમને, દયિતને, રમદર્શનને અપૂર્વ ભાવે દર્શન કરી શકાય એમ સાંભળીને—સાંભળવા છતાં ધર્માનુષ્ઠાનમાં પ્રાણ પણ કરવામાં આવતું નથી; જે જે ગુણો ઉપાર્જન કરી શકાય તે કરવા, તેમાં ચિર સ્થિતિ પ્રાપ્ત કરવી, તે જાણવા છતાં, રજસ્તંભઃ નિવૃત્તિ કરીને નિત્ય સત્વસ્થ પ્રાપ્તિ નામ યત્નો કરતા નથી નિત્ય સત્વસ્થ થઇને પોતામાં પોતાના ભાવે સ્થિતિ પ્રાપ્ત કરવામાં પુનઃ પુનઃ પ્રયત્ન કરવામાં આવતા નથી, એનું નામ પ્રકૃત

આત્મહત્યા, સાધના નહિ કરતાં વ્યભિચારિ હૃદય રાખવાથી આત્મ-વધ નાટકનો અભિનય કરે છે. નિર્જનમાં એકાન્તમાં છે, કિન્તુ અંતરમાં કોઇ એક દુઃખનો અનુભવ કરે છે; કોઇ પ્રહાર કરતું નથી, કાઈ તિરસ્કાર કરતું નથી, તથાપિ પ્રાણુમાં એક જાતના દુઃખનો અનુભવ કરે છે, એ દુઃખ ક્યાંથી આવે છે? જે અમારે પ્રિય છે તેનો જ્યારે વિનાશ થાય, ત્યારે મર્માન્તિક દુઃખ ઉત્પન્ન થાય છે. બહાર કોઇ ક્લેશનું કારણ નથી—તથાપિ જ્યારે દુઃખ થાય ત્યારે જાણવું જોઇ કે હું આત્મહત્યા કરે છે. રમણીય દર્શનને પ્રાપ્તકરવાનો પ્રયત્ન નહિ કરતાં જયારે અસુંદરને સુંદર ધારીને તેનું પાન કરવામાં આવે, ત્યારે પણ આત્મવધ નાટકનો અભિનય થાય છે. સાધના ન કરવી એજ આત્મહત્યા છે.

શરીર મન અને વાક્યને છંદોની માફક અને સ્પંદની માફક કરવાની ચેષ્ટા નહિ કરવાથી અન્ય વિષયમાં ચેષ્ટા કરવી તેને ઉન્મત્ત ચેષ્ટા કહે છે. ઉન્મત્ત ચેષ્ટા જે સ્થળે હોય, તે સ્થળે આત્મવધ થાય છે. આત્મહત્યાના નિવારણને માટે ગીતામાં કહેલી આ સાધના મારે કરવી ઉચિત છે. શ્રી ગીતા તેટલા માટે પુર્ણ ધર્મની સાધનાનો ઉલ્લેખ કરે છે. હું આ સ્થળે અત્યારે પંચાગ ધર્મની સાધનાની કથાની આલોચના કરીશ.

શ્રી ગીતાએ માત્ર બે શ્લોકોમાંજ સમસ્ત સાધનાનો ઉલ્લેખ કર્યો છે. બંને શ્લોક નીચે પ્રમાણે છેઃ—

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥
अन्येत्वेवमजानन्तः श्रुत्वाऽन्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥

કોઇ કોઈ ધ્યાનયોગે આત્માદ્વારા આત્માને આત્મામાં જુવે છે. અન્ય કોઈ સાંખ્યયોગે, વળી બીજા કોઇ કર્મયોગે એ પ્રમાણે દર્શન કરે છે.

વળી અન્યમાં પ્રથમ કહેલા પ્રકારે આત્માને ઓળખ્યા વગર

આચાર્યની પાસેથી સાંભળીને ઉપાસના કરે છે. તેઓ પણ શ્રવણ પરાયણ બનીને મૃત્યુમય સંસાર અતિ ક્રમ કરે છે.

ધ્યાનયોગ, સાંખ્યયોગ, કર્મયોગ અને વિશ્વાસયોગ એ ચાર સાધનાદ્વારા ધર્મામૃત પાન કરાય છે, અપૂર્વ ભાવથી આત્મદર્શન કરી શકાય છે. આત્મદર્શનથી જે જે ગુણોનો ઉદય થાય, તે સઘળા ગુણો અને પોતામાંથી આ સાધનનું ફળ પ્રાપ્ત કરી શકાય છે.

ગીતામાં વર્ણવેલા સંપૂર્ણ ધર્મના જે પાંચ અંગોની કથા કહેવામાં આવે છે, તેઓને સઘળાનું છેવટનું લક્ષ્ય આત્મદર્શન છે.

આત્મદર્શન જે થશે તેમાં કોણ દર્શન કરશે? દ્રષ્ટા પોતાને ઓળખાશે—ક્યાંથી ઓળખી શકશે?

શ્રી ગીતા કહે છે કે આત્માને આત્માદ્વારા આત્માનું દર્શન કરવાનું છે. ત્રણ વખત આત્મા શબ્દનો ઉપયોગ કર્યો છે. એઓ શું એક અર્થમાં વપરાય છે? પ્રથમમાં એની આલોચના કરૂં છું.

શાસ્ત્રમાં આત્મા શબ્દનો બહુઅર્થે પ્રયોગ કર્યો છે. જે જેનો વ્યાપક, તે તેનો આત્મા છે.

આત્માને આત્મદ્વારા આત્મામાં દર્શન કરવાને માટે—આત્માને મનદ્વારા બુદ્ધિથી દર્શન કરી શકાય છે.

હું આ સ્થળે પંચાગ ધર્મની સાથે આ ચાર પ્રકારની સાધનાનો સંપર્ક બતાવું છું.

(૧) નિર્ગુણ ઉપાસકને માટે ધ્યાન યોગ.

(૨) સગુણ વિશ્વરૂપ ઉપાસકને માટે જ્ઞાનયોગ.

(૩) અભ્યાસ યોગીને માટે અન્તરંગ કર્મયોગ.

(૪) સર્વ કર્મફળ ઇશ્વરમાં અર્પણ કરવાને માટે વિશ્વાસયોગ.

હું નીચેની સાધનાથી ઉચ્ચ સાધનાની આલોચના કરૂં છું.

**વિશ્વાસયોગ**—તમે સર્વ સ્થળે વ્યાપ્યમાન છો. જડ આકાશ જેમ સર્વ વસ્તુની અંદર પણ છે અને બહાર પણ છે, તમે જ્ઞાનસ્વરૂપ હોવા છતાં સઘળાની અંદર અને બહાર પણ છો. જડ જડની માફક હોવા છતાં, તમે ચૈતન્યરૂપે છો. જ્યારે પોતાના સ્વરૂપમાં પોતે તમેજ છો, ત્યારે સૃષ્ટિ હોતી નથી. જ્યારે માયામય તમે છો, ત્યારે તમે સકળના નિયંતારૂપ છો. જડ પણ તમને જાણે નહિ, જાણી શકે નહિ એવું જડની અંદર કાંઇ પણ છે નહિ કે જે તમને જાણી શકે તમારી સૃષ્ટિની અંદર માત્ર એક મનુષ્ય તમને જાણી શકે છે. તે શક્તિ તમેજ મનુષ્યને આપી છે. એટલા માટેજ મનુષ્ય, સૃષ્ટ વસ્તુની અંદર સર્વ પ્રમાણ છે. તમારે જાણવાને પ્રથમ કૌશલમાંથી તમે છો એજ વિશ્વાસ છે. એ વિશ્વાસથી સાધના કરી શકાય છે, તોપણ તમને ક્રમે ક્રમે જાણી શકાય છે. વિશ્વાસની સાધના કર્મ છે. કિન્તુ કર્મ જેમ તેમ કરીને કરી લેવું જોઇએ નહિ. કર્મ કરતી વખતે—કાંઈ પણ ફળની આકાંક્ષા કરવી નહિ. ફલાકાંક્ષાને માટે સુખ પ્રાપ્તિ અથવા દુઃખનો નાશ કરવાને માટે કર્મ કરવું. સાધારણ મનુષ્ય સુખ પ્રાપ્તિ અથવા દુઃખના નાશને માટેજ કર્મ કરે છે. સાધક કોઇ પણ કર્મ કરે છે. સાધક કોઇ પણ કર્મ સુખ અથવા દુઃખની પ્રાપ્તિ અથવા વિનાશને માટે કરતો નથી. તે તને વિશ્વાસ કરીને કહેવાથી તું પ્રસન્ન થઇશ, એ લક્ષ્ય રાખીને કર્મ કર. તું પ્રસન્ન થા એજ તેનો મુખ્ય ઉદ્દેશ્ય છે. કર્તામાં સુખ અથવા દુઃખ જે હોય, તે તેનું ગૌણ છે. તેથી તે સુખ અને દુઃખને અગ્રાહ્ય કરે છે. સુખ અને દુઃખને સહ્ય કરીને કર્મ કરવું. એવું કે, તમારી આજ્ઞા પાલણને માટે પ્રાણ પર્યન્ત વિસર્જન કરવામાં તે દુઃખ માનશે નહિ. સુખ અથવા દુઃખ સહ્ય કરવાનું કૌશલ આમાંજ છે. સુખ દુઃખ જે આવે છે, તે પૂર્વે કરેલાં કૃત્યોનું માત્ર કર્મફળ છે. જે કરવામાં આવે છે, તેનું ફળ ભોગવવું પડશે; કિન્તુ તેમાં સાધક ને વિચલિત થવાનું કાંઈ પણ નથી; અસંતુષ્ટ થવાનું પણ કાંઈ કારણ નથી. સાધક જે અવસ્થામાં પડે નહિ, તે કદિ અસંતુષ્ટ થાય નહિ. સુખ દુઃખ જે આવે છે, તેમાં તેના પ્રારબ્ધને ભોગ થાય છે.—તું ત્હારા પ્રારબ્ધનો ક્ષય કરી નાંખે છે—સાધક એ મનમાં રાખીને અને તમારી તરફ જોઈ જોઇને તમારૂં સ્મરણ કરતાં કરતાં, સુખ અથવા દુઃખની અવસ્થા નીકળી જાય છે. સકળની અંદર તમે છો એમ સ્મરણ કરીને સઘળું અપમાન, સઘળો માર સહ્ય કરે છે.

સઘળી અવસ્થામાં તમારૂં સ્મરણ કરી આત્મરક્ષા કરે છે. નિત્ય કર્મમાં કદિ પણ તે વિષે બેદરકારી અથવા આલસ્ય કરે નહિ. સંસાર કર્મમાં પણ તે કોઇ પ્રકારે દીન વાણી ઉચ્ચારે નહિ. તે પાપ કરી શકે નહિ, કારણ કે પાપ કરવાની તમે આજ્ઞા કરતા નથી. તે સકળની સેવાને માટે જીવન ઉત્સર્ગ કરે છે, કારણ કે ધર્મરૂપે તમે સકળની અંદર છે, કિન્તુ પાપની સેવા તે કરી શકે નહિ, પાપીનો વિનાશ પણ તે કરે નહિ કારણ કે, વિનાશભાર તમે તેને દેતા નથી. વિશ્વાસી કર્મદ્વારા તમારી પ્રસન્નતા લક્ષ્યમાં લે છે. એજ વિશ્વાસીની સાધના છે.

કર્મ કરનારની બહારની સાધના—જેઓને સઘળા પ્રકારના કર્તવ્યનો બોધ છે, પિતા, માતા, સ્ત્રી, પુત્ર, કન્યા ઇત્યાદિની ઉપર કર્તવ્ય છે, તેઓ પણ એ સમસ્ત કર્મ તમારી પ્રીતિને માટે કરશે, વિશ્વાસી જે જે કરશે, કર્મ કરનાર તેની ઉપર પણ કેટલાંક વિશેષ કર્મો કરશે. જે કર્મયોગી છે તે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર પર્યન્ત અભ્યાસ કરશે. સંસારનું કર્તવ્ય તે તમારી પ્રીતિને માટે કરશે. વળી ઉપરોક્ત કર્મ પણ તે તમારી પ્રીતિને માટે કરશે. બાકીના નીચે લખેલ શ્રેણીના ભક્તજનો બાહ્યપૂજા, મંદિર માર્જન, ધુપદીપાદિ દાન, નામ જપાદિ ભક્તિ–ઉત્પાદક કર્મવડે ક્રમે ક્રમે ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરે છે.

કર્મ કરનારની અંતરંગ સાધના–તું કહે છે કે, મત્ કર્મ પરમ બનીને એ પ્રમાણે સાધકનું કાર્ય કરવું. એ પણ બીજું અન્ય કર્તવ્ય નથી. એક કર્તવ્ય, તું કર્મ કર, એ કર્મ યોગી અને ભક્તની પક્ષે ધારણા ધ્યાન અને સમાધિ અભ્યાસ છે. ભક્ત માનસપૂજાનો અભ્યાસ કરે છે, યોગી આત્મસંસ્થ બનવાને માટે યોગની અંતરંગ સાધના કરે છે. એઓ વિશેષ રૂપે ધારણાભ્યાસી હોય છે. એઓ ક્રમ મુક્તિ પર્યન્ત પ્રાપ્ત કરે છે. એઓ કોઈ એક અવલંબને તમારો ભાવ આરોપ કરીને પોતાના હૃદયમાં તેને જુએ છે; સર્વ વસ્તુમાં પણ તેજ ઉપાસ્ય છે એમ સ્મરણ કરે છે તે ઉપાસ્યની સાથે નિરંતર રહેવું નિરંતર કથા કહેવી, નિરંતર તેની સેવા કરવી વિગેરે એ અવસ્થાનું કાર્ય છે. એઓને બીજું અન્ય કર્તવ્ય હોતું નથી. એઓ પણ અભ્યાસ યોગી છે. અભ્યાસયોગી ઉપાસ્યના અવલંબને વિશ્વરૂપ સુધી પહોંચી શકે છે. એજ અભ્યાસ યોગીનો અન્તરંગ કર્મયોગ છે.

**સગુણ ઉપાસકને માટે જ્ઞાનયોગ અને નિર્ગુણ ઉપાસકને માટે ધ્યાન યોગ:—એ બે પ્રકારના સાધકની અવસ્થા લગભગ એક સરખીજ છે. એક સાધના સમ્પન્ન થવાથી બીજી આવે છે.**

જ્યારે કર્મવડે ચિત્તમાંથી રાગદ્વેષ દૂર થાય, જ્યારે ઉપાસના-દ્વારા ચિત્ત પોતાની ઉપાસ્યમાં એકાગ્ર બનીને ભગવત્ રસમાં સંપૂર્ણ રીતે તલ્લીન થઇ જાય, ત્યારે એકાન્તમાં ગમન કરવાથી જ્ઞાન સાધ-નાનો સમય આવે છે.

એ અવસ્થામાં સાધકે નિત્ય પ્રભાતે શુદ્ધ જળથી સ્નાન કરીને નિત્યકર્માદિ આટોપીને બહાર પ્રવાહિત શક્તિને કુંભક અથવા માનસ પૂજા વિગેરે કાર્યમાં અંદર પ્રત્યાધાત્મામાં પ્રવાહિત કરીને સુખાસને બે-સવાનો વિચાર કરવો. પ્રકૃતિ કર્મ કરે છે. જ્યાં સુધી કર્મ છે ત્યાં સુધી પ્રકૃતિ પણ તે કરે છે. કિન્તુ આત્મા પ્રકૃતિથી ભિન્ન છે. પ્રકૃતિથી આત્માને પ્રથક જાણવો એજ જ્ઞાન છે. તે સિવાય અન્ય સઘળું અ-જ્ઞાન છે, એ જ્ઞાન, યોગ સાધનામાંથી નિર્ગુણ ઉપાસનાના પોતામાં પોતાના ભાવમાં સ્થિતિ પ્રાપ્ત કરવાનો સમય આવે છે, હું પ્રકૃતિથી ભિન્ન—એ વિચાર કરી શકું છું, ક્ષુદ્ર જીવ સમાધિકાળે પોતાને મહાન્ કહીને ઉપલબ્ધિ કરી શકે છે. ઉપલબ્ધિ કરીને અવસ્થામાં સ્થિતિ પ્રાપ્ત કરે છે, એનું નામ ધ્યાનયોગ છે. એમાંથી જલ્દી મૂક્તિ થાય છે.

હું હવે એક કથા કહીને આ પ્રબંધને પૂરો કરીશ.

સંપૂર્ણ ધર્મની આજે પાંચ અવસ્થા કહી, એ પ્રત્યેકદ્વારા શું બ્રહ્મ જ્ઞાન પ્રાપ્ત થાય છે?—ના. આ સઘળી સાધનાની સહાયે ક્રમે ક્રમે પૂર્ણ ભાવે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે?

બ્રહ્મ ભાવે સ્થિતિ એજ બ્રહ્મજ્ઞાન છે. અન્ય સમસ્ત માત્ર સા-ધનાજ છે. વિશ્વાસી બ્રહ્મ સંબંધે જે પ્રાપ્ત કરે છે, વળી ધ્યાનયોગી બ્રહ્મ સંબંધે જે અનુભવ કરે છે,—એ બંને અવસ્થા કદિ એકરૂપ થઇ શકે નહિ. વિશ્વાસી બ્રહ્મ સંબંધે માત્ર વિશ્વાસ રાખે છે; તે આત્માનું દર્શન કરી શકે નહિ, આત્મભાવે ચિર સ્થિતિ પણ પ્રાપ્ત કરી શકે

નહિ. વિશ્વાસીના આત્માનુભવ કરતાં, બહિર અંગ કર્મ કરનારના આ-ત્મોદેવનો અનુભવ ઘણો વધારે છે. તેના કરતાં અન્તરંગ અભ્યાસ યોગીનું જ્ઞાન વધારે પ્રબળ છે અને સુખ પણ નિરતિશય છે. એના કરતાં જ્ઞાનીનું બ્રહ્મજ્ઞાન અનેક પરિપુષ્ટ છે. બાકીના એક માત્ર ધ્યાન-યોગ દ્વારા બ્રહ્મભાવે અથવા પોતપોતાના ભાવે સ્થિતિ થાય છે. એ સિવાય સર્વ દુઃખ નિવૃત્તિ રૂપ પરમાનંદ પ્રાપ્તિનો બીજો અન્ય રસ્તો નથી. શ્રુતિ પણ કહે છે કેઃ—

**तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः**
**पंथा विद्यते अयनाय इति.**

---

## પ્રકરણ ૧૦ મું.

---

### ગીતોક્ત ધર્મનું પ્રાચીનત્વ.

શ્રી ગીતાનો ધર્મ નવીન નથી. એ સનાતન ધર્મ છે. ગીતામાં વર્ણવેલા ધર્મ સંબંધે હું મહાભારતની માફક આ સ્થળે, સંક્ષેપમાં સન્નિ-વેશિત કરૂં છું. જે બોલે છે કે, ગીતા ભારતની પછી ઘણી મુદતે રચાઇને મહાભારતમાં દાખલ થઇ છે, તે તેઓનો મત ભૂલ ભરેલોછે. હું મહાભારતમાંથી એ પણ બતાવી આપું છું.

ગીતોક્ત ધર્મનું નામ એકાન્તિક ધર્મ છે. એ ધર્મ નવીન નથી, અનેક વખત એ ધર્મનો પ્રચાર થયો છે; હજી પણ કેટલી વખત એ ધર્મનો પ્રચાર થશે. એ કોણ કહી શકે? એ સનાતન ધર્મ છે. મનુષ્યના હૃદયની કલંક છાયાથી એ ધર્મ મુકુર કાલે કાલે માત્ર કલંકિત થતો જાય છે. એ માનવ હૃદયનો દોષ છે. ધર્મનો દોષ નથી. શ્રી ભગવાન્ અવતાર ધારણ કરીને વળી આ ધર્મ ઉજ્જવળ કરી જશે.

મહાભારત કહે છે કે:—વૈશમ્પાયન મુનિએ કહ્યું કે, મહારાજ કૌરવ-પાંડવના સંગ્રામમાં મહાવીર ધનંજય વિમનાયમાન થઇને, મહાત્મા મધુસુદને તેની પાસે જે એકાન્તિક ધર્મ કીર્ત્તન કર્યું છે, તે મેં તને પૂર્વે કહ્યું છે. એ ધર્મ અતિશય દુષ્પ્રવેશ્ય છે. મુઢ વ્યક્તિઓ કદિ પણ એને જાણી શકે નહિ. મૃત્યુ યુગમાં ભગવાન્ નારાયણ તે સામવેદ-સમ્મત એકાન્તિક ધર્મની સૃષ્ટિ કરીને તદ્દવધિ સ્વયં તે ધારણ કરીને કરીને રહ્યા છે. પૂર્વે ધર્મ પરાયણ મહારાજ યુધિષ્ટિર ઋષિ ગણ—સમાજે વાસુદેવ અને ભીષ્મની સમક્ષે તપોધન અગ્રગણ્ય નારદને એ ધર્મ પૂછ્યો હતો, તેમણે તેઓને જે કહ્યું છે, અમારા ગુરૂ વેદવ્યાસે તત્ સમુદય મારી પાસે કીર્ત્તન કર્યું છે.

બ્રહ્મ નારાયણથી જુદું અંગ હોવાથી છ વાર ઉત્પન્ન થયા છે અને એ છએ વખત આ સનાતન બ્રહ્મવિદ્યા નારાયણ પાસેથી પ્રાપ્ત છે. પ્રતિ પ્રલયકાળે આ વિદ્યા નારાયણનાં વિલુપ્ત થઇ જાય છે, સાતમી વખતે નારાયણની નાભિ પદ્મમાંથી બ્રહ્માએ જન્મ ગૃહણ કર્યો. નારાયણે બ્રહ્માની પાસે આ ધર્મનું કીર્ત્તન કર્યું. ત્યર પછી બ્રહ્માએ દક્ષને, દક્ષે, પોતાના જયેષ્ઠ દોહિત્ર આદિત્યને, આદિત્યે વિવસ્વાનને એનું અધ્યયન કરાવ્યું. અનન્તર ત્રેતાયુગના પ્રારંભમાં વેવિસ્વાને મનુને, મનુએ લોક પ્રતિષ્ટાને માટે પોતાના પુત્ર ઇક્ષ્વાકુને એ ધર્મ સમર્પણ કર્યો. ઇક્ષ્વાકુએ ત્રણ લોકની અંદર એનો પ્રચાર કર્યો. ત્યારથી અદ્યાપિ એ ધર્મ વિદ્યમાન રહ્યો છે. પ્રલય વખતે પુનરાય એ નારાયણમાં લીન થઇ જાશે. પૂર્વ હરિગીતામાં યતિ ધર્મ કીર્તન સમયે મહારાજ ! મેં સંક્ષેપમાં તમારી પાસે આ એકાન્તિક ધર્મ કીર્ત્તન કર્યું છે.

આ સનાતન ધર્મ સકળનો આદિ, દુર્જ્ઞે અને દુરર્હેય છે. કિન્તુ સન્યાસ ધર્માવલંબીઓ એનું પ્રતિપાલન કરે છે. ( શાન્તિપર્વ ૩૮૯ અધ્યાય, કાલીસિંહનો અનુવાદ. )

મનુષ્ય પોતાની બુદ્ધિ અને ચેષ્ટાદ્વારા જગતને ઉન્નત કરી શકે નહિ. એ સનાતન ધર્મના પ્રભાવથી જીવનું નિશ્રેયસ અને જગતનો અભ્યુદય થશે, અન્તત: શાસ્ત્રમાં એ જોવામાં આવે છે કે, ભગવાન્

વ્યાસ કહે છે કેઃ—આ પાપ જગત્ એકાન્તિક ધર્માવલંબી લોક સમુદાયમાં પરિવૃત થઇને, હિંસા પરિશૂન્ય, સર્વભૂત–હિતૈષી, તત્વજ્ઞાન સમ્પન્ન વ્યક્તિદ્વારા મૃત્યુયુગ આવિર્ભૂત થશે અને સઘળા લોક નિષ્કામકર્મનું અનુષ્ઠાન કરશે. હે મહારાજ ! મહર્ષિ વેદ વ્યાસ કૃષ્ણ અને ભીષ્મદેવની સન્નિધાને ઋષિગણની પાસે એ પ્રમાણે એકાન્તિક ધર્મ કીર્ત્તન કર્યું છે.

ગીતા પરિચય થયું પૂર્ણ સાધુના પરિત્રાણ અને દુષ્કૃતના વિનાશને માટે શ્રીભગવાન્નો અવતાર થાય છે. તે શિવાય ધર્મ સંસ્થાપન પણ તેનું કાર્ય છે. ભગવત્લીલામાં મેં પ્રથમ જે કાર્યો જોયાં, છેવટે ગીતા લીધી. શ્રી ગીતાવડે જગતના ધર્મનું સંસ્થાપન થાય છે. જગત્ અને ગીતા સ્થાપિત ધર્મ હૃદયમાં ધારણ કરવાને માટે અગ્રેસર થાય છે.

---

# ઉપસંહાર.

આ સ્થળે મારે એક ત્રુટિ-ખામીનો સ્વીકાર કરવો જોઇએ છે. ગીતાના પ્રત્યેક શ્લોકના અને પ્રત્યેક શબ્દના અર્થને માટે મહાપુરૂષના ભાષ્ય અને ટીકા વિગેરેનો આશ્રય લીધો છે. શાંકરભાષ્ય, આનંદગિરિનું ભાષ્ય-વિવેચન, મધુસૂદન સરસ્વતિકૃત ગુઢાર્થદીપિકા, નીલકંઠ સૂરીકૃત ગીતાર્થપ્રકાશ, હનુમદ્‌ભાષ્ય, રામાનુજભાષ્ય, બળદેવ ભાષ્ય, વિશ્વનાથકૃત ટીકા, શ્રીધર સ્વામીકૃત ટીકા, વિગેરેમાંથી સંસ્કૃતનો પ્રત્યેક શબ્દ લીધેલો છે. એ સમસ્ત મહાત્માના સતશાસ્ત્ર સમ્મત મન્તવ્ય જ્ઞાતવ્ય વિષયમાં દીધા છે. અન્ય શાસ્ત્રગતવિરોધી મત સંબંધે પણ પ્રયાસ કર્યો છે. બંગ ભાષામાં જેઓએ ગીતા સંબંધે શાસ્ત્ર પ્રમાણે કાંઈ લખ્યું છે, તે પણ જોયેલ છે. શ્રી આનંદચંદ્ર વેદાંતવાગીશ, શશિધર તર્કચુડામણિ, નીલકંઠ મજમુદાર, ગોપાલચંદ્ર ચટ્ટોપાધ્યાય, દામોદર મુખોપાધ્યાય, શ્રીકૃષ્ણ પ્રસન્નસેન, શ્રી અવિનાશચંદ્ર મુખોપાધ્યાયની ગીતા, આર્ય્યમિશનની ગીતા, ભૂધર ચટ્ટોપાધ્યાયની ગીતા, બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત પ્રથમ અને દ્વિતીય અધ્યાય, ગોરગોવિંદ સમન્વય ઇત્યાદિ પુસ્તકોમાંથી પણ શિક્ષાના વિષય આલોચિત કર્યા છે. પ્રશ્નોત્તર જ્ઞાતવ્ય વિષય લખ્યો છે જે સ્થળેથી જે લીધું છે, તેનો ઉલ્લેખકરવાનું અસંભવિત થવાને લીધે તે લખ્યું નથી.

ગીતા સમજવાનો પ્રયત્ન એજ લક્ષ્ય છે, એટલા માટે જેણે મૂળમાં લક્ષ્ય રાખીને સતશાસ્ત્ર અવિરોધમાં જે શિક્ષા આપી છે, તે પણ ગ્રહણ કરી છે, વારંવાર સમસ્ત ગૃહીત અંશનો સ્વીકાર કર્યો નથી એમ કહી મારી ત્રુટિનો સ્વીકાર કરૂં છું.

બીજી એક વાત એ છે કે પોતાને માટે એ અનુષ્ઠાન હોવા છતાં તેને કેમ પ્રકાશ કર્યું ! એ પ્રશ્ન ઉઠે છે. પુસ્તક નામને માટે પ્રકટ કર્યું નથી. પ્રકટ કરવાનું મુખ્ય કારણ-એક ફક્ત ભિક્ષા જ છે. ભગવાન્ પ્રસન્ન થાઓ એ લક્ષ્યમાં રાખીને કર્મ કરે તેને નિષ્કામ કર્મ કહે છે, ભગવાન્‌ની પ્રસન્નતા અને ભક્તની પ્રસન્નતા લગભગ સરખીજ છે. જો કોઇ

સાધુ મહાત્મા ગીતા જાણુવાનો મારો પ્રયાસ જોઇને સંતોષ પ્રાપ્ત કરશે, પૂર્વ વિસ્મૃત ભાવસ્મૃતિ પથે ઉદયને માટે ગ્રંથકારની પ્રત્યે ક્ષણુમાળને માટે કૃપા કટાક્ષપાત કરશે, મનમાં ને મનમાં યદિ એક ક્ષણુવારને માટે તેઓ એકવાર સ્મરણુ કરશે તો ગ્રંથકાર-યદિ મોહમાયામાં ભગવાનને ભૂલી પણુ જાય તો પણુ સાધુ મહાત્માનું સ્મરણુ માત્ર તેના હૃદયમાં ભગવદ્-ભાવને જાગૃત કરશે. સાધુકૃપાથી ભગવત્-કૃપા પ્રાપ્ત થશે. ભગવત્-કૃપાદૃષ્ટિ એજ ગ્રન્થકારની અન્તિમ પ્રાર્થના છે.

---

# શ્રીમદ્ ભગવદ્ગીતા.

## અતિ વિસ્તૃત અને સરલ વ્યાખ્યાસહિત.

---

**गीता मे हृदयं पार्थ ! गीता मे ज्ञानमुत्तमम् ॥**

(શ્રીકૃષ્ણ.)

શ્રીકૃષ્ણના હૃદયરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતાના અત્યાર સુધીમાં ઘણાં ભાષાંતરો પ્રકાશિત થયાં છે, અને તેની વ્યાખ્યાઓ પણ કેટલીક બહાર પડી છે, પણ અમો ગીતાની જે વ્યાખ્યા પ્રકટ કરવા ધારીએ છીએ તે એક અપૂર્વ વ્યાખ્યા છે. આ વ્યાખ્યાની ઉત્તમતાના સંબંધમાં એટલું જ જણાવવું બસ છે કે આ વ્યાખ્યા મૂળ બંગાલી ભાષામાં એક સુપ્રસિદ્ધ બંગાલી વિદ્વાને લખેલી છે. પૂર્વ અને પશ્ચિમના તત્વજ્ઞાન અને દાર્શનિક વિષયના ધુરંધર વિદ્વાન્, પરમજ્ઞાની અને મહાન્ ભગવદ્ભક્ત કર્મયોગી મહાત્મા શ્રીયુક્ત રામદયાલ મજમુદાર એમ. એ. ના સતત ૨૦ વર્ષના પરિશ્રમનું ફલ આ ગીતાની વ્યાખ્યા છે. આ ગીતાની ઉત્તમતાના સંબંધમાં અમે અમારા તરફથી કાંઇ કહિએ તે કરતાં બંગાલના સુપ્રસિદ્ધ વિદ્વાનોના શું અભિપ્રાય છે તેજ માત્ર અત્રે આપીએ છીએ, જેને વાંચવાથી તે વ્યાખ્યાની ઉત્તમતાજ નહિ પણ વિશેષતા વાંચનારાઓના જાણવામાં સારી રીતે આવી જશે.

**આ વ્યાખ્યા લગભગ ૨૫૦૦ થી ૩૦૦૦ પાનાની થશે. ઓછામાં ઓછાં ૧૧ વાલ્યુમ થશે.** આ સર્વ હોવા છતાં કિમત ઘણી થોડી રાખવામાં આવી છે. પ્રથમથી ગ્રાહક થનાર પાસેથી રૂપિયા ૨૧-૦-૦ અને પાછળથી ગ્રાહકથનાર પાસેથી રૂપીયા ૩૦-૦-૦ લેવામાં આવશે. પોષ્ટેજ જુદું.

## ૧. શ્રીકાશીથી પરમહંસ સ્વામી શ્રીપ્રણવાનંદજી મહારાજ લખેછે કેઃ—

રામ ! તમારી ગીતા મેં વાંચી. તમે ગીતારૂપી જે મહાનિધિ અમોને આપો છો, તે અપૂર્વ છે. પૂજ્યપાદ આચાર્યોનાં રચેલાં જેટલાં ભાષ્ય અને જેટલી ટીકાઓ જોવામાં આવેલ છે તે કરતાં તમારી આ ટીકા મને વધારે પસંદ પડી છે. તમારી ગીતા જેવી સરલ છે, તેવીજ ચિત્તને આકર્ષણ કરનારી છે. તમારી ગીતા એક રીતે ગુરૂસમાન છે. રામ ! તમારૂં શરીર અધિક સમય સુધી રહેનાર નથી, અને આજ જન્મમાં તમે પૂર્ણ ગીતા અમોને આપો એવી આન્તરિક ઇચ્છા છે. વગેરે.

---

## ૨. શ્રીયુક્ત ઑ. દિગંબર ચટરજી હાઇકોર્ટ જજ, કલકત્તા, લખે છે કેઃ—

શ્રીયુક્ત રામદયાલ મજમુદાર મહાશયના સમાન એક અધ્યાત્મ શાસ્ત્રવિશારદ સાધકે શ્રીમદ્ ભગવદ્ગીતાની જે વ્યાખ્યા લખી છે તેના સંબંધમાં અભિપ્રાય આપવાનો અધિકાર મારા જેવા સંસારી મનુષ્યને નથી. મારે તો માત્ર એટલુંજ કહેવાનું છે કે શ્રીરામદયાલ મજમુદારે ગીતાનું દ્વાર ઉઘાડી આપ્યું છે. જેઓ માત્ર સામાન્ય સંસ્કૃત જાણતા હશે, તેઓ પણ આ મહાન્ ગ્રન્થના મર્મને સહજમાં સમજી શકશે. આ ગીતામાં ભાષા અને ભાવનું જે વિશદરૂપથી વિશ્લેષણ કરવામાં આવેલ છે, અને જુદા જુદા ટીકાકારોનાં વ્યાખ્યાનોનો જેવી રીતે સમન્વય કરવામાં આવેલ છે, અને પ્રશ્નોત્તરરૂપે જે પાઠકોના સંશયોનું સમાધાન કરવામાં આવેલ છે, તે બહુજ ઉત્તમ છે. આ પ્રમાણે કોઇએ કરેલું હોય એમ મારા જાણવામાં નથી. આ વ્યાખ્યા લખીને રામદયાલુ મહાશયે સર્વ જીજ્ઞાસુઓના ઉપર મહાન્ ઉપકાર કરેલ છે, એમાં કાંઈપણ સંદેહ નથી.

---

## ૩. રાયબહાદુર ગોપાલચંદ્ર બેનરજી, રિટાયર્ડ સેશન-જજ સાહેબ લખે છે કેઃ—

મહાશય ! શ્રીયુક્ત રામદયાલ મજમુદાર રચિત શ્રીમદ્ ભગવદ્ગીતા વાંચતાં એમ લાગે છે કે, આવી વસ્તુ કદીપણ વાંચવામાં આવી નથી. મેં ૨૦ વર્ષથી ગીતાની ઘણી ટીકાઓ વાંચી છે; પણ ગીતાનું યથાર્થ તત્વ જાણવામાં આવ્યું ન્હોતું. મજમુદાર મહાશયની ગીતા વ્યાખ્યા સમાન વિષદ વ્યાખ્યા બંગાલી ભાષામાં મેં જોઇ નથી. આ હતભાગ્ય દેશમાં હિંદુધર્મનું નામ માત્ર રહિ ગયું છે ! દેશવાસીઓના આચાર, વ્યવહાર અને કર્મ જોતા હૃદય ચિરાય છે. મજમુદાર મહાશયની આ ગીતાની વ્યાખ્યા દેશના યુવકો જો એકવાર વાંચે તો તેમની બુદ્ધિ પાછી ઠેકાણે આવે એવી આશા છે. તેઓ મહેરબાની કરીને વાંચશે કે ! હું આ વ્યાખ્યાને વાંચીને અત્યન્ત સંતુષ્ટ થયો છું. આ ગ્રન્થનો દરેક હિન્દુએ પાઠ કરવો જોઇએ.

---

## ૪. શોભાબજારના શ્રીમહારાજા બહાદુર સર નરેન્દ્ર કૃષ્ણદેવના દૌહિત્ર શ્રીયુક્ત રાજેન્દ્ર કૃષ્ણઘોષ મહાશય લખે છે કેઃ—

શ્રીયુક્ત રામદયાલ મજમુદાર એમ. એ. મહાશય, પ્રણામ નિવેદનમિદમ્.

આપના તરફથી પ્રકાશિત કરવામાં આવેલ શ્રીમદ્ભગવદ્ગીતાને વાંચીને મને ઘણો સંતોષ થયો. ગીતાનું તત્વ પ્રશ્નોત્તરરૂપથી પ્રતિશ્લોકના તાત્પર્યસાથે સરલ ભાષામાં બહુ ઉત્તમ રીતે લખવામાં આવેલ છે. તમારી વ્યાખ્યાથી ગીતાજીનો ગૂઢમર્મ સહજમાં સમજવામાં આવે છે. હું ગીતા વાંચવાની સર્વને ભલામણ કરું છું, આ ગ્રન્થને વાંચવાથી આપની ધર્મપ્રિયતા અને આસ્તિકતા

જણાય છે, જેને લીધે આપના પ્રત્યે ભક્તિ પ્રદર્શિત કર્યા શિવાય ચાલે તેમ નથી. જગતમાં આપના જેવા સજ્જનો ધન્યવાદને પાત્ર છે. ગ્રંથ સ્ત્રીપુરુષ અને બાલકો સર્વને ઉપયોગી થઈ પડે તેમ છે. આ ગ્રન્થને જેઓ વાંચશે તેમને ઘણો સારો લાભ થશે. આવી ગીતાની ટીકા મેં કયાંય પણ વાંચી નથી.

---

## બંગવાસો—કલકતા.

ચિરપરિચિત ગીતાજીનું નામ સાંભળવાથી આજે પણ શરીરનાં રોમાંચ ઉભાં થાય છે. તેનું કારણ શું છે. ? ગીતા એ બહુજ કિમતી રત્ન છે; આ વાતને સાધક ભક્તો સારી રીતે સમજે છે. ખરા ગુરૂના સમીપમાં જેણે ગીતાનું અધ્યયન કર્યું છે. તેઓ શ્રીભગવત્પદારવિંદના અનુરાગી બન્યા છે. ગીતાના મહાત્મ્યને પણ તેઓજ સમજી શકે છે. ભગવાન્ પણ કહે છે કે—

यत्र गीता विचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि ! निवसामि सदैव हि ॥

જે સ્થાનમાં ગીતાનો વિચાર થાય છે, અધ્યયન થાય છે, અને શ્રવણ થાય છે. હે પૃથ્વિ ! અવશ્ય હું ત્યાં સર્વદા રહું છું. આમ હોવા છતાં ગીતાના નામશ્રવણથી અત્યારે શરીર કંપી ઉઠે છે. તેનું કારણ શું ? આજકાલ જયાં જોઇએ ત્યા સર્વત્ર ગીના માટે ખેંચાખેંચ થઇ રહી છે. તે ઉપરથી જણાય છે કે ગીતાનું મહાત્મ જરૂર વધ્યું છે, પણ ખરેખર આ વાત ઠીક છે ? ના તેમ નથી. પણ ગોતાનું મહાત્મ ડૂબી રહ્યું છે. અત્યારે ઘણે ભાગે અનાધકારી માણસોના હાથમાં ગીતાનું અનુશીલન જઇ પડયુ છે, ઘણા સ્કૂલ કોલેજના છોકરાઓ ગીતા ભણે છે શું ! શું તેઓ બધા ગીતાનો મર્મ સમજે છે ? સઘળા છોકરાઓ શું પદ્ધતિપુરઃસર ગુરૂ-પાસે ગીતાનું શિક્ષણ લે છે ? અત્યારે અનધિકારી માણસોના હાથમાં ગીતાની ચર્ચા પડી જવાથી રાજકર્મચારીઓ સંદેહમાં પડી ગયા છે. તેઓ ગીતાના ખરા અર્થને નહિ સમજવાને લીધે તેઓને ગીતાના પવિત્ર પૃષ્ઠોમાંથી પણ રાજદ્રોહ અને સિડિશનની ગંધ આવે છે.

દેશના દુર્દૈવને લીધે અત્યારે અનધિકારી લોકો ગીતાના ઉંધા અર્થ કરવા લાગ્યા છે. ગીતાની ખરી વ્યાખ્યા કરનારા અત્યારે દુર્લભ છે, જે મનુષ્ય ખરી ગીતાની વ્યાખ્યા સમજી શકે છે, તે ભગવાનને પ્રિય છે. ભગવાન્ પોતે આજ્ઞા કરે છે કેઃ—

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥

આવા ગીતાલોચક અત્યારે કેટલા માણસ છે ? ઘણી કઠિનતાથી ગીતાની વ્યાખ્યા કરનાર મળી શકે છે. ઘણા દિવસ પછી આવા એક ગીતાના ખરા વ્યાખ્યાકાર જોવામાં આવ્યા છે. તે શ્રીયુક્ત રામદયાલ મજમુદાર મહાશય વિશ્વવિદ્યાલયના એમ. એ. છે. તેઓ નિષ્ઠાવાન ધર્મપરાયણ બ્રાહ્મણ સંતાન છે. તેમજ શાસ્ત્ર તથા શાસ્ત્રાનુમોદિત વ્યવસ્થાના પોષક અને પાલક

છે; તેઓ શાસ્ત્રપ્રમાણે આચારવિચાર રાખનાર નિષ્ઠાવાન ભક્ત છે. ખરા ગુરૂની પાસે તેમણે ગીતાનું જ્ઞાન મેળવ્યું છે. તેઓ ઉચ્ચકોટીના ભગવદ્ ભક્ત છે. તેઓએ ગીતાજીના સદુપદેશને પ્રાપ્ત કરી પોતાની ઉજ્વલ ધીર બુદ્ધિના પ્રભાવથી ગીતાધર્મના ગૂઢ રહસ્યને ખોલીને આધ્યાત્મિક દાર્શનિક ભાવને ખોલવામાં સમર્થ થયા છે. તેઓ ગીતાના મર્મને જાણે છે, અને ગીતાની અનેક ટીકાઓ અને ભાષ્યોના ગૂઢ તત્વને જાણે છે. તેમની શક્તિ અસાધારણ છે. તેઓ જ્ઞાની અને ભક્ત છે. આ કલ્મષમય કલિયુગમાં બંગાલી સાહિત્યમાં તેઓ ધર્મનો પ્રચાર કરી રહ્યા છે, તે ધન્યવાદાર્હ છે. તેઓ સરલ અને શુદ્ધ રીતે કોઈ પણ વિષયને પ્રતિપાદન કરવામાં કુશલ છે. તેથીજ તેમના લખેલા સાવિત્રી, ભદ્રા, કૈકેયી, ભારતસમર અને વિચારચંદ્રોદયને જ્યારે વાંચીએ છીએ ત્યારે ખેદનો નાશ થાય છે. તે વખતે એવા નિશ્ચય ઉપર આવીએ છીએ કે હજુપણ બંગસાહિત્યમાં ધર્મ છે અને ધાર્મિક મનુષ્ય છે.

ઘણા વર્ષો સુધી મજમુદાર મહાશયે ગીતાનું અવલોકન કરેલ છે ઘણા દિવસથી તેમની ગીતા પ્રકટ થઇ છે. પ્રથમ બેખંડ મળ્યા હતા, હાલમાં ત્રીજો ખંડ મળ્યો છે. આ ખંડ ગીતાનો અંતિમ ભાગ છે. અહા ! કેવું અપૂર્વ રત્ન મળ્યું છે ! બંગભૂમિ અને બંગસાહિત્ય આજે ધન્ય બન્યું છે. આવી ગીતાની વ્યાખ્યા અન્યત્ર કયાં છે ? સુદૃઢ સાધનથી મજમુદાર મહાશયના હૃદયમાં જે ઉત્તમ ભાવો પેદા થયેલા છે તેને તેમણે ગીતામાં મનોહર ભાષામાં પ્રકટ કર્યા છે.

તેઓએ ગીતાજીની વ્યાખ્યામાં પ્રથમ અન્વયના ક્રમથી સંસ્કૃત વ્યાખ્યા કરી છે. અને શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, શ્રીધરસ્વામી, આનંદગિરિ, બલદેવ વગેરે ટીકાકારોના મતનું સંકલન કરી સંસ્કૃત વ્યાખ્યાને આ પ્રમાણે ગોઠવી દીધી છે કે માત્ર આ એકજ ટીકાને પ્રશ્નોત્તર સાથે વાંચવાથી સર્વ ટીકાઓનું રહસ્ય સમજવામાં આવી જાય છે. ત્યાર પછી સરલ બંગાનુવાદ અને શ્રીકૃષ્ણાર્જુનના પ્રશ્નોત્તરનું નિમિત્ત કરી ધર્મ અને સાધન સંબંધી સર્વ સંશયોને દૂર કરવાને માટે જે પ્રશ્નો ઉદ્ધૃત કરવામાં આવેલ છે તે સર્વ અત્યારે એટલા પ્રમાણમાં વધી પડેલ છે કે તેમના ઉત્તર આપ્યા શિવાય હિન્દુઓના કર્તવ્યનો નિર્ણય થતો નથી અને દાર્શનિક મતોનું સામંજસ્ય થતું નથી, એટલુંજ નહિ પણ સાધનમાં પણ સજીવતા અને સરલતા આવતી નથી. મજમુદાર મહાશયનું અદ્‌ભુત સાધનશીલપણું અને તેમની લિપિ કૌશલ્યથી આ પ્રશ્નો આવી રીતે નિરાકૃત થયેલ છે કે આને વાંચવાથી એમ જણાય છે કે આ એક બીલકુલ નવિન રચના છે. જેઓ કાવ્યરસમાં ચિત્તને સંલગ્ન કરી અનાયાસે ભગવદ્‌ભક્તિ અને જ્ઞાનના અધિકારી થવા માગતા હોય, ભારતીય જટિલ સમસ્યાની મીમાંસા કરવા ઇચ્છતા હોય, તેઓને અમો ગીતાની આ ઉત્તમ વ્યાખ્યા વાંચવાની ભલામણ કરીએ છીએ. મજમુદાર મહાશય તમને ધન્યવાદ છે. ગ્રંથનો અંદરનો ભાગ જેવો સુંદર છે તેવોજ બહારનો ભાગ પણ મનોહર છે. ત્રણ ખંડમાં આ ગ્રંથ સમાપ્ત થયેલ છે. છપાઇ કાગજ અને બાંધણી ઘણાં ઉત્તમ છે. ગ્રંથ ઘણોજ મ્હોટો છે " વગેરે.

---

# વસુમતી—કલકત્તા.

શ્રીમદ્ ભગવદ્ગીતામાં હિન્દુધર્મનો સાર ઉપદેશ અત્યન્ત સુંદરરીતે વર્ણન કરેલ છે, જેઓ આ ગ્રંથના ખરા મર્મને હૃદયંગમ કરી શકે, તેઓ સનાતન ધર્મના મૂલ તત્વને અનાયાસે સમજી શકે. મહાભારત પાંચમો વેદ છે. જેઓ વેદના અનધિકારી છે, તેઓને માટેજ ભગવાન્ કૃષ્ણ દ્વૈપાયન વેદવ્યાસજીએ આ પઞ્ચમવેદ મહાભારતની રચના કરી છે. ગીતા આજ મહાભારતનું ઉપનિષદ્ અથવા જ્ઞાનકાંડ છે. " अत्रोपनिषदां पुण्यां कृष्णद्वैपायनोऽब्रवीत् " આ વ્યાસોક્ત ઉપનિષદ્માં સર્વનો અધિકાર છે. આમાં કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ આ ત્રણે યોગ સારીરીતે વર્ણવેલા છે. પરંતુ આજે અમો બુદ્ધિના દોષથી ગીતાના ખરા મર્મને સમજી શકતા નથી. આજકાલ અનેક અનધિકારી મનુષ્યોની કપોલકલ્પિત ટીકાઓથી ગીતા દુષિત બની રહી છે, અને લોકો તે ટીકાઓને વાંચી ખોટે માર્ગે દોરવાઇ જાય છે. આવા કઠિન સમયમાં અમો શ્રીયુક્ત રામદયાલ મજમુદાર એમ. એ. મહાશયની લખેલી ગીતાવ્યાખ્યાને વાંચી અધિક સંતુષ્ટ થયા છીએ. એમાં મૂલ ગીતા છે, સાર૨૫ સંસ્કૃત ટીકા છે, અન્વય અને ભાષાનુવાદ છે, અને તે ઉપરાંત શ્રીકૃષ્ણ તથા અર્જુનના પ્રશ્નોત્તર મિશથી સર્વ શાસ્ત્રોનો સમન્વય કરી પ્રતિ શ્લોકની વિસ્તૃત વ્યાખ્યા આપવામાં આવી છે. આ કાર્ય રામદયાલ મજમુદારની કીર્તિને અખંડ રાખનાર છે. સંસ્કૃત ટીકામાં શંકરાચાર્ય, શ્રીધરસ્વામી, મધુસૂદન સરસ્વતી, આનંદગિરી, બલદેવ, વિદ્યાભૂષણ, નીલકંઠ, વિશ્વનાથ, હનુમત્સ્વામી, યામુનાચાર્યના ભાષ્ય અને ટીકાનો સારાંશ સંગ્રહ કરી રામદયાલુ મહાશયે એક અપૂર્વ માલા ગુંથીછે ભાષાંતર ઘણું ઉત્તમ થયું છે. અમે પ્રથમજ જણાવ્યું છે કે પ્રશ્નોત્તર રૂપે અનેક શાસ્ત્રના વાક્યોની એકવાક્યતા કરી મજમુદાર મહાશયે શ્લોકના તાત્પર્યને સમજાવેલ છે જે સર્વથા અભુતપૂર્વ કાર્ય છે; આમાં વિવિધ શાસ્ત્રોનાં પ્રમાણ સંગ્રહ કરી સર્વ પ્રકારના સંદેહોનું નિરાકરણ કર્યું છે. જેઓ હિંદુધર્મના અને હિંદુશાસ્ત્રના ખરેખરા મર્મને જાણવાની ઇચ્છા રાખતા હોય તેઓએ આ તાત્પર્યબોધિની વ્યાખ્યાનું જરૂર અવલોકન કરવું. આવી ઉત્તમ વ્યાખ્યા અમે બહુ ઓછી જોઇ છે. સાધારણ ઉપલક દૃષ્ટિથી આ વ્યાખ્યા વાંચવાથી કામ ચાલે તેમ નથી. રીતીપ્રમાણે મન લગાડીને વાંચવાથી આનું સૌન્દર્ય સમજવામાં આવશે. ગીતા શાસ્ત્રને સમજવું એ કોઇ સામાન્ય કામ નથી. આ કામ બાલકોનું નથી. આના મર્મ સમજવાને માટે એકાન્ત મનથી આના તાત્પર્યને જાણવા માટે સ્થિરચિત્ત થવું અત્યંત આવશ્યક છે. અન્યાન્ય શાસ્ત્રવાક્યની સાથે સામંજસ્ય કરીને આને વાંચવાની જરૂર છે. રામદયાલ બાબુએ માર્ગને અત્યંત સરલ કરી આપેલ છે. અર્જુન વિવિધ પ્રકારના વાંધા ઉઠાવી પ્રશ્ન કરે છે, અને ભગવાન્ શ્રીકૃષ્ણ વિવિધ શાસ્ત્રના પ્રમાણ આપી તે પ્રશ્નોનું સમાધાન કરે છે, જે બહુજ ઉત્તમ રચના છે. અમો હિંદુ ધર્મના તત્ત્વ-જીજ્ઞાસુઓને આ અમૂલ્ય તત્વાર્થબોધિની વ્યાખ્યા વાંચવાની ભલામણ કરીએ છીએ. રામદયાલ બાબુ યુનિવર્સિટીના એમ. એ. અને પાશ્ચાત્ય દર્શનના મહાન્ પંડિત છે. તેઓએ હિંદુદર્શનનો પણ વિશેષ રૂપથી અભ્યાસ કર્યો છે. સંસ્કૃત ભાષા અને ધર્મશાસ્ત્રમાં તેઓ પૂર્ણ પ્રાવણ છે, તેથી તેઓની આ વ્યાખ્યા સર્વોત્તમ બની છે, એમાં કાંઇ પણ સંદેહ નથી.

**The Amrita Bazar Patrika—**

In these days of Gita, unfortunately rather run wild the compilation of one by Sj R. D. Muzumdar, with its time honored commenraries and interpretations of different annotators from Shankaracharya downwards, along with the author's translations of the same and elaborate elucidation of the texts in his plain healthy and placid Bengali in the form of a dialogue between Shree Krishna and Arjun, is most opportune. It is not a book-seller's book labelled " cheap " with all the modern claptraps to call attention of the public, but the result of life-long devotion of one to the cause of religious literature of Bengal and the embodiment of the realisation of the highest truths involving the difficult problems of Life here and hereafter, which the authore being himself a sincere worker in the fields of religion, knows well how to put into the mouth of Arjun and have his queries answered by Sree Krishna. It is really the book of the day—of the month, nay of years to come far superior to its kind in respect of vast information it affords, of the varied matters it contains and of the light it throws in the way of right understanding of them, and above all of certain spirit of earnestness and faith—a genuine "pious feeling" that he has introduced all along the line to make the abstrusest of subjects, so light, pleasant and interesting a reading. Herein lies the speciality of the book. As a religious book, containing as it does the sublimest of thoughts that Hindu philosophy can conceive of, coupled with the highest practical moral truths that it inculculates, the position of the Gita is very unique. "It is a harmony of the doctrines of Yoga, the Sankhya and Vedant, combining with them the doctrine of faith in Sree Krishna and of stern devotion to caste rules. " The author of the three volumes has fully realised this position and has explained in his masterly way and in the true light of our Shastras, the principles underlying the doctrine of Karma, Bhakti and Jnan without entertaining the posibility of the idea that they

can be explained in any other way simply to suit the varying fashions and needs of the time. This is his orthdoxy. Sj Ramdayal Mozumdar, though not altogether unknown to the devotees of our religious literature, has however, no glittering testimonials to present to the eyes of the public. Yet the silent way in which he has worked all along his life, the education he has received and imparted, the strictly religious life he leads and lastly the series of bereavements in life which, to him a blessing in disguise, he has experienced, will sufficiently speak for this monumental work and both the orthodox and modernised sections of our community will, we have no doubt, find within a short compass, food enough to satisfy their religious cravings. The preface he has added to the last volume of his work is highly instructive and no less interesting. It shows the man and the source from which he has drawn his inspiration, as also his resignation to and dependence on the Divine will. And the last concluding lines of the para have a pathos quite in keeping with the true spirit of the Gita.

*—Amrit Bazar Patrika, 16-12-13.*

---

**The Bengalee.**

It gives us great pleasure to accord a very warm welcome to the publication of Srimad Bhagvad Gita by Babu Ramdayal Mazumdar, M. A. The "Bhagvad Gita" is in itself an infinite treasure of the deepest, mightiest and sublimest spiritual wealth that the world has ever conceived or created and as such, it is ever welcome to the Indian mind and it is but in the fitness of thing that a man like Babu Ramdyal Mazumdar should take upon himself the difficult and delicate task of editing the Gita with his own expositions. The author is known to us all, as an expert educationists, as the editor of the monthly magazine Utsab and also the author of such well known books in Bengali literature as "Bhadra" Sabirti" etc.

The lucid, and exhaustive exposition that the author has added to the book and which indeed has given a special

interest and value to the present publication are the outcome of the author's best labours and deepest meditation for 20 long yeas of his life and this fact alone has given an additional charm to the book. The author has also taken pains to include in his publication all the different commentaries together with easy Bengali translation of the same. His interpretation of the Gita in regard to "Barnasram Dharma" is quite original. Another special feature of his book which has drawn our attention is that under the garb of dialogues he has attempted to explain the most intricate passages and ideas of the text supporting himself at almost every step by references from the ancient Shastra And lastly we find the whole of the Yoga Basista Gita appended to it with the author's lucid and happy method of education. These, we are sure, will enable each and every reader to grasp the inner spirit and import of the Gita. We may mention here also that the get up of the book is quite attractive and excellent and the price reasonably moderate.

—*The Bengalee, 9-1-14.*

---

**Prof. Mahendralal Sarkar M. A. Professor of Philosophy, Sanskrit College, Calcutta, writes:**—I feel much pleasuse in going through the Sri-Gita-an expository work—by Sj. Ramdyal Mazumdar M. A Editor, the Utsab. It is the master-piece of the author, who has made valuable contributions to Hindu religion, and culture. The author is thoroughly versed in the sacred lore of the Hindus aud realised the same in his life. In his Sri-Gita he has given a thorough and comprehensive exposition of Adwvitabad of Sankar. Its special feature is that he has embodied his thoughts and arguments in Bengali in the form of dialogues between the Seeker and God himself. By the master-piece of dialectic method he has sought to instil, in the mind of his readers, the meaning and bearing of Adwaitabad and practice ( Yoga) of the same in the Hindu thought and culture. This mode of treatment I think will be hailed by those, who have an yearning to grasp the problems of the Gita—hence of Hindu life, and the solutions of the same. To me it is an audacity to write on so sublime a thing as it is.

I. P Press, Bombay.